# જરથોશ્તી સાહિત્ય અભ્યાસ.

(ભાગ ૧ લો.)

લખનાર—

ખુરસેદજી [illegible]

# જરથોશ્તી સાહિત્ય.

તેમાં બારીક શોધખોળ.

## તેના ૪૦ લેખો.

અને

## તે ઉપર પડેલી નવીન રોશની.



ભાગ ૧ લો.

લખનાર તથા પ્રગટ કરનારઃ—

ખુરશેદજી એમ. પાવરી.

દીની સાલ ૧૨૯૦ યઝદેજરદી.

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રિંન્ટીંગ વર્કસ
નાo ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં મીo મેહરજી બેરાંમજી મીઠાઇવાળાએ
છાપ્યું છે, અને દસ્તુર સાહેબ, ખુરશેદજી એરચજી પાવરીએ. ગોવાલ્યા
ટૅંક રોડ, મોતીવાલા મેનશન, ગ્રાંટરોડ.
મુંબાઇ મધેથી પ્રગટ કીધું છે.

મરહુમ બાઈ જાઈજી જમશેદજી એ.

સકલાતવાલાનાં

અશો ફરોહરની પાક યાદમાં

આ ધાર્મિક પુસ્તક

અહેશાંનમંદ જીગર સાથે

હું અર્પણ કરૂં છું.

કર્તા.

# ખુલાસો.

જરથોસ્તી સાહિત્યની આ શોધખોળ ચોકસ સંજોગોને આભારી છે. પચીસ વર્ષની ઉમર સુધી હું મોબેદી પેશામાં મશગુલ હતો અને વર્ષ પચીસની મોટી ઉમરે ધર્મની ભાષાઓનો મારો અભ્યાસ શરૂ થયો હતો. તે પાંચ વર્ષ ચાલુ રહ્યો હતો અને ત્રીસમે વર્ષે પુરો થયો હતો. આ અભ્યાસ પાછલ બીજાં ત્રીસ વર્ષ રોકાયાં હતાં, એટલાં વર્ષ રાતો દીન અભ્યાસ જારી રાખ્યો હતો અને તેનો કામને લાભ આપતો રહીઓ હતો. વર્ષ ૬૦ ની વૃધ્ધ વયે પોંહોચવા પછી ત્રણ દાએકાની આ ચાલુ કોશેષનાં નિ-ષ્ફળ પરીણામની નિરાશામાં બેઠેલો જોઇ, મારૂં મન રોકવા, મારા નાના બેટા જાલેજરે કોઇ 'ઓરીજીનલ' બાબદો હાથ ધરવા મને પ્રેર્યો, તેથી જીંદગીની છેલ્લી સાંજે આ લેખો લખવા હું આખરે ઉત્તેજીત થયો હતો. એમાં ગેબથીજ થયલી કુદરતી બશારત સમજું છું. અને મારા અહના અભ્યાસનાં આ છેવટ પરીણામ માટે તે દાદારે પાકનો હું શુક્રગુજાર કરૂં છું.

મારાં આગલાં ત્રણ પુસ્તકોનાં લખાણોમાંથી ચુંટણી કરી આ લેખો લખવાનો મારો ઇરાદો હતો, જે ઇરાદો આગલ આવતા મારા પ્રથમ પ્રસ્તાવનામાં જોકે મેં જાહેર કીધો હતો પણ તે અમલમાં આવ્યો નહી હતો. કારણકે આ શરૂઆત કરતાં મારાં અભ્યાસમાં તદન નવીન બાબદો હાથ લાગવાથી આ કમીની શોધનું પરીણામ જાહેર કરવાનો મને સંતોષ થયો છે. પ્રથમ ત્રણ દજન જેટલા થોડાજ લેખો લખવા જેટલી મારી શકિત હું જોઇ શકયો હતો. હું સંકાશીલ હતો, તેથી મારો શક દુર કરવા આ લેખોને પ્ર-સિધના આપવા પેહેલાં થોડાંક પેપરો "મુંબઇની જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડળી" આગલ મેં વાંચ્યાં હતાં. આથી મને મારા પોતાના ઉપર વીશ્વાસ આવવા અને મારૂં મત પાકત થવા પછીજ તેનાં પેહેલાં ફળ તરીકે શરૂઆતના આ થોડા લેખો ખાસ કરી અભ્યાસિ વર્ગની સેવામાં હું ધરૂં છું. સાચાં ગૌહરોની પરિક્ષા તેના ખરા જવેરીઓજ કરી શકેછે અને તેની કીંમત આંકી શકે છે.

આ કોઇ એકજ બાબદ ઉપરનું સીલસીલાબંધ લખાણ નથી, પણ અભ્યાસ કરતાં દીનાઇનની જુદી જુદી તરેહવાર બાબદોમાં જ્યાં જ્યાં અધુરાપણું જણાતું ગયું, ત્યાં

ત્યાં તેની પુરણી કરવામાં આવી છે. આ કમીની, કોશેષની કદરશનાસી થવાની ઉમેદ ધરાવવામાં હું ખોટો ગણાઈશ નહિં, અગર તેની ઘટતી કદર નહિબી થાય તોપણ આશા—નિરાશા વચે ડામાડોળ થઇ પાછલ પડીશ નહિ, પણ ખુદા ઉપર વિશ્વાસ રાખી મારો આ પ્રયત્ન સંતોષ સાથે હું આગલ ને આગલ ચાલુ રાખીશ.

ઇરાનિયન એસોશ્યેશનનાં "જર્નલ" માં મારાં એક પછી એક પ્રગટ થતાં આ લખાંણોની જાહેરમાં પ્રથમ કદર કરનાર એકજ ગૃહસ્થ શેઠ જી. કે. નરીમાન નું આ ટકે હું દીલોજાન જાહેર એહેશાન માનું છું. જોકે પ્રથમ આ "ઓરીયનટલ સ્કૉલર" ની પીછાંણનું મને માન નહી હતું. સેવટે આ લખાંણોમાં મને દરેક સગવડ કરી આપવા માટે મજકુર "જર્નલ"ના એડીટર અને પ્રોપ્રાયટર પ્રો. પી. એ. વાડયાનો તેમજ મજકુર એસોશીએશનનો હુ ઘણો આભારી છું. વળી માગીઆ વગર આ લેખો માટે અભિપ્રાય અપનારા બીજા ગૃહસ્થોનો પણ હું ઉપકાર માનું છું.

## આખરે બુજાયલી કદર.

આ ગુજરાતી લેખો તથા તેનું ઇંગ્રેજી 'ટ્રાન્સલેશન' કરાવી તેને પ્રસિદ્ધતા આપવાની, માનવંત શેઠ જમશેદજી એદલજી સકલાતવાલાએ મને જે ઉદાર મદદ કીધી છે અને મારા અભ્યાસમાં મશગુલ રેહેવાનું ઉત્તેજન આપવાની જે કદરશનાસી કીધી છે, તે માટે એ શેઠનું સાચાં જીગરથી હું એહેશાન માનું છું.

કર્ત્તા.

દીની રોજ મુબારક બેહેરાંમ ઇજદ ફીરોઝગર. માહ મુબારક શેહેરેવર અમશાશાસ્પંદ સને ૧૨૯૦ યઝદજરદી.



# સાંકળચું.

સફે.





# જરથોસ્તી સાહિત્યનાં ચુંટેલાં લખાણો.

( અદના અભ્યાસનું પરીણામ ).

મારાં આગલાં લખાંણો "વઅજે ખુર્શેદ" પંદર વઅજ તથા ભાષણો ભાગ ૧ લો, "રેસાલહે ખુર્શેદ" પંદર રેસાલાનો સંગ્રહ ભાગ ૨ જો તથા સત્તર રેસાલાનો સંગ્રહ ભાગ ૩ જો (છપાય છે), તેમાંથી ચુંટી કાઢેલાં ખાસ લખાંણુનો આ શરૂઆતનો એક સંગ્રહ છે અને તેમાં આ લખનારના અદના અભ્યાસનું એક સામટું ચિત્ર દોરવામાં આવ્યું છે. જે બાબદમાં ખાસ નવીનપણું સમાયલું હોય, અકસર અવસ્તા સાહિત્યમાં મારી કમીના શકિત મુજબ કમતર શોધખોલ ચલાવી હોય એવા થોડાજ વિષયો **સુધારા તથા વધારા** સાથે જોકે હાથ ધરવામાં આવ્યા છે, તોપણ તે સઘળા વિષયોમાં દર્શાવેલા નવા વિચારોમાં અચુક હોવાનો હું કદી દાવો કરીશ નહીં. સ્વમુખે માન માગવાની કશીપણ ડોળઘાલું સરસાઇનો દાવો કીધા વગર નમ્રપણે જણાવીશ કે, આ સંગ્રહમાં કેટલાક વિષયો જે નવીનતા ધરાવે છે, તેના ખુલાસા પુર્વના ઓલમાં કે પશ્ચિમનાં સાવાં સમજાવી શકયા નહીં હોય તો તેમાં તાજુબ થવું જોઇતું નથી. વળી આ કોશેષની કદર અભ્યાસિ વર્ગ સિવાય સાધારણ વાંચક વર્ગ કરી શકે નહીં એ પણ કુદરતી છે. હું કોઇ મોટો અભ્યાસિ નથી અને અભ્યાસિ હોવાનું હું મિથ્યા અભિમાન ધરાવતો નથી. મારા કમીના અભ્યાસનું તોલ આ ઉપરથી કરી શકાશે કે આ ત્રણ દજન જેટલા થોડા વિષયો સિવાય અવસ્તાની એવીજ બીજી અસંખ્ય બાબદોમાં દુર સુધી જોવાને હું શકિતવાન નથી. એનું સ્વભાવિક કારણ ધર્મ સાહિત્યની ખિલવણીનાં સંગીન સાધનો વગરનાં ગુજરાતનાં એક ખુણામાં પડવાનું છે. અવસ્તાનાં પુરાતન, અધુરાં અને મદુંદ સાહિત્યનાં અલંકારીક લખાણોના ખરા ભેદનો પરદો શબ્દોના બાહારના અર્થથી ઉચકી શકાતો નથી, તેના બિકટ ભેદો ઉકલાવવા ઉંડાં, બારીક અને શાંન્ત અભ્યાસનાં અવકાશની ઘણી જરૂર છે અને તે માટેનાં સ્વમાન જાલવનારાં અવશ્યનાં સાધનો મેલવી આપવાની કોમી કદર વગર અભ્યાસિ વર્ગ અવકાશ મેળવવાને સ્વભાવિક રીતેજ અશકત થઇ પડે છે. અંગત અનુભવના આધારે કહેવાને આપણે શક્તિવાન છીએ કે, ઘરની રોટી ખાઇને અને ગાંઠના ગોપીચંદન કરીને

જરથોસ્તી ધર્મ અને તવારીખની સંગીન સાહિત્ય સેવામાં તન-મન રગડનારા અને ભેજાંનો ખીમો કરનારા પ્રમાણિક અભ્યાસિ વર્ગની કોમના એક બેકદર વર્ગને ખરી પીછાણ ક્યાં છે ? એના મોજુદ દાખલા આપણને દૂર શોધવા જવા પડે એમ નથી. જરથોસ્તી સાહિત્યના એક સાચ્ચા સેવક મર્હુમ રેવરંડ **ડૉ. મીલ્સ**, ધર્મ સાહિત્યના અથંગ અભ્યાસિ મર્હુમ એર્વદો **તેમુરસ અંકલેસરીઆ, શેહેરીઆરજી ભરૂચા, એરચજી દસ્તુર મેહેરજી રાણા, મનચેરજી વાચ્છા અને કાવસજી કાંગા** વગેરેની કોમે કેવી બુજ કીધી છે ? કદરસનાસીની ખરી ફરજનું કરજ અદા નહીં કરવાની આ અને બીજી કોમી બેકદરી એક સુશીળ કોમ તરીકે તેને માટે શોભા ભરેલી નથી.

આ જોગવાઇએ ઘટીત એહેશાંનમંદી જાહેર કરવાની હું મારી ફરજ સમજું છું. જે ખાતાં તરફથી મને આ ધાર્મિક કેળવણીનો લાભ મલ્યો હતો, તે **સર કાવસજી જહાંગીર નવસારી જરથોસ્તી મદ્રેસાનો**, તેમજ જે ખાતાંએ મારો અભ્યાસ થોડે દરજ્જે આગલ વધારવાનું મને ઉત્તેજન આપ્યું હતું, તે મારાં માજી વડપણ હેઠળની નવસારીની **મર્હૂમ શેઠ નોશેરવાનજી રતનજી તાતા જંદ પહલવી મદ્રેસાનો** આ ટકે હું ખરાં જીગરથી આભાર માનું છું. સેવટે જે ભણેલા ભલા ઉસ્તાદના હાથ હેઠળ મને ધર્મની ભાષાઓની તાલીમ મલી હતી, તે "ઓર્યનટલ સ્કોલર" **વીદ્વાન શેહેરીઆરજી દાદાભાઈ ભરૂચા છે.** મર્હુમે એક ઉસ્તાદ તરીકે પોતાના આ કમીના શાગેર્દ તરફ જે મહોબ્બત અને નમાનાપણું દેખાડયું છે તેના આભારની ઉંડી લાગણી શબ્દોમાં દર્શાવી શકાય એવી નથી. એક કાબેલ ઉસ્તાદથી મને મલેલી ઉંચી તરબીયતનું આ નાકેશ પરિણામ છે અને તેજ માનવંત ઉસ્તાદને મારા અદના અભ્યાસનો આ પરિણામ દર્શક સંગ્રહ ઇંચે ઇંચ આભારી છે.



## ૧—" ઉર્વતત-નર "

### શું એક પેગાંમબર હતો ? *

**વંદીદાદની** પરગરદ બીજીમાં અહુરમજદ અને જરથોસ્ત વચ્ચે આ મુજબ પુર્સેશ પાસોખ થયલી મલેછે.

**" કો. અએષાંમ. અસ્તિ. અહુસ્ચ. રતુસ્ચ૦૦૦**
**ઉર્વતત-નરો. જરથુશ્ત્ર. ત્ચ્ચ. યો. જરથુશ્રો. "**

**તર્જુમો.** " તેઓનો (ઇઆને ગોફામાં રેહેનારાં માણુસોનો ) ધર્મગુરૂ અને પાદશાહ કોણ છે ? ત્યારે હોરમજદે કહ્યું કે, અએ જરથોસ્ત ! ઉર્વતત–નર અને તું કે જે જરથોસ્ત " ( એ. કાંગા ).

**ખુલાસો.** મજકુર ફકરામાં આવેલા " ઉર્વતત–નર " શબ્દને વંદીદાદની **પહલવી શરેહ** લખનારા દસ્તુરો તથા પુર્વ અને પશ્ચિમના સાવાં **એક** પુરૂષ તરીકે ઓલખાવેછે. પહલવી બુનદેહેશ્ન કહેછે કે, " **ઉર્વતદ-નરે જરતોશ્ત પવન જમ કર્તવર** " એટલે, જરથોશ્તનો ઉર્વતદનર જમશેદે કીધેલા વરમાં ( રદ=સરદાર ) હતો ( બાબ ૨૯ ). વંદીદાદની પહલવી શરેહમાં તેને "દસ્તોબર ( દસ્તુર) અને સઘલા સ્કૉલરો તેને એક પેગાંમબર તરીકે જાહેર કરે છે ( કાંગા,સ્પીગલ, ડામેંસ્ટેટે, હાઉગ, હાર્લે વગેરે ) વળી પહલવી સાહિત્ય અને તર્જુમો કરનારા સ્કૉલરોના જણાવવા મુજબ તે જરથોસ્તનો બેટો કે પેગાંમ્બર એ બન્ને નથી.

**મારો તર્જુમો.** સવાલ—તેઓ ( વરવાસીઓ ) નો **અહુ** ( Temporal-Lord ) **અને રતુ** ( Spiritual-Master ) કોણ છે ?

જવાબ—**અએ જરથોશ્ત ! તુંજ નામીચો નર જરથોશ્ત છે (ફ. ૪૩)**

**દલીલ.** **જમ્યાદ યશ્તમાં** જરથોસ્તને **નર** બલકે **બહાદૂરનર** ( નઇર્ય. હાંમવેરેતિ તરીકે ઓલખાવ્યા છે અને " ઉર્વતુત–નર " તથા " નઇર્ય-હાંમ-વેરેતિ " લગભગ સમાન અર્થ ધરાવનાર શબ્દોનાં બે જુદાં રૂપો છે (ફ. ૩૮ ).

**ફરવરદીન યશ્ત** મુજબ " ઉર્વતત–નર " નામના બે નામીચા પુરૂષો હૈયાતી ભોગવી ગયા છે, તેઓમાં એક જરથોશ્તનો બેટો (ફ૦ ૯૮) અને બીજો પાછલથી જન્મેલો

---

* આ સંગ્રહમાંના દસ વિષયો મુંબઈ મધે " જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડળી." માં વાંચવામાં આવ્યા હતા. અને તે ઉપર સ્કોલરો તરફથી વાદ વિવાદ ચલાવવામાં આવ્યા હતા.

( અપર જાત ) મલે છે ( ફ૦ ૧૨૭ ) એ ખરૂં, તોપણ મજકુર ફકરામાં આ બેમાંના કોઇબી એક પુરૂષનું નામ નથી. ત્યાં તે વિશેષનામ નહીં, પણ જરથોસ્તનાં વિશેષણ તરીકે મલેછે અને તેનાં કારણો નીચે મુજબ છે.

( ૧ ) ત્યાં તે જેમ સમાસ થઇને મલેછે તેમજ તે બે છુટા શબ્દોના અર્થમાં બી મલે છે. તે અસલ " ઉર્વત નર " શબ્દ છે અને તેમાંનો આગલો બેહેરામ યશતમાં બ્હાદુર અને નામીચાં ઉઠ ( ફ૦ ૧૧ ) અને પક્ષિ ( ફ૦ ૧૯ ) એ બંન્નેનાં વિશેષણ તરીકે મલેછે. ( ૨ ) તે જેમ સમાસ તરીકે બેવડાં અર્થમાં મલેછે તેમ એવોજ દ્વિઅર્થી શબ્દ આપણને " અઉર્વત અસ્પ " માં સમાસ થયલો મલેછે અને તેનો અર્થ નામીચા ઘોડાવાલો થાયછે. તે કેઆની લોહોરાસ્પના વિશેષનામ તરીકે અને ખુર્શેદ તથા અપાંમનપાત ઇજદોનાં વિશેષણ તરીકે બી મલે છે. વળી જેમ " ઉર્વત " તેમજ "અઉર્વત" શબ્દ છુટો રહીને શાહ જમશેદ (હા ૯, ૫) વયુઈજદ ( ૫૦ રામ ફ૦ ૨૭ ) અને તુરાની વીસેના ખાનદાનના બ્હાદુર બેહ્રા ( હુનુ ) ઓના વિશેષણ તરીકે મલેછે ( ૫૦ આવાં૦ ફ૦ ૫૭ ). આ બંન્ને શબ્દો એકજ અક્ષરના ફેર સિવાય એકજ અર્થ ધરાવનાર શબ્દનાં માત્ર બે જુદાં રૂપો છે. ( ૩ ) અવસતા અને સંસ્કૃત વ્યાકર્ણના અચુક નિયમ મુજબ મજકુર વાકયમાં સર્વનામ અને ક્રિયાપદ બંન્નેનાં પ્રત્યય દ્વિવચનમાં મલવાં જોઇતાં હતાં પણ તેમ કાયદેસર મલતાં નથી. ત્યારે હયાં કોઇ એકજ પુરૂષ માટે બેશક બોલાયું છે અને તે એકલા મહાગુરૂ જરથોસ્ત છે. ( ૪ ) —— વાક્યમાં આવેલો " ચ " ઉભયાનવૈ નહીં પણ નિશ્ચયાર્થક અવ્યય છે. ( ૫ ) એની સૌથી મઆકુલ દલીલ એ છે કે, અવસ્તાના આખાં સાહીત્યમાં અશો જરથોસ્ત સિવાય આ ગેતીમાં કોઇબી પુરૂષને, કોઇબી કારણે, કોઇબી દાખલામાં અને કોઇબી સંજોગોમાં અહુ અને રતુ નું મહાનપદ કદી મલ્યું નથી. ( ૬ )—— એક સાદો સ્વભાવિક સવાલ આ છે કે, ભુતકાલમાં "ઉર્વતત—નર" જેવો કોઇ પેગાંમ્બર થઇ ગયો નથી અને ભવિષ્ય કાલમાં થવાની આપણે કોઇ ધરખમ દલીલ ધરાવતા નથી. ત્યારે અગર આપણે તેને એક પેગાંમ્બર તરીકે કબુલ રાખીએ તો અહુરમજદની ભવિષ્ય વાણી ખોટી ઠરેછે, અહુરમજદ અને જરથોશ્ત વચ્ચેની પાક પુર્સેશ પાસોખનું વજન ઘટેછે અને તેમાં દાદારની હર્વસ્પ આગાહી ઉપર સુખન લઇ જવાનો મહા અનર્થ થાયછે. ત્યારે આ દલીલો પારદર્શક દેખાડે છે કે "ઉર્વતત — નર" પેગાંમ્બર નહીં હતો, પણ મજકુર ફકરા મુજબ પુરાતન આર્ય પ્રજાના ભવિષ્યના એકલા પેગાંમ્બર મહાગુરૂ જરથોશ્ત સાહેબ હતા.

---

## ૨—જોહાક અને અફ્રાસિયાબ,

## શું કળાવંત અને કીર્તિવંત પાદશાહો હતા.

**જમ્યાદ યશ્તમાં** તુરાનના પાદશાહ **અફ્રાસીઆબના** સંબંધમાં નિચલી નોંધ મલે છે.

**"આઅત ઉસ્‌પતત્ ફ્રઙ્‌હરેસે તુરો અષ-વરેચાઓ, સ્પતમ જરથુસ્ત્ર, જરયઙ્‌હત હચ વોઉરૂ-કષાત."**

ત્યારે અએ જરથોસ્ત ! **પુર દગલબાજ** તુરાની અફ્રાસીયાબ વોરૂકષ દર્યામાંથી
**તર્જુમો.** બાહાર આવ્યો ( એ૦ કાંગા ).

અપવસ્તાનો તર્જુમો કરનારા વિદ્વાનો મજકુર વાક્યમાં **અફ્રાસીયાબ માટે**
**ખુલાસો.** વપરાયલા " **અષ—વેરેચઙ્‌હ** " શબ્દનો **અર્થ મકકાર, દગલબાજ, પાપી, ગુનેહગાર** વગેરે કરેછે (કાંગા, ડાર્મેસ્ટેટ, હાર્લે વગેરે).

આ શબ્દનો અર્થ દેખાડવા પેહેલાં તવારીખના એક બનાવની અત્રે નોંધ લઇશું. કેઆની **કએકોબાદની** તખ્તનશીનીના શરૂઆતના અમલની પહેલીજ લડાઇમાં **ભાગ** લેતાં નવજવાન **રૂસ્તમ** આ પહેલીજ વાર તુરાનીઓ સાથના જંગમાં **અફ્રાસીઆબને** પોતાનો હમ્નબર્દ માગેછે, અને તેની ઓલખ પોતાના પેદર **જાલથી** જ્યારે જાણુવા માગેછે, ત્યારે તેના પોષાકની પિછાંણુ આપતાં તે અફ્રાસીઆબની લશ્કરી કોલાહ ઉપર **પક્ષિનું એક કાળું પીછું** ( કીર્તિની કલગી ) ખોસેલું જણાવેછે અને આ પીછાંથી તેની ઉંચી પીછાંણુ કરાવેછે. ત્યારે અફ્રાસીઆબ શું **કીર્તિની કલગી** ધરાવતો હતો ! આપણો શાયર એમ કહેછે અને તેના કહેવાને અવસ્તાથી એક કીર્તિવંત પુરૂષ તરીકે નીચે મુજબ સીધો ટેકો મલેછે.

ત્યારે અએ જરથોસ્ત ! **પુર ખુરેહમંદ** તુરાની **અફ્રાસીઆબ** વોઉરૂકશ
**મારો તર્જુમો.** દર્યામાંથી બાહાર આવ્યો ( ફ૦ ૫૭).

એમ કેમ બને ? એક હાથપર અવસ્તામાં તેને ધાટકી (મઇર્યો) તરીકે ઓલખાવે, તેણું માગેલી મુરાદોમાં તેને નિષ્ફળ નિવડેલો જાહેર કરે, અને બીજી બાજુ તેને એક કીર્તિવંત તરીકે ઓલખાવે, તો તે એકેકથી વિરૂધ્ધ જતી શકમંદ બાબદ થઇ પડેછે એ ખરૂં, તોપણુ અવસ્તામાં તેને ખુરેહમંદ, બલકે પુરેપુરા ખુરેહમંદ તરીકે " **અષ વરેચાઓ**" વિશેષણથી વારંમવાર ઓલખાવ્યો છે (ફ૦ ૫૭ વગેરે). હવે ઇરાનીઓનો

એક કટ્ટો શત્રુ કીર્તિવંત નહીં ગણાવો જોઇએ એવા ખ્યાલથી ઉપલા શબ્દનો સીધો અર્થ હયાં ફેરવવામાં આવ્યોછે તે દરોબસ્ત નથી, કારણકે બીજા સઘલા દાખલામાં એજ શબ્દનો અર્થ ઘણોજ કીર્તિવંત કરવામાં આવ્યો છે. વળી અવસ્તા **"વરેચડંહુ"** શબ્દ સંસ્કૃત **"વર્ચસ"** સાથે હુબહુ મલેછે અને તેનો અર્થ, તેજ, પ્રકાશ, પ્રતાપ, કીર્તિ વગેરે થાયછે. તે હિન્દુ **વેદ** શાસ્ત્રમાં **"બ્રહ્મ વર્ચસ"** એટલે **બ્રહ્મતેજ, "વિશ્વામિત્ર વર્ચસ"** એટલે, **વિશ્વામિત્ર રૂષીનું બ્રહ્મતેજ** વગેરે મલેછે. ત્યારે **અફ્રાસીઆબ** જોકે એક કીર્તિવંત પુરૂષ હતો. તોપણ તેણે બદ નિષ્ટાથી પેલાં ખુરેહનો ખોટો ઉપયોગ કીધો હતો, તેથી અવસ્તા મુજબ તેની હાંણીકારક માગણીઓ બાહાલ રહી નહીં હતી, તોપણ તેની ઉંપર જે કુદરતી બખશેસ ઉતરી હતી તેની સચ્ચાઈ અવસ્તામાં છુપાવી નથી. વળી બીજું, **જમ્યાદ ય શ્તમાં, ફરેદુન, કેખુશરો** અને **ગુશ્તાસ્પ** એ ત્રણ નામીચા બાદશાહોનાં નોંધલેવા લાયક કીર્તિવંત કામોના, દાખલા દેખાડવામાં આવ્યા છે. તેઓ સાથે **જઇનીગઓ** નામના કોઇ બુરા શખ્સને મારવાનાં **અફ્રાસીઆબ**નાં ભલાં કામની લાયક પિછાણ થઇ છે અને ઇરાન દેશ તરફની તેની ઘાટકીશત્રુવટની ખુલ્લી ખાંમી જાહેર હોવા છતાં અવસ્તાના મહાન લેખકોએ તેની ખુબી છુપાવવાનું તંગદીલ દેખાડયું નથી ( ફ૦–૯૨ ૯૩ ).

## ઝોહાક એક યુકિતબાજ.

**"આફ્રીને પેગાંમ્બર જરથોશ્ત"** માં જરથોસ્ત સાહેબ બાદશાહો.

**ગુશ્તાસ્પ**ને નામીચા પુરૂષોના નામોના દાખલા આપી તેઓના જેવો કીતિવંત નિવડવાના આશિષ દે છે, અને તેઓમાં એક **ઝોહાક**નું નામ મલે છે. ત્યાં તેનાં નામ સાથે કહે છે કે, **હુઝવર-યઓક્ષત્યો બવાહી યથ આજીશ દહાકો, અઘ-દએન"** એટલે, બદદીન ઝોહાક મિસાલ તું **પુર યુકિત બાજ** થજે ! ( ફ૦ ૩ ).

ઝોહાક જોકે બુરો હતો, તોપણ તેમાં જે દાખલો લેવા લાયક ખુબી હતી તેને હ્યાં વખાણીછે અને તેની નકલ કરવા ગુશ્તાસ્પને કહેવામાં આવ્યું છે. વળી આ એક ફરેસ્તાઇ પ્રબળ હતું અને એજ "હજગર- યઓક્ષત્ય" **મેહેરઈજદની** સિફતમાં તેનાં મહાબળ તરીકે બી મલેછે ( મે૦ ફ૦ ૩૫ ).

આ મુજબ બાબુલી ઝોહાક જાલીમ હતો અને **અફ્રાસિયાબ** વગેરે **વેસેના** ખાનદાની તુરાનીઓ સ્વદેશ અને સ્વધર્મનાં શત્રુઓ હતા, તોપણ તેઓને બળવંત

(અશ-અઓજડ.હ, અઉર્વે)તરીકે કહી અવસ્તામાં તેના મહાન કર્તાઓએ ઉદારપણું દેખાડયું છે. "**અપ-વરેચઙ્હ**" શબ્દ "**અપ-ખરેનઙ્હ**" નુંજ બીજું રૂપ છે અને કેઆની **કએક.ઉશને** એજ "અપ વરેચઙહ" નું ઇશ્વરી તેજ હોવાની શહાદત મલે છે (યo આવાં ફo ૪૫). આ તેજ એક ફરેસ્તાઇ પ્રકાશ તરીકે **તીર** અને માહ ( મોહોર ) ઇજદોની ખાસીહત તરીકે બી મલે છે. ત્યારે **જોહાક** મોટો કુળાબાજ અને **અફ્રાસિઆબ** એક ખુરેહમંદ બાદશાહ હતો, માટે "**વરેચઙ્હ**" શબ્દને તેના ખરા અર્થમાં દેખાડવો જોઇએ અને અવસ્તા 'ટેકસ્ટ" નો ભંગ થવો નહીં જોઇએ.



## ૩- અવસ્તા "ટેકસ્ટ"નો એક અશુધ્ધ ફકરો,

## તેનો નાકેશ તરજુમો.

**પ્રો. કાર્લ. એફ. ગેલ્ડનરની** અવસ્તા "ટેકસ્ત" માં નીચલો ફકરો મલેછે.

**" આઅત તે અએવો અહુનો વૈર્યો યિમ અષવનેમ જરથુશ્ત્રેમ ફ્રસ્રાવયત વિ-બરેથ્વંતેમ આફ્તઇરીમ. "**

એટલે, ત્યારે એકલા **અહૂનવરે** ચો તરફ ફેલાતા **અશો જરથોશ્તને** ગાયો હતો!
( યo જo ફo ૮૧ )

આ દાખલામાં અવસ્તા "ટેકસ્ટ" નો ખુલ્લો અનર્થ થતો આપણે જોઇએ છીએ.

મજકુર ફકરો **ઈજશ્નના ૯ મા હાના ફકરા ૧૪** નો જોક ઉતારો થયલો છે અને ત્યાં તે જ્યારે કાયદેસર લખાયલો મલે છે, ત્યારે અહીં

**ખુલાસો.** વિભક્તિમાં પ્રત્યય અનિયમિત ઉલટાઇ જઇ કર્ત્તા તરીકે અહુનવર અને **કર્મમાં** જરથોસ્તને મુકવાનો અનર્થ થયો છે. વળી તેમાં અહુનવરના બે વિશેષણો અસ્થાને જરથોસ્તને લગાડયાં છે અને વાકયની મતલબનો ભંગ થયો છે.

**પ્રો. ઍન. ઍલ. વેસ્ટરગાર્ડની** "ટેક્સ્ટ" માં એજ ફકરો આ મુજબ મળે છે.

**"આઅત તે અએવો અહુનો વૈર્યોયિમ અષવ જરથુસ્ત્રો**
**ફ્સ્રાવયત વ—બરેથ્વંતેમ આખ્તૂઈરીમ."**

**ખુલાસો.** મજકુર ફકરામાં બી વિભક્તિનાં પ્રત્યય કાયદેસર નથી અને તેમાં જોકે જરથોસ્તને કર્તા તરીકે દેખાડયો છે, તોપણ અહુનવરને કર્મમાં મુકયો નથી. વળી સંબંધી સર્વનામ બેઉ ઠેકાણે અસ્થાને વપરાયું છે. ત્યારે મજકુર ફકરો **ઈજસ્નના ૯ માં હાને** સંબોધીને આ મુજબ સુધારી શકાય છે.

**"આઅત० તે० અએવો० અહુનેમ० વૈરીમ० યિમ० અષવ० જરથુસ્ત્રો.**
**ફ્સ્રાવયત० વિ—બરેથ્વંતેમ० આખ્તુઈરીમ."**

અર્થ—ત્યારે ચો તરફ ફેલાતો અહુનવર એકલા અશો જરથોસ્તે ગાઇ સંભલાવ્યો હતો.

મજકુર ફકરાને છેડે નીચલાં એક ઘણું અગત્યનાં અધુરાં વાકયનો નાકેશ તર્જુમો આ મુજબ મળે છે.

**"અપરેમ પ્રવોજ઼ ઘઘ ફ્સ્રુઈત."***

એટલે, "અને ત્યારપછી વધારે મ્હોટે સાદે (ગાઇને ભણ્યો)" (હા ૯, ૧૪).

**ખુલાસો.** મજકુર તર્જુમો કરતાં પુર્વ અને પશ્ચિમના સઘલા સ્કૉલરો અહુનવરનાં સંબંધમાં વપરાયલાં એક આખાં વાકય વચ્ચે ઉભયાનવૈ અવ્યયનો **"અને"** શબ્દ પોતાની તરફથી મુકે છે અને એકજ વાકયને બે કકડામાં વેહેંચી નાખે છે (એ૦ કાંગા, એ૦ શે૦ ભરૂચા, ડૉ૦ મા૦ દાવર, રેવરંદ ડૉ૦ મીલ્સ, ડૉ૦ હાઉગ, ડૉ૦ ડાર્મેસ્ટેટ, પ્રો૦ સ્પીગલ, પ્રો૦

---

* નોટ:—(૧) **અપરેમ**=પાછલું. અધિ૦ ક્રિ૦ અવ્યય. (૨) **પ્રઓજ઼ ઘઝ્હ**= ઘણું સખ્ત, અસરકારક૦ અધિ૦ વિ૦ ૩-૧. (૩) **ફ્સ્રુઈતિ**=ગાયણ, ગાયણનો અવાજ, ઇશ્વર પ્રેરિત કલામ૦ સા૦ ના૦ નારી૦ ૩-૧. સરખાવો સંસ્કૃત **શ્રુતિ** અથવા **પ્રશ્રુતિ** =વેદવચન, ઇશ્વરી વચન. ઇશ્વર સ્તુતિનું ગાયણ.

હાર્લે). આ અનર્થનું સ્વભાવિક કારણ અહુનવરને તેનાં ખરાં સ્વરૂપમાં નહીં પિછાણવાનું અને તેના બે રચનારા અહુરમજદ અને જરથોસ્તના કલામો તરફ તેઓનું લક્ષ નહી જવાનું છે. આ અર્થને બંધબેસ્તા થવાનું કારણ દર્શાવતાં ડા૦ હાઉગ દલીલ કરે છે કે સંસ્કૃત શ્લોક કોઇવાર ધીમેથી અને કોઇવાર ઉંચા સરોદે ગાવામાં આવેછે. માટે "વધારે મ્હોટે સાદે (ગાઇને ભણ્યો)" એવો અર્થ થયોછે. આ કારણ કેટલે દરજ્જે વજનદાર છે, તેનો ખરો ખ્યાલ નિચલા અર્થ ઉપરથી સ્હેજ આવી શકશે.

**મારો તર્જુમો.**— **પાછલી અસરકારક શ્રુતિ સાથે** જરથોશ્તે અહુનવર ગાયો હતો.

દસ્તુર **મેહેરજી રાણા— વાછા** "યસ્ત બામાયની" માં ઉપલાં વાકયનો **અર્થ** "અહુનવરને પાછળથી થયલી શરેહ સાથે ચોકશાઇથી ગાયો"

**ખુલાસો.** કરેછે. તેઓ પાછલી શરેહ કંઇ ? તેનો ખુલાસો જોકે આપતા નથી તોપણ આ અર્થ મારા તર્જુમાના ભાવાર્થને ટેકો આપે છે. હાં આપણે મજકુર **અર્થનો** અહુનવરને **સંબોધીને** ખુલાસો કરીશું અને જોઇશું કે "**પાછલી અસરકારક શ્રુતિ સાથે**" જે અહુનવર જરથોસ્તે ગાયો હતો તે ઇશ્વર પ્રેરિત સૂતિ કઇ? તે અહુનવરના ત્રણમાંના પાછલા બે શ્લોકો છે અને આ ઇશ્વર પ્રેરિત કલામો **ખુદ જરથોસ્ત્રના** રચેલાછે. અહુનવરના ત્રણમાંનો પેહેલો શ્લોક જે **ઇજસ્નના ૧૯ મા હામાં બધ** તરીકે મલેછે, તે જગતઉત્પત્તિ અવ્વલ **અહુરમજદે** ઉચ્ચાર્યો હતો (ફ૦ ૧—૨). આ **બધ** અહુરમજદનો પાક પેગાંમ હતો અને તેમાં જરથોસ્તને ભવિષ્યના એક મહાન પેગાંમ્બર તરીકે પેદા પડવાની આગાહી થઇ હતી. અહુનવરના બીજા બે **શ્લોકોમાં** અહુરમજદ વિષે બોલવામાં આવ્યું છે, તેમાં જરથોસ્ત અહુરમજદ તરફ પોતાની આતુર ફેદાગીરી જાહેર **કરેછે,** તેથી મજકુર વાકયમાં તેને **ઇશ્વર** પ્રેરિત **શ્રુતિ,** તરીકે ઓલખાવ્યોછે. ત્યારે **બધ** અહુરમજદે પ્રથમ જાહેર કીધેલો પાક પેગાંમ છે અને **તે** ઉપર પુરણી **કરી** જે બે શ્લોકો પાછળથી જરથોસ્તે ફાહેશ કીધા તે **શ્રુતિ,** અને **પાછલી અસરકારક શ્રુતી છે.** આ **બધ** અને **શ્રુતી** સાથનો ત્રણ શ્લોકનો સંપુર્ણ કલામ સર્વથી પેહેલાં જરથોસ્તે, અને **જરથોસ્તે એકલાએ** ઈરાની આલમ વચ્ચે આશકાર કીધો હતો (હા–૯, ૧૪ તથા ય. જ ૮૧) અહુનવરનો **બધ** યાને અહુરમજદના ઇરાની આલમને મલેલા પાક પેગાંમની મનન કરવા લાયક બાબદ ઉપર આગળ આવતા વિષયમાં આપણે વિગતે બોલીશું.

**ડૉ૦ ડાર્મેસ્ટેટે** મજકુર અધુરાં વાકયને **પાજંદ** કહી માત્ર શરેહ તરીકે **ઓલખાવે** છે! અને "નોટ" માં થોડે દરજ્જે વાજબી અનુમાન કાઢેછે કે **અહુનવર** કદાચ જરથોસ્તનો પોતાનો પણ બનાવેલો હોય (સૅક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ. વૉ. ૨૩).



## ૪—અહુનવરનો "બઘ,"
### અહુરમજદનો પાક પેગાંમ.

**ઇજશનના ૧૯ મા હા**માં એક ચોકકસ કલામ માટે જરથોસ્ત અને અહુરમજદ વચ્ચે નીચલી પુર્સેશ પાસોખ મલે છે.

જરથોસ્ત બોલે છે -- "**ચિત અવત વચો આસ અહુરમજદ યતમે ફ્રાવઓચો.**"

અહુરમજદ કહે છે — "**બઘ અએષ આસ અહુનહે વૈર્યેહે સ્પિતમ જરથુશ્ત્ર યત તે ફ્રાવઓચેમ.**"

સવાલ — "તે કીઓ કલામ હતો જેને વિશે, અએ અહુરમજદ! તેં મને કહ્યું હતું?"

જવાબ — "અએ સઉથી પવિત્ર જરથોસ્ત! જે (બંદગીનો કલામ) (મે) તુંને કહ્યો હતો તે હોનવરનો આએ ભાગ હતો (એ. કાંગા). (ફ.૧-૩).

**ખુલાસો.** મજકુર વાકયોના આ અને એવાજ બીજા સઘલા તર્જુમા ઉપરથી એટલુંજ જણાય છે કે, તેમાં **અહુરમજદ જરથોસ્તને** કોઇ **બઘ** કલામ વિષે વાકેફ કરે છે અને **સઘલા** તર્જુમા કરનારા સાહેબો તેને જયારે **અહુનવર** ના કલામ તરીકે ઓલખાવે છે ત્યારે તેમાં થોડુંજ **વજુદ** જણાય છે (કાંગા, સ્પીગલ, હાર્લે વગેરે). મજકુર પુર્સેશ પાસોખ જે વજન અને વજુદ ધરાવે છે તે જાણવા અને મનન કરવા લાયક છે.

જરથોસ્ત બોલે છે — અએ અહુરમજદ ! તે કયો કલામ હતો, **"કે જે મારો તર્જુમો:— મારે માટે તું બોલ્યો હતો ?"**

અહુરમજદ કહે છે —અએ સપેતમાન જરથોસ્ત ! તે અહુનવરનો **બઘ** હતો, **"કે જે તારે માટ હું બોલ્યો હતો."**

**ખુલાસો.** સઘલા સ્કૉલરો મજકુર વાક્યોમાં "**બઘ**" ના સંબંધમાં વપરાયલા "**મે**" અને "**તે**" સર્વનામોનો **મને** અને **તુને** બીજી વીભકિત એક વચનમાં અર્થ કરે છે. આ તેનો અધુરો અર્થ છે અને તે અચોકકસ અર્થથી "બઘ" ની ખરી પીછાંણ થતી નથી. પણ જયારે આ સર્વનામોને **મારે માટે** અને **તારે માટે** ચોઠી વીભકિત એક વચનના ખરા અર્થમાં લઇએ છીએ, ત્યારે "બઘ" ને સંબોધીને બોલાયલાં આ સર્વનામોનો આપણને મનપતીજ ખુલાસો મલે છે. પેલો "બઘ" અહુરમજદ બોલે છે એ ખરૂં, પણ તે ખાસ જરથોસ્ત માટે બોલે છે એવો તેમાંથી ચોખો ભાવાર્થ નિકલે છે. હયાં જરથોસ્ત પ્રશ્ન કરે છે કે, જગૃત ઉત્પતિ પેહેલાં કયો કલામ હતો, કે જે "મારે માટે તું બોલ્યો હતો ?" અને તેના જવાબમાં અહુરમજદ કહે છે કે, તે **"બઘ"** હતો, કે જે "તા માટે હું બોલ્યો હતો." ત્યારે **મારે માટે** અને **તારે માટે** ના આ અર્થસુચક શબ્દો દેખાડે છે કે, તે અહુરમજદ બોલે છે અને પેલા "બઘ" માં ખાસ જરથોસ્ત માટે બોલે છે. આ સર્વનામોને બીજી એક વચનના અર્થમાં લેવાથી જે અધુરો સાર નિકલે છે તે એટલોજ છે કે અહુરમજદે જરથોસ્તને "બઘ" જાહેર કીધો હતો, પણ જ્યારે તેઓને ચોઠી વિભકિત એકવચનના તેના ખરા અર્થમાં મુકયે છીએ, ત્યારે "બઘ" માં અહુરમજદ તરફથી જરથોસ્ત માટે બોલવામાં આવ્યું છે તેનો અર્થસુચક સાચો ભાવાર્થ નિકલે છે. તેમાં જરથોસ્ત માટે શું બોલવા આવ્યું છે તે આગલ આપણે જોવાને શકિતવાન થઇશું.

**બઘ, શું અહુનવર છે ?** અહુરમજદ અને જરથોસ્ત વચ્ચેની આ પુર્સેશ પાસોખમાં જરથોસ્ત જગત ઉત્પતિ અવ્વલ પોતાનાજ સંબંધમાં અહુરમજદ તરફથી બોલાયલા કલામ માટે જયારે સવાલ કરે છે, ત્યારે તેના જવાબમાં અહુરમજદ તેમને "બઘ" નો હવાલો આપે છે. આ "બઘ" અગર અહુનવરનો કલામ હોય તો, મજકુર સત્તાદાર શહાદત મુજબ તે અહુરમજદે ખુદ જરથોસ્ત માટે બોલવો જોઇએ. બીજા બોલોમાં અહુનવરનો તરજુમો એવો હોવો જોઇએ કે, તે અહુરમજદે

ઉચ્ચારેલો અને ખુદ જરથોસ્તના સંબંધમાં ઉચ્ચારેલો હોવો જોઇએ. હવે પુર્વ અને પશ્ચિમના બે ડજન સ્કૉલરોએ અહુનવરના જે તરજુમા આપ્યા છે, તેમાં કોઇબી સ્કૉલર અહુનવરનો કલામ અહુરમજદને બોલતો, અકસર જરથોસ્ત માટે બોલતો દેખાડી શક્યા નથી અને પેલા બેગાંના "બધ" ની ખરી પિછાંણ વગર તેઓ કદીબી દેખાડી શકવાના નથી.

**ત્યારે બધ શું છે?** જ્યાં "બધ" સંસ્કૃત ભાગ સાથે મલે છે, તે અહુનવરના ત્રણમાંનો પેહેલો એકજ ભાગ છે, એજ ભાગ અહુરમજદે ઉચ્ચાર્યો હતો અને તેમાં જરથોસ્તના સંબંધમાં ખાસ બોલવામાં આવ્યું છે. અહુનવરના ત્રણ ભાગો અહુરમજદ બોલ્યા નથી અનેત્રણ ભાગનો અહુનવર આ "બધ" નથી. વળી "બધ" એકલો અહુનવરનોજ નથી, પણ **અષેમ, યેન્હે હાતાંમ** અને **સ્તઓતયશ્ન** ( ! ). એ ત્રણ નામીચાં ભણતરોનો બી મલે છે. એઓમાં "**અષેમ**" ના "બધ "નું જે વર્ણન મલે છે તે અહુનવરના "બધ" ની મજકુર દલીલને સીધો ટેકો આપે છે. "બધ" અહુનવરનો અગર એકજ ભાગ હોય તો, અષેમમનો "બધ" તેનો પેહેલો એકજ ભાગ હોવો જોઇએ, વળી તે ખુદ અહુરમજદે ઉચ્ચારેલો હોવો જોઇએ અને અષેમની શારેહવાલા ઇજશ્નેના ૨૦ મા હા માં તે અહુરમજદે ઉચ્ચારેલો આ મુજબ મલે છે.

**"ફ્રાશ્રઓત અહુરો મજદાઓ અષેમ વોહુ વહિશ્તેમ અસ્તિ."**

એટલે, અહુરમજદે "અષેમ વોહુ વહિસ્તેમ અસ્તિ" જાહેર કીધો ( ફ૦ ૧ )૦

**ખુલાસો.** મજકુર હામાં અષેમનો "બધ" મલે છે, તે અષેમના ત્રણમાંનો પેહેલો એકજ ભાગ છે અને તેજ ભાગ અહુરમજદે ઉચ્ચાર્યો છે. અહુનવરના "બધ" સિવાય બીજા બે ભાગો જેમ અહુરમજદ બોલ્યો નથી, તેમજ અષેમના બે ભાગો અહુરમજદે જાહેર કીધા નથી. ત્યારે વગર શકે સાબેત કરી શકાય છે કે, "બધ," અહુનવર નથી, પણ તેનો એકજ ભાગ છે અને તેજ ભાગ અહુરમજદે નીચે મુજબ ઉચ્ચાર્યો છે.

**અહુરમજદનો પેગાંમ.** ત્યારે અહુનવરનો "બધ" કલાંમ આલમ ઉપરનો અહુરમજદનો પેગામ હતો અને **૧૯ મા હા** મુજબ જગત ઉત્પતિ સાથે જરથોસ્ત માટે એક મહાન પેગાંમબર તરીકે અહુરમજદ પોતાની પસંદગીનો ઠરાવ આ મુજબ કરી રાખે છે.

અહુરમજદ ઠરાવ કરે છે—**"યથા અહુ વૈર્યો અથા રતુશ અષાત્‌ચિત હચા"**

**એટલે, અશોઇની સંપુર્ણતાને** લીધે જેવી રીતે **અહુ** ( Temporal-Lord ) તેવીજ રીતે **રતુ** ( Spiritual-Master ) ( જરથોસ્ત ) ચાહવા લાયક છે ( ગાથા બુન ).

આ ઠરાવના અમલનો ભવિષ્યમાં જ્યારે સમય અને સંજોગ સાથે મલે છે અને **જરથોસ્ત મુબારક** જન્મ લેછે, ત્યારે તેના આ ભર વખ્તે **ગાથામાં** અહુરમજદ જગતને પોતાનો પેલોજ સેવટનો પેગાંમ આ મુજબ **પોંહોંચાડે છે.**

અહુરમજદનો આલમને પેગામ—**" નોઇત અએવા અહુ વિસ્તો નએદ્દા રતુશ અષાતત્ચિત હચા "**, એટલે, અશોઇની સંપુર્ણતાને લીધે **અહુ** અને **રતુ** એકલા ( જરથોશ્ત ) સિવાય હું જાણુતો નથી ( હા ૨૯, ૬ ) **આવાં ચરત** મુજબ અહુરમજદની ખાસ ખાહેશ હતી કે જરથોશ્ત એક નામવર પેગાંમબર થાય ફ૦ ૧૮ ). આખરે જરથોશ્ત અહુરમજદની ખાસ પસંદગી પામેલા પેગામબર તરીકે પ્રસિદ્ધતા પામે છે અને પોતાની કીર્તિવંત કારકીર્દીથી અહુરમજદની ભવિષ્ય વાણીની મહાન સચ્ચાઇ ખરી પાડે છે. અહુરમજદે જગત ઉત્પત્તિ સાથે જે ઠરાવ કરી રાખ્યો હતો તેજ પસંદગીનો ઠરાવ તેના તેજ શબ્દોમાં, પણ વધારે ભાર અને ઘણી જોશદાર ભાષામાં ખુદ **ગાથામાં** જાહેર કરે છે અને આલમને પોતાનો છેવટ પેગાંમ પોંહોંચાડે છે. આ પેગાંમ કેવળજ જરથોસ્ત માટે હતો તેની સૌથી ધરખમ અને અચુક દલીલ એ છે કે, અવસ્તાના આખાં સાહિત્યમાં આ ગેતીમાં **એકલા** જરથોસ્ત સિવાય **અહુ** અને **રતુ** એટલે, દીન અને દુનિયાના સર્વોપરી સરદારનું મહાન પદ કોઇનેબી કદી મલ્યું, નથી. ત્યારે જગતની પ્રગટી સાથે જરથોસ્તની પેગાંમ્બરીની પસંદગીની મહાન યોજનાનો મોટો ભેદ "બધ"ની આ આકાશ વાણી છે અને અહુરમજદની આ સૌથી બળવંત શબ્દ શાક્તએ જગત ઉત્પત્તિમાં આપેલા હિસ્સાની આપણને આબાદ યાદ આપે છે.

**૧૯ મો હા શું છે ?** આ હાનો મોટો ભાગ **"બધ"ની** શરેહથી રોકાયલો છે, તેના શરૂઆત અને સેવટ બન્ને બધ થીજ થાય છે અને તેના ૧૨ થી ૧૫ એ ચાર ફકરામાં અહુનવરના કકડાઓ ઊપર નહી સમજી શકાતી જે શરેહ મલે છે તે આ આખાં પ્રકરણનો માત્ર એક નાનો ભાગ છે. તેના ૧ થી ૮ અને ૧૬ થી ૨૧ ના ચૌદ ફકરાઓમાં " બધ " નું જે ખાસ બયાંન થયું છે તે આ મહાન કલામનું " મહત્વ " દેખાડે છે. સાત શબ્દનો આ નાનો મહા મંત્ર ઉચ્ચારવા બારીક ચોકસાઇ રાખવાની તેમાં જેવી તાકીદ ફરમવાવી છે અને તેનું

જે ઉચું પરીણાંમ દર્શાવ્યું છે, તેવું બીજાં કોઇબી ભણતર માટે અવસ્તા સાહીત્યમાં દર્શાવેલું મલતું નથી. તેમાં થોડીબી ગફલતી કે થોડીબી ચુકનું છેવટ પરીણામ સૌથી ગંભીર જણાવ્યું છે જે બીના આ માંથ્રવાંણીની અગત અને અસરનું સર્વોપરીપણું સાબેત કરે છે અને તેની અચુક ગવાહી આપે છે. આ અને બીજું સઘલું અસરકારક વર્ણન અહુરમજદની પવિત્ર વાણી બધનું છે અને તેની ઉંચી એજમત તથા બરકકતનાં વર્ણનો આખા અહુનવરનાં હોવાની આપણી હાલની અચોકસ માન્યતામાં થોડુંબી વજુદ જણાતું નથી.

અહુનવરના બીજા બે ભાગો શું છે? તેમાં કોણ બોલે છે? અને કોણને માટે બોલે છે? આ સ્વભાવિક સવાલોના જવાબમાં **"નામીચુ જરથોશ્તનામું"** નામના આગલ આવતા એક વીષયમાં હું વીગતે બોલનાર છું.

---

## ૫—"થ્રતીમ તકએષેમ" અને "પંચ તકએષ."

### જરથોશ્તનું ઉંચ ચારિત્ર.

**ઇજશ્નના ૧૯ મા** હાના ૧૩ અને ૧૪ એ બે ફકરામાં મજકુર શબ્દો મલે છે. આ ફકરાઓની એબારત મુશકેલ હોવાથી તેનો તરજુમો પડતો મુકવામાં આવ્યો છે ( એ. કાંગા ) અને બીજા સ્કૉલરોથી તેના જે અર્થો થયલા મલે છે તે ઉપરથી કાંઇ ખ્યાલ આવી શકે એવી તેની સાદી સમજ વટીક ઉકાડી શકાતી નથી ( હાર્લે વગેરે ) તેઓ જેટલા મુશકેલ છે તેટલાજ મુશકેલ મથાલે ટાંકેલા મજકુર બે સંખ્યા વાચક શબ્દો છે.

**મતમતાંતર.** તેનો પહલવી તરજુમો "સતીગર દાતોબરી" અને "પંજ દાતોબરી" એટલે,ત્રીજી દાવરી અને પાંચ દાવરી કરે છે અને તેની મતલબ "હોકમ "ઉઠાડવામાં આવી છે, તોપણ આ ત્રણ અને પાંચ હોકમનો ખુલાસો આપવામાં આવ્યો નથી ( ૨ ) આ પહલવીનો ગુજરાતી તરજુમો કરનારા દસ્તુર સાહેબો પહલવીનાજ આધારે રહયા છે અને પોતાનું કોઇ મત ઉચ્ચાર્યું નથી. (૩) મર્હુમ **વિદ્વાન એરવદ તેમુરસ** ત્રણ દાવરી માટે બોલતા નથી અને પાંચ દાવરીની જે સમજ આપે છે તે એજ હાના "પંચરતુ" ને લગતી છે. તે માનપતી, વીસપતી, જંદપતી, દેહપતી, અને જરથોસ્તરો તુમી એટલે, ધર, મોહોલ્લા, કસબા અને દેશનું વડીલપણું તથા દસ્તુરાન

દસ્તુર એવા પાંચ રદ્દોના દરજ્જા દર્શાવ્યા છે. (૪) પ્રો૦ સ્પીગલ, રેવરંડ ડૉ૦ મીલ્સ, અને પ્રો૦ હાર્લે તેઓને અહુનવરના સંબંધમાં વપરાયલા જણાવે છે અને પેહેલો તેનો અર્થ ત્રણ અને પાંચ ભાગ, ફકરા વગેરે કરે છે અને બીજો ત્રીજું વાક્ય અને પાંચમું વાક્ય કરે છે. આ મુજબ ત્રણ અને પાંચ "તકએષ" ના સંબંધમાં જુદા જુદા અર્થો થયા છે અને તે ઉપરથી જુદાં જુદાં અનુમાનો ખેંચવામાં આવ્યાંછે. મજકુર શબ્દો અહુનવરના સંબંધમાં નહીં, પણ ખાસ જરથોસ્તના સંબંધમાં વપરાયલાછે અને તેઓ જરથોસ્તનું ઉંચ ચારિત્ર દેખાડે છે.

**મારો ખુલાસો.** અવસ્તા "તકએષ" નો સીધો સર્વ માન્ય અર્થ, તરીકો અથવા મજહબ, શરિતય અથવા માર્ગ છે તેજ દરોબસ્ત છે અને તે અકસર જરથોસ્તના સંબંધમાં મલવાનો મઆકુલ સબબ મજકુર મુશકેલ ફકરાનુંજ એક વાક્ય આ મુજબ દર્શાવે છે. "**યથ ઉર્વથેમ રિપતમાઇ પંચ તકએષ** એટલે, **પંચ તકએષ** (પાંચ માર્ગ, લક્ષણ) સપેતમાન (જરથોસ્ત) માટે મિત્ર મિસાલ છે (ફ૦ ૧૪). અને બીજે ઠેકાણે કહે છે કે, "**જરથુસ્ત્રહે વરેનેમ્ચ તકએષેમ્ચ યજમઇદે**" એટલે, જરથોસ્તના ઇમાન અને તરીકાને અમે વખાણ્યે છીએ (હા ૧૬, ૨) **ફર્વર્દીન યશતમાં** ખુદ જરથોસ્તને "**પઓઇર્યે તકએષ**" એટલે, પેહેલા તરીકાવાલા **પોરીઓ દકેશ** કહ્યા છે (ફ. ૧૫૨). ત્યારે જરથોસ્તનો "તકએષ" સાથનો અચુક સંબંધ હ્યાં આપણે વગર શક જોઇએ છીએ. અને જરથોસ્તના ત્રણ અને પાંચ એ બે જુદી જુદી સંખ્યાના માર્ગ અથવા તરીકાનાં ઉંચ ચારિત્રનો ઉંડો મર્મ જરથોસ્તી સાહિત્યમાં સમાવવામાં આવેલો નીચે મુજબ મલે છે. હ્યાં પ્રથમ આપણે જરથોસ્તનાં "પંચ તકએષ" દર્શાવીશું અને જોઇશું કે, તેઓ ચાર કે છની કોઇ વધતી ઓછી હેરફેર સંખ્યામાં નહીં, પણ પાંચની એક સરખી સંખ્યાના અનુક્રમમાંજ જાબજા મલે છે. જરથોસ્ત પોતે ખુદને પાંચ માર્ગ અથવા પાંચ ખાસીહતના આ મુજબ જાહેર કરે છે.

**પાંચનો હું** (સાથી) **છું, પાંચનો હું** (સાથી) નથી.

(૧) હુમતનો હું છું, દુસ્મતનો હું નથી.
(૨) હૂખ્તનો હું છું, દુજુખ્તનો હું નથી.
(૩) હવર્સ્તનો હું છું, દુજવર્સ્તનો હું નથી.
(૪) "સ્રઓષ" નો હું છું, નાફરમાનીનો હું નથી.
(૫) "અષ" નો હું છું, દરવંદનો હું નથી. (ઇ. હા ૧૦, ૧૬).

**ફરવરદીન યરતમાં** જરથોસ્તની ત્રીનીતિ ( થ્રિતિ તકએષ) આ મુજબ મલે છે. જરથોસ્ત પેહેલા ભલો વિચાર, પેહેલા ભલું વચન અને પેહેલા ભલું કામ કરનાર હતા ( ફ૦ ૮૮ ) આ મુજબ આ અને બીજાં ત્રણ અને પાંચ જરથોસ્તનાં ખાસ લક્ષણો બીજે ઠેકાંણે બી દર્શવેલાં મલે છે ( હા ૯, ૧૫— હા ૧૯, ૧૭— વી૦ ફ૦ ૧, ૫,—૫૦ જ૦ ફ૦ ૭૯- ૫૦ દીન ફ૦ ૬- અહુનવદ ગાથાની શરૂઆત વગેરે ). આ ત્રણ અને પાંચ " તકએષ" અશો જરથોસ્તની પ્રથમ ખાસ ખાસીહતો હતી અને તેમનાં એકલાં ખાસ લક્ષણો હતાં. જરથોસ્ત વિચાર, વાણી અને કર્મમાં સર્વથી પેહેલા ખાલેસ હતા, તેવણે જે જે વિચાર્યું, બોલ્યા અને કીધું તે સર્વોતમ હતું, તેથી તે સઘલું પાછળથી ધર્મનું એક ફર્માન (લક્ષણ) ગણાયું અને તેની દરેક સાચા જરથોસ્તીને નકલ કરવા યોગ્ય ગણાયું છે. તે દરેક જરથોસ્તીએ અખત્યાર કરવાના સદગુણો તરીકેજ સાધારણ રીતે પસાર થાય છે, પણ તેઓ સાથે જરથોસ્તનો પેહેલ્લો ખાસ નિકટ સંબંધ દેખાડવામાં જે રહસ્ય સમાયલું છે, તે નીતીના દરજ્જાની સરસાઇની સરખાંમણીમાં જરથોસ્તના ચારિત્રનું સર્વોપરીપણું દેખાડવાનું અને તેમને ફરેસ્તાઇ ખસલતના એક મહાગુરૂ તરીકે ઓલખાવવાનું છે. એક પેગાંમ્બરનાં જે લક્ષણો તે તેના બરપા કીધેલા ધર્મનાં લક્ષણો છે અને ધર્મના જે લક્ષણો તે તેની પેગાંમ્બરીમાં માન્યતા ધરાવનારાં અને તે મજહબમાં માનનારાં ભાવિકોએ ફરજીઆત પાલવાનાં ફર્માનો છે.

---

## ૬—"થ્રિ-અફ્સ્મ," "ચથ્રુ-પિસ્ત્ર" અને "પંચ-રતુ," જરથોસ્તના ઉંચ અખ્તિકારો.

### ઇજશ્નના ૧૯ માહામાં નીચલું વાકય મલે છે.

" અએતત્ચ વચો મજદઓખ્તેમ.
થ્રિ-અફ્સ્મેમ ચથ્રુ-પિશ્ત્રેમ પંચરતુ. "

એટલે, અહુરમજદે જાહેર કીધેલો આ કલામ ત્રણ લક્ષણ (માપ), ચાર પેશા અને પાંચ રદ (સરદાર) વાલો છે (ફ૦ ૧૬)૦

**ખુલાસો.** મજકુર વાકયના સંખ્યા વાચક શબ્દોનો કોઇ કલામ સાથે, અને મજદએ કહેલા કોઇ એક બેગાંના કલામ સાથે જ્યાં સીધો સંબંધ જોડાયલો આપણે જોઇએ છીએ. આ નનામો કલામ હુમત, હુખ્ત અને હવર્શ્તનાં ત્રણ લક્ષણ વાલો કહી શકાય એ ખરૂં, પણ તેને અથોરનાંન, રથેસ્તાર,

**વાસ્ત્રયોશ** અને હુતોક્ષવાલાં તથા ઘર, મોહોલ્લા, કસબા, અને દેશના ગુરૂનાં વડપણનાં અપાયલાં વિશેષણો બંધબેસતાં થઇ પડતાં નથી. તેઓ માણસાઇ વ્યહવારોપયોગી લક્ષણો, વડપણો અને અધકારો છે અને તેઓ માણસોજ ભોગવી શકેછે. ત્યારે આ કલામ કયો ? અને તેને અપાયલા અધિકારો વિષે ખુલાસો કરવાની **એરવદ કાગાં રેવરંડ ડા. મીલ્સ, પ્રો. હાર્લે, પ્રો. સ્પીગલ** વગેરે કોઇભી વિધ્વાનો તરફથી કોઇભી કોશેષ થયલી મલતી નથી. હ્યાં તેનો ખુલાસો આપવાની આપણે નબળી કોશેષ કરીશું અને જોઇશું કે અમુક કલામની સંગ્નાથી દેખાડેલા આ અધિકારોનું વડપણ કેવળજ **જરથોશ્તનું** છે. મજકુર વાકય **ઇજશનના ૧૯ મા** હામાં મલેછે અને તેમાં અહુનવર અકસર તેના **બઘ** ઉપર શરેહ થયલીછે. તેમાં અહુનવરના **બઘને અહુરમજદે** કહેલા અથવા જાહેર કીધેલા કલામ કહયાછે (ફ. ૧-૨). ત્યારે મથાલે ટાંકેલાં વાકયમાં જે કલામ વિષે બોલવામાં આવ્યુંછે તે આ અહુરમજદે કહેલો **બઘ** એટલે એક ભાગ છે, તે અહુનવરના ત્રણ માંનો પેહેલો એકજ શ્લોક છે, તેને અને તેનેજ મજકુર વાકયમાં સંખ્યા વાચક વિશેષણોથી ઓલખવ્યોછે. હ્યાંસુધી ઉપલાં વાકયમાં મોગમ દર્શાવેલા કલાંમની ખરી પિછાંણ આપણે કીધીછે. એ ખરૂં, પણ તે ઉપરથી તેને અપાયલાં વિશેષણોનો ખરો ખુલાશો મલતો નથી. એનો મનપતીજ ખુલાસો એકજ છે અને તે આકે મજકુર વાકયમા જે કલામ વિષે મોગમ બોલવામાં આવ્યુંછે, તે અહુનવરના **બઘવાલો** પેહલો શ્લોક છે અને હાં જે ખાસ જાંણવા અને લક્ષ દેવા જોગ હું દલીલ કરૂંછું તે, આ શ્લોકમાં અહુરમજદ ખુદ બ ખુદ **જરથોસ્તને એક મહા** ગુરૂ તરીકે જાહેર કરેછે. અહુનવરના **બઘ** ની ખરી પિછાંણ નહીં થવી અને અહુનવરના પેહેલા શ્લોકના સતાદાર તર્જુમાની ગેરહાજરી એ બે ખાસ કારણો આપણા સઘલા ગુંચવાડાનું ખાસ મૂળ છે. ત્યારે અહુનવરના પેહેલા શ્લોકમાં અહુરમજદ તરફથી જે મહાન પુરૂષના **અહુ** અને **રતુ** ના આ ગેતીમાં કોઇનેભી નહીં અપાયલા પાદશાહી અને પેગાંમ્બરીના જે સૌથી ઉંચા અધિકારો માટે બોલવામાં આવ્યુંછે, તેજ પુરૂષના બીજા સામાન્ય અધિકારો ચોકસ કલામની સંગ્નાથી હયાં દેખાડવામાં આવ્યાછે. તે મહાગુરૂ જરથોશ્ત છે અને હયાં તેમને ત્રણ લક્ષણ, ચાર પેશા અને પાંચ રદનું ખાસ વડપણ ધરાવતા જાહેર કીધાછે. મારી આ દલીલનું તોલ કરવા હું ધર્મની નીચલી શહાદતો રજુ કરૂંછું.

**દલીલ.** હ્યાં મજકુર ત્રણ, ચાર અને પાંચ સંખ્યા વાચક શબ્દોનું રહસ્ય જાણવા અને મનન કરવા લાયક છે, કારણકે ઉપર દર્શાવવા મુજબ તેમાં દર્શાવેલાં લક્ષણ અને અધિકારોનાં વડપણ સાથે અશો જરથોશ્તનો નિકટ સંબંધ જોડાયલો મલેછે. ત્યાં તેઓનું વર્ણન કરવામાં આવેછે કે,

"**થ્રિ અફ્રમ,**"–તે હુમત, હુખ્ત, અને હવસ્ત્ર છે, "**ચથ્રુ પિસ્ત્ર**" તે ચાર પેશા અથોરનાન, રથેસ્તાર, વાસ્ત્રયોશ, અને હુતોશ છે અને "**પંચ રતુ**" તે ઘર, મોહલ્લા, ગામ અને દેશનો વડો છે અને પાંચમા રદ જરથોસ્ત છે (ફ૦ ૧૯) ૦ ત્યારે આપણે વગર શકે સાબેત કરીશું કે, **હયાં જરથોસ્તના સંબંધમાં બોલવામાં આવેછે અને આ સઘલાંના અધિકારી એકલા જરથોસ્ત છે. (૧) આ ત્રણ લક્ષણ** તે જરથોસ્તના ખાસ ત્રણ સદગુણો છે, **ચાર પેશા** તે પ્રજા વ્યવસ્થા જાલવવા જરથોશ્તે કીધેલી પ્રજા વર્ગની વેંહેંચણી છે અને તેના વડા વ્યવસ્થાપક જરથોસ્ત છે અને **પાંચ રદ** તે એજ રાહબરે દેશના ધર્મ અને રાજ્યના સારા બંદોબસ્ત માટે મુકરર કીધેલા ચાર અધિકારી છે અને તેઓના વડા જરથોસ્ત પોતે છે. (૨) હ્યાં અધિકારોનું વડપણ બીજા કોઇબી માટે દર્શાવ્યું નથી પણ કેવળ જરથોસ્ત માટે દર્શાવેલું મલે છે. કારણકે પાંચ રદોના સંબંધમાં બોલતાં "**જરથુસ્ત્રો પુખ્ધો**" એટલે, પાંચમાં રદ (પેગાંમ્બર) તરીકે ખુદ જરથોસ્તનું ખુલ્લું નામ મલે છે. વળી ત્યાંજ અને તેજ વેળા **રએ પ્રાંત** વિષે બોલતાં ચારજ રદ જણાવ્યા છે, તેમાં પાદશાહ કે પેગાંમ્બર તરીકે બીજા કોઇને જણાવ્યો નથી, પણ **જરથુસ્ત્રો તુઈર્યો** એટલે ચોથા રદ (પાદશાહ અને પેગાંમ્બર) ના એકત્ર અધિકાર માટે જરથોસ્તનું એકલું નામ મલે છે. આ રદોના સંબંધમાં હ્યાં જરથોસ્તનું સીધું નામ મલે છે અને આ સિવાય બીજા અધિકારો માટે બીજે ઠેકાણે જરથોસ્તનાં નાંમ સાથે બોલવાની સીધી શાહદતો મલે છે. (૩) ત્યાં જરથોસ્તને પેહેલા ભલો વિચાર, પેહેલા ભલું વચન અને પેહેલા ભલું કામ કરનાર હતા. તેમજ પેહેલા અથોરનાન, પેહેલા રથેસ્તાર અને પેહેલા વાસ્ત્રયોશ જાહેર કીધા છે (ય. ફ. ફ. ૮૯.) (ગાથામાંબી ત્રણજ અધિકારોનાં નામ મલે છે.)

**ખુલાસો.** અવસ્તાનો તર્જુમો કરનારા સાહેબો મજકુર ફકરામાં આવેલા "પઓઇર્યો" શબ્દનો અર્થ સૌથી સરસ અથવા ચુનંદો કરે છે. આ અર્થ બીજે ઠેકાણે બંધબેસતો હશે પણ હ્યાં "પેહેલો" અર્થ સુચક શબ્દ છે. હ્યાં આ અર્થ ફેરવવાનું કારણ પહલવી અને ફાર્સી લખાણોએ આપ્યું છે, કારણ કે તેમાં સર્વથી પેહેલાં પ્રજા વર્ગની વેંહેંચણી કરનાર તરીકે **શાહ જમશેદ** ને અચોકસ જાહેર કીધો છે. અગર તેંણે આ પ્રજા વ્યવસ્થા કીધી હોય તો આ એક ઘણી અગત્યની નોંધ લેવાં લાયક જગા **વંદીદાદ** ની બીજી પરગરદ હતી, જેમાં તેની ઝળકતી કારકીર્દીનું સુંદર વર્ણન થયું છે અને તેમાં આ અગત્યની બાબદની.

નોંધ મલતી નથી. વળી દએવયસ્નોનો **પેહેલા** દોર તોડનાર, દએવયસ્ની કાયદાઓને **પેહેલા** વખોડનાર અને અનેક ઇશ્વરપુજા તથા બુતપરસ્તીનું ભોપાળું **પેહેલા** ઊંગાડું પાડનાર તરીકે જરથોસ્તના સંબંધમાં પેલોજ "**પઓઇર્યો**" શબ્દ વારંવાર મલે છે (ફ૦ ૮૯-૯૭) ત્યારે તેનો સીધો અર્થ ફેરવીને સૌથી સરસ લઇએ તો તેમાં એકજ ખુદા પરસ્તીનો મહાન મજહબ ફાહેશ કરવા, એકજ ખુદાની ખાલેશ પરસ્તેશ દાખલ કરવા અને જાહેર તથા બાતેન બુતપરસ્તીની બદીને લોખંદી હાથે દાબી દેવાનું પેહેલું માન જરથોસ્તને ફાલે જતું નથી અને તે વેંહેંચઇ જઇ તેનું અઘટીત માન અને કીર્તિ કોઇ તરાહીતને બિનજરૂર બિનપાય આપવા સમાન થઇ પડે છે. ત્યારે આ સઘળા અધિકારો અને તેનું વડપણુ કેવળજ મહાગુરૂ જરથોસ્તનાં છે.

**રાઇતી-હંકેરેથેમ.** આ વિષયને મથાલે મુકેલાં અધુરાં વાકયને છેડે બાજુમાં દેખાડેલા શબ્દો મલે છે અને તેઓ જોકે એજ વાક્યના "વચો" (મજદએ જાહેર કીધેલો કલામ) શબ્દનું એક વિશેષણુ છે, તોપણ અસલ વાકયના બે કકડા કરવામાં આવે છે અને તેના અર્થો, "તે ભેટોને સંપૂર્ણ કરે છે" (પ્રો૦ હાર્લે), "(અને તેનો) છેડો સખાવતથી છે" (પ્રો૦ સ્પીગલ, એ૦ કાંગા) કરે છે. આ અર્થો અને તે ઉપરથી કાઢેલું અનુમાન એ બંન્ને અચોકસ છે. કારણુ મજકુર શબ્દો પેલાં ત્રણુ, ચાર અને પાંચ સંખ્યાવાચક નામો અને તેઓથી મલતા કાયદાઓને લ્યાં "**રાઇતી-હંકેરેથેમ**" એટલે, સખાવતનો સંગ્રહ અથવા સંગ્રહ કીધેલી બખશેશના કલામ તરીકે ઓલખાવ્યા છે (ફ૦ ૧૬). આ "**રાઇતિ**" શબ્દ બીજી એર્યન ભાષાઓ સાથે બરાબર મલે છે, અને "**હંકેરેથ**" નો સંસ્કૃત"**सङ्कर**" ને "**થ**" ભુતકૃદંતનું પ્રત્યય લાગી "સંગ્રહ" શબ્દ થયો છે. એનો ધાતુ "**કર**" (કરવું) અને તેને "**હન**" (સાથે, એકઠું) ઉપસર્ગ લાગી "**હંકેરેથ**" એટલે, સાથે કીધેલું, એકઠું કીધેલું અથવા સંગ્રહનું ભૂ૦ કૃ૦ વિ૦ નાન્ય૦ ૨–૧ નું રૂપ થયું છે. સરખાવો "**વાચ હંકેરેથ યજમઇદે**" એટલે, સંગ્રહ કીધેલા કલામોને હમે વખાણ્યે છીએ (હા ૭૧, ૧૮). હવે આ સખાવતનો સંગ્રહ અથવા સંગ્રહ કીધેલી બખશેશ એટલે શું? તેઓ ત્રણુ લક્ષણો, ચાર પિશેવરો અને પાંચ અધિકારોની અષો જરથોસ્તથી થયલી બ્યવસ્થાથી પ્રજાવર્ગને હાંસલ થતી બખશેશો છે. **જમ્યાદ યશ્ત** માં જ્યાં અથોરનાનની બખશેશો માટે બોલવામાં આવ્યું છે, ત્યાં "**અથઉરૂનો હો રાતનાંમ**" એટલે, તે અથોરનાનની બખશેશો મેલવે, એવા અર્થસુચક શબ્દો મલે છે. (ફ૦ ૫૩). લ્યાં આ બખશેશનો ખુલાશો મલે છે કે તે, "**રઓક્ષ્નિ ક્ષ્નુતેમ**"

અને **"પોઉરૂ ક્ત્નુતેમ"** એટલે દીનના એલ્મની રોશ્ની અને દીનનો સંપૂર્ણ એલ્મ છે. આ મુજબ બીજા પિશેવરોથી મલતા બદલા વિષે બીજે ઠેકાણે બોલવામાં આવે છે ત્યાં ત્રણ પિશેવરોને માજદયસ્ની દીનની મહાન હિમ્મત (મજીસ્તાં અમાં) તરીકે બોલ-બાવ્યા છે (હા ૧૩ ફ૦ ૨-૩). હવે પિશેવરો અને રતુઓ (દીન અને દેશની વ્યવસ્થા જાલવનારા સરદારો) વગેરેથી હાંસલ થતી જે બખશેશો તે **"રાઇતિ-હુંકેરેથ"** એટલે સંગ્રહ કીધેલી એકંદર બખશેશો છે. ત્યારે મથાલે ટાંકેલા ત્રણ સદગુણો, ચાર પેશા અને પાંચ અધિકારો દીન અને દેશની વ્યવસ્થા જાલવનારાં સાધનો હતાં તેના પેલા મહાન રાહબરે ધાર્મિક, નૈતિક અને રાજકય બંધારણ માટે ઠરાવેલા કાયદા અને તેથી મલતા ફાયદા ગોયા ઇરાની આલમ ઉપર ઉતરતી ઉદાર બખશેશો, ઉંચી ભેટો અને કીમતી સખાવતો હતી.

---

## ૭—અહુનવર,

### તેના જાતજાતના અને ભાતભાતના તર્જુમા.

જરથોશ્તી સાહિત્યમાં અગર કોઇબી કલામ વધારે મહત્વ ધરાવતો હોય તો તે **અહુનવરનો** કલામ છે. તે જેટલો મોતેબર છે તેટલોજ ભાવાર્થ સમજવામાં મુસ્કેલ છે. તેનો પુરતો ભાવાર્થ સમજવાને કમનસીબે હજુ આપણે શકિતવાન થયા નથી. એ કલામની ખરી સમજ મેળવવા તરફ થોડી કોશેશ ખપાવવામાં આવી નથી અને થોડાં વિદ્વાન ભેજાંઓ કામે લાગાં નથી. જુદા જુદા વિદ્વાનો તરફથી એના અનેક તર્જુમા જોકે બહાર પડયા છે, તોપણ તેમાંનો એકબી તરજુમો હાલ સુધી ભરૂસા ભરેલો જણાયો નથી. એ કલામની ખરી સમજ માટે આપણે એકલાજ બેનસીબ નથી, પણ શુમારે બાવીસસો વરસ ઉપર ગ્રીશ દેશના રાજા સીકંદરના હાથથી

જરથોસ્તી સાહિત્યની થયલી પાયમાલી પછી તેનું જ્ઞાન એટલું તો કુતાહ થયું છે કે પારસી રાજ્યની જાહોજલાલીનો પાછલો સાસાનિયાંન જમાનો બી એ કલામની ખરી સમજ મેળવવામાં કમનસીબ જણાયો છે. એકવીસ શબ્દના આ નાના કલામનો ભેદ ખોલવાની ગુમ થયલી ચાવી હજુ એકબી સલામત હાથે લાગતી નથી. એના શુમારે, બે દજનથી વધારે તર્જુમા વિદ્વાનો તરફથી બહાર પડયા છે તેઓમાં મારો આ નાકેશ તર્જુમો માત્ર એક વધારો છે. અવસ્તા સાહિત્યમાં ખાસ કરી ગાથામાં ભેદ ભરેલા લખાણોનો સમાવેસ થયલો છે. અહુનવર **માંથ્રવાણી** યાને એક **મંત્ર છે** અને તે "**ગાથા**" કહેવાય છે. ગાથા ભણતર જેટલું શ્રેષ્ટ તેટલુંજ ભેદી છે. તે એટલું તો બિકત છે કે હાલ જમાનાના મોટાંમાં મોટા ઉલ્માઓ પોતાની પોંણી સદીની ચાલુ જેહેમતથી પણ તે બરાબર સમજાવી શકયા નથી. ભેદ સમજવાનું તો રહ્યું પણ તેમાંના કેટલાક ભાગોનો તો કંઇ સમજમાં ઉતરે એવો સાદો અર્થ વટીક બેસાડી શકાય એ મહા મુશ્કેલ ગણાયું છે. જેનો તાજો પુરાવો આ અહુનવરનો માત્ર એક નાનો કલામ છે. આટલો અથાગ શ્રમ લીધા પછી પણ તેઓએ ગાથાના જે કંઇ અર્થ કીધા છે તે માટે તેઓનો એવો પ્રમાણિક એકરાર છે કે, તે સઘળા સહી છે એમ માનવા તેઓ પોતે ખાત્રી ભરેલા નથી. કદાચ બીજી અરધી સદી સુધી આ મહાન ભાષા શાસ્ત્રી વિદ્વાનોની હારને, બીજા તેવાજ બલકે તેઓથી ચઢતા મહાવીર અભ્યાસી હીરાઓ, વિશેષ મથન માટે પોતાનું મગજ કસીને લંબાવેલી રાખશે, તોપણ હું ધારૂંછુ કે સુદ્ધ જ્ઞાનથી **અશોઇને** પુગી ગાથાને સમજવાને લાયક થયલા સિવાયના બીજાઓ સાથે ગાથા પુરેપુરૂં ખોલવાના નથી.

પ્રથમ વિદ્વાનો તરફથી બહાર પડેલા અહુનવરના તર્જુમાઓના થોડાક નમુના રજુ કરીશ. અહુનવરનો પહેલો તર્જુમો પહલવી ભાષામાં થયલો આપણને મળેછે. જે સાસાનીઅન તબકકાની પારસી હકુમતના જમાનામાં થયલો છે. શુમારે ૧૫૦૦ વર્ષ ઉપર તે જમાનાના દસ્તુર–દાવરો અહુનવરનો ભાવાર્થ કેવો સમજાવતા હતા તે જાણવાની આપણને વધારે જરૂર છે, તેથી પહલવી ભાષામાં થએલો તરજુમો પહેલાં રજુ કરૂંછું.

**પહલવી તર્જુમો.**

" જેમ અહુરમજદની ઇચ્છા ( છે ) તેમ દરેક અશોઇથી સરદારો ( યાને દસ્તુરાંન દસ્તુરો ) છે જે અહુરમજદને લાયક દુનિયામાં કામ કરેછે તેને બેહેમન બદલો આપેછે. જે ગરીબોને પોષણ આપેછે તે અહુરમજદને પાદશાહી આપેછે."

(૨) પેહેલવી તરજુમો જણાવવા પછી દસ્તુર સાહેબોએ કીધેલા તર્જુમા ટાંકીશ. પારસી રાજ્યની પડતી પછી શુમારે ૭૦૦ વર્ષ ઉપર **નૈરીઓસંગ ધવલ** નામના ઓલમાં દસ્તુરે સંસ્કૃત ભાષામાં કીધેલો તરજુમો પેહેલવી તરજુમાને ઘણે ભાગે મળતો છે.

**નૈરીઓસંગ ધવલ.**

(૩) " જેમ બુજોરગ હોરમજદની ખાહેશ હોય તેમ કરૂં જે મને મોટી દીનમાં પેદા કીધો. જે કોઇ હોરમજદને ગમે તે કામ કરૂં ' બીજુ કામ નહિ કરૂં. મને નેક મોરાદ બહમન અમસારપંદ આપે. જે મને સવાબનું એ નામ તમામ દુનિયા માટે જેવું બોજોરગ હોરમજદને ગમે તેવું કરૂં. હોરમજદનું બેહેસ્ત તેને મળે છે જે અશોઇને પાલે અને અશો લોકોની ઇઆરી અને પરવશ કરે અને ગરીબની ખબરદારી લીએ અને બખશેશ કરે અને રાસથી બોલે તેવા નેક મરદને વાસ્તે હોરમજ્દે બેહેસ્ત પેદા કીધું."

**દસ્તુર ફ. શો. મેહેરજીરાણા.**

(૪) જે મીસાલે[૧] હોરમજદની[૨] ખાહેશ[૩] છે તેજ[૪] રવેશે તે સવાબના[૬] હરએક[૭] કામનો હોકમ[૫] હરજગોથી કેવી રીતે આપવો જોઈએ જે તે દાદાર હોરમજદને પશંદ આવે આએ દુનિયામાં[૧૩] હરએક સવાબના તથા નેક કામ[૧૨] કરવાથી હોરમજદ[૧૪] ભલી[૯] મનશની[૧૧] આપે[૧૦] ( ભલી મનશની તે નેક વીચાર તથા નેક અંદેશાને કહે છે). જે કોઇ[૧૭] દુરવેશોને પરવશ થવું આપે તેને હોરમજદ પાદશાહી આપે. (એટલે જીંદગીમાં સરદારી અને ગુજરવા પછે બેહેસ્ત આપે ઇઆને જે શખશ દાદાર હોરમજદના ફરમાન મુજબ સવાબના તથા સખાવતનાં કામ કરે તેને ગુજરવા પછે તે સાહેબ મીનો જાંહાંનમો જેમ બેહેસતનું તેમજ આએ દુનિયામો તનદુરસ્તીનું અને આશુદગીનું સુખ આપે અને તેનો મરતબો બોજોરગ કરે.)૦

**દસ્તુર અ. રૂ. મુલ્લાંફીરોઝ.**

(૫) "જે મીસાલે હોરમજદની ખાહેસ તે મીસાલે જે કાંઇ સવાબના (કામમાં) હોકમ (તે કરવાથી અને) એ દુનિયામાં નેક

**દસ્તુર એ. દા. સંજાણા.** કામ કરવાથી હોરમજદ ભલી મનશની આપે. જે દુરવેશોની પરવશ કરે તેને હોરમજદ પાદશાહી (ઇઆને ખુલંદ બેહેસ્ત) આપે."

દસ્તુર સાહેબોના તરજુમા જાણવા પછી યુરોપ્યન વિદ્વાનોની "કમપેરેટીવ ફાઇલાલોજી"ની નવી સોધના આધારે વિદ્વાનોએ કીધેલા તરજુમો રજુ કરૂં છું.

(૬) "જેમ વડા ગુરૂને માન આપવામાં અને પસંદ કરવામાં આવે છે તેમ ઉતરતી પાએરીના ગુરૂને પણ આશોઇને લીધે (ચુટી કાઢવો જોઇએ).

**રેવરંદ ડૉ. મીલ્સ.** તે ભલી મનશનીવાળો અને પોતાની જીંદગી સુધી હોરમજદને લાયકના કામો કરનારો હોવો જોઇએ અને સઘળી હકુમત હોરમજદના (તરીકાની હોવી જોઇએ) કે જેથી ગરીબોનું રક્ષણ થાએ."

(૭) "જે પ્રમાણે એક સંપુર્ણ શ્રેષ્ઠ સાહેબ છે તેજ મુજબ દીનનો એકેએક સરદાર અશોઇ (જાળવવા અને ફેલાવવા) માટે છે

**મોંરયુ સી. ડી. હાર્લે.** (તેમજ) નેક વિચારોને અને મજદની સત્તાને લગતાં કામને અમલમાં મેલનાર તે છે. બળવંત પાદશાહી અહુરને લગતી છે. તેણે (દીનના સરદાર) ને લાચારોનો રક્ષણ કર્તા (ભર્વાદ) નેમ્યો છે.

(૮) જેમ એક આકાશીક સાહેબ પસંદ કરવાનો છે તેમ એક દુનિયાઇ સાહેબ (આત્મીક ભોમ્યો) સચ્ચાઇને ખાતર મજદ તરફના જીંદગીના કામનો

**ડૉ. હાઉગ.** સારા વિચારનો આપનાર (થવાનો) છે; અને તે સત્તા તે સાહેબ (અહુર) ને માટે કે જેને તેણે (મજદે) ગરીબો માટે એક તરીકે આપ્યો છે. (હાઉગના પારસીઓ બાબેના રેસાલા લખનાર—ઇ. ડબલ્યુ. વેસ્ટ—પાનું ૧૪૧—૬—૨)

**(૯–૧૦.)** ડૉક્ટરો **વેસ્ટ** અને **ગાઇદર** બેઉ ડૉ. હાઉગ પ્રમાણેજ તર્જુમો કરે છે.

(૧૧.) ખુદાની મરજી તે અશોઇનો કાયદો છે. મજદને માટે આ દુનિયામાં કીધેલાં કામોને વોહુમનની બખશેશો (મળે છે). જે ગરીબોને છોડવે છે તે અહુરને રાજા બનાવે છે ("સેક્રેડ બુકસ આફ ધી ઇસ્ટ," વાલમ ૪, જંદ અવસ્તા ભાગ પહેલો, આવૃત્તિ બીજી, પા. ૧૨૯)

**પ્રો૦ ડાર્મેસ્ટેટે.**

(૧૨.) ખુદાની મરજી તે અશોઇનો કાયદો છે; વોહુમનોની દોલત તેને આપવામાં આવશે, કે જે આ દુનિયામાં મજદને ખાતર કામ કરે છે, અને અહુરની મરજી માફક ગરીબોનો છુટકો કરવા જે સત્તા તેણે આપી છે તે સત્તા વાપરે છે ("સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ," વાલમ ૨૩ જંદ અવસ્તા ભાગ બીજો, પાનું ૨૩).

(૧૩). હોરમજદની ખાહેશ છે કે (ધર્મનો) સરદાર પાક તથા સવાબના કામો કરે, જે ધણી દુનિયામાં પાકીજેથી ચાલે છે તેને બેહમન (ધણું) આપે. ઓ ? હોરમજદ તેને તું પાદશાહ કર, કે જે ગરીબ માણસોની દાદ લીએ છે તથા તેઓનું પોષણ કરે છે."

**મોંશ્યુ આંકુઇટીલ ડુ. પેરો.**

(૧૪). સૌથી ઉતમ ખાહેશના સખુનની મિસાલે તેમાંથી નીપજતી પેદાયશ સચ્ચાઇમાંથી નીકળે છે; વાસ્તેજ તે હસ્તી ભોગવે છે. આએ દુનિયામાં વિચારમાં તથા કામમાં જે સારૂ હોય તેની ઉત્પત્તિ મજદને હસ્તક છે તથા તેઓનું પોષણ કરે છે. જેને દુરવંદનો નાશ કરનાર તરીકે મુકરર કીધેલો છે."

**મોંશ્યુ જે. ઓપર્ટ.**

(૧૫) જે મીસાલે સાહેબની મરજી છે તે મીસાલે (તે છે) અશોઇની રાહે હોકમ જે કાંઇ કરે છે આએ દુનિયામાં કામો તેના બદલામાં (તેને

પ્રો. સ્પીલગ બ્લીક. પોંહાચશે) બખશશો બહમન પાસેથી. અને પાદશાહી (હમે આપીએ છીએ) અહુરને જયારે હમે ગરીબ માણુસોને મદદ આપીએ છઇએ તાહરે."

(૧૬) જેમ હોરમજદ ઇચ્છતો છે તેમજ સચ્ચાઇની રાહે સચ્ચાઇ ઉપર ચાલનારો (માણુસ) પણુ ઇચ્છનો છે.

વિદ્વાન ખુ. રૂ. કામાજી. (૨) ભલી મનશનીનો (અકકલે અવલનો) તથા કામોનો (કેરફેનો) બખશનાર (તે સાહેબ) છે.

(૩) આએ દુનિયાંની હાકમીની હોરમજદ (સ્વાધીન) છે.

(૪) (તે સાહેબ) મુફ્લેસોને વાસતે (ગરજાઉ બેકાર માણુસને વાસતે) જે કોઇ બેતરના સાહેબ હોય તેને (ચાકરી રાખનાર હોએ તેને) મેળવી આપે છે.

(૧૭) જે પ્રમાણે આ દુનિયાને લગતો કારોબાર ચલાવનાર સરદાર (યાને પાદશાહ પોતાની મુરાદ મુજબ કામો કરનાર

વિદ્વાન તે. દી. અંકલેસરીઆ. યાને) આપ એખત્યાર છે તેમજ ધમને લગતો કારોબાર ચલાવનાર સરદાર (યાને દસ્તુરાન દસ્તુર) પોતાની રાસ્તીની મારફતે મુરાદ મુજબ ચલાવનાર છે (મતલબકે આ દુનિયાંને લગતો કારોબાર ચલાવનાર પાદશાહ અને મીનોઇ દુનિયાને લગતો કારોબાર યાને માણુસોને સચ્ચાઇની મારફતે બેહેસ્તનો માર્ગ શીખવનાર "રદ" (વડો ધર્મગુરૂ) એક સરખા દરજ્જાના અથવા માન આપવાને લાયકનાં છે).

બહમનની બખશેશ આ દુનિયાના અહુરમજદને માટેના કામો કરનારાઓની છે (યાને જેઓ આ દુનિયાંમાં દાદાર અહુરમજદને ખુશી કરવાના કામો કરે છે તેઓને બેહેસ્તની બખશેશ મળે છે.)

"જે શખસ ગરીબોને પરવરશી કરનાર મેળવી આપેચ તે ગોયા અહુરમજદને પોતાનો પાદશાહ (અથવા માલેક) ગણે છે."

(૧૮) "તે અશોઇની મારફતે જેમ ઉત્તમ હાકેમ છે તેમજ રતુ (વડો ધર્મગુરૂ) છે, કે જેને બહમનની બખશેશોની મારફતે અહુર મજદની જગાએ દુનીયાના કામોનો હોકમ આપનાર તથા બુરાઓને બેજાર કરનાર નેમેલો છે·

**વિદ્વાન જ. દા. નાદશાહ.**

(૧૯) "જે પ્રમાણે પાદશાહ પોતાની મરજી પ્રમાણે ચલાવનાર (છે) તેજ પ્રમાણે દસ્તુરાંન દસ્તુર અશોઇ ઇત્યાદીને લીધે (પોતાનાં કામમાં) (આપ અખત્યાર) (છે.) બહમનની બખશેશ આએ દુનિયાના હોરમજદને માટેના કામો કરનારાઓની (છે.) જે શખ્સ ગરીબ-લાચારોને માટે પાસબાની કરનાર (અથાવા પોષણ કરનાર) થાય છે (તે ગોયા) હોરમજદને માટે (તમામ ખલકતની) પાદશાહી કબુલ રાખે છે."

**વિદ્વાન કા. એ. કાંગા.**

(૨૦) જેમ અહુરમજદ મોરાદમંદ છે તેમ ધર્મગુરૂ સચ્ચાઇની મારફતે આએ દુનીયામાં હોરમજદને વાસ્તેનાં કામોનો સારો વિચાર આપનાર છે, જે કોઇ મુફલેશોને પરવરશી આપશે તે હોરમજદને સાહેબી આપશે.

**વિદ્વાન મેહેરજીરાણા—વાચ્છા.**

"કમપેરેટીવ ફાઇલાલોજી" ને કાયદે થયલા તરજુમાઓ જોઇ જવા પછી "થિઓસોફીના" બે અભ્યાસીઓ તરફથી થયલો તરજુમો દેખાડીશું.

(૨૧) "જે મુજબ હમેશગીરીની હસતીનો કાયદો છે તે મુજબ (તે હસ્તીની) શક્તિ (અથવા જુસ્સો) બહમન (યાને સર્વ સંપુર્ણ મન)ની અશોઇથીજ જગતની વ્યક્તિઓ (ઊત્પતિ) નો બનાવનાર થાય છે, અને અહુરમજદને માટે તે (શક્તિ એક) કૌવત (છે) કે જે ફરતા મંડળોને ઉપ જીવન આપેછે."

**બા૦ બા૦ ન૦**
**કા૦ ખંડાલેવાલા**

(૨૨) "જેમ બુલંદ અહુર (મજદ), એમ અશોઇ પાળનાર (સાલેક) અશોઇથીજ, નેક મનશનીના કામો કરનાર દુનિયાની અશોઇ માટે (છે)
**મી૦ બે૦** અને સત્તા જેની કને અશોઇ સારૂ (તેણે) દુર્વેશો (સાલેક) પાસેથી
**દા૦ બસલા** પરહેજગારી પેદા કીધી."

(૨૩) જે પ્રમાણે અહુર (મજદ) ને (મીનોઇ દુનિયાનો સરદાર) ગણુવામાં આવે (છે), તે પ્રમાણે વળી અષ (યાને સત્યના કાયદા) નાં દરેક
**વિદ્વાન શે૦** કામ (બજાવવા) માટે (દીનના) સરદાર (અશો જરથોસ્તને આ
**દા૦ ભરૂચા** દુનિયાના સરદાર ગણુવામાં આવે છે). ભલાં મન (બેહેસ્ત) નો બદલો (ખચીત) આ દુનિયાના લોકો તરફ ભલાં કામો કરવામાં (છે). જે નિરાધાર ભલાં માણસોને આશ્રો (અથવા ઉદ્યોગ) (આપેછે) તે મજદા અહુરાને સત્તા આપેછે. (અવસ્તા ઉપર પાડો ભાગ ૩ જો. સફે ૧૭૦).

(૨૪) તે ખાવીંદ (ખુદા) ની જેવી ખાહેશ (છે), તે પ્રમાણે રાસ્ત તથા અશો આદમી ખુદાઇ હુકમ (અથવા તરીકા) મુજબ આ જેહાંનમાં
**દસ્તુર રૂ૦** મઝદને માટે નેક મનના કામોને ટેકો આપનાર અને જે સલ્તનત
**એ૦ સંજાણા.** ગરીબોને મદદ અને રક્ષણ આપેછે, તેને અહુરને ખાતર ટેકાવી રાખનાર (છે).

(૨૫) **અહુરમજદનો પેગામ.** અશોઇની સંપુર્ણતાને લીધે જે મિસાલે **અહુ** (Temporal Lord) તેજ મિસાલે **રતુ** (Spiritual
**મારો તર્જુમો.** Master) (જરથોસ્ત) માનને લાયક (છે).

**જરથોશતની ફેદાગીરી.**

દુનીયાના **વોહુમનનાં** કામોમાંનાં (ભલાં કાર્ય, જરથોસ્ત) **મજદને ખાતર** ફેદા કરે છે, તે ગરીબોને માટે રક્ષક રખેવાલ તરીકે **સ્વસત્તા** (રાહનુમાઈ) ખચ્ચીત **અહુરને** ખાતર ફેદા કરે છે.*

---

## ૮ "પેષો-પરેન"

### એક નામીચું પક્ષિ, તેનાં કરાંમતી હાડકાં અને પીછાં.

**બેહેરાંમ યશતમાં** મજકુર પક્ષીનાં બ્યાંનમાં નીચલું વાકય મલેછે.

**"મેરેઘહે પેષો-પરેનહે વારેનજનહે પરેનેમ અયસયેષ સ્પિતમ જરથુશ્ત્ર"**

એટલે, અએ સપેતમાન જરથોસ્ત ? પાંખ ફફરાવતાં "પેષો-પરેન" પક્ષિનાં પીછાં તુંએ શોધવાં જોઇએ" (એ૦ કાંગા).

---

* ૧ **અહુ-સાહેબ** (Temporal Lord) **નામ** ૧-૧ (૨) **વઈરીઓ**-ચાહવાજોગ, **વહાલો**. ધાતુ **વર** ચાહવું વિ. ૧-૧ સરખાવો ફા૦ **ગર્વિદન** માન આપવું, મ્હોટાઈ આપવી. (૩) **રતુશ સરદાર** (Spiritual Lord) નામ ૧-૧. (૪) **દજદા**, **બદલો**, **બક્ષેષ**. નામ નાન્ય. ૨-૩ અને **દદત**-આપ્યું. ધાતુ **દા** આપવું, અપૂર્ણભૂત ૩-૧ વર્ગ ૩જો. **દજદા આ દદત** ભેટ આપે છે ફેદા કરે છે. ભૂતકાળનાં રૂપો વર્તમાનમાં મલે છે (**રેવરંડ ડૉ. મીલ્સ, ડૉ. ડાર્મેસ્ટેટે** અને પ્રો. **હાર્લે** વગેરે). સરખાવો-**રાતાંમ દદાઈતી** ભેટ આપે છે, ફેદા કરે છે. વર્ત. ૩-૧ (હા ૩૩ ફ૦ ૧૪). (૫) **ક્ષથ્રેમ** પાદશાહી, દીનની સતા, રાહનુમાઈ નામ નાન્ય૦ ૨-૧. (૬) **ચા** ખચ્ચીત **ની૦ અ૦** (૭) **યીમ**. જેને, ક્ષથ્રેમનું **સં. સ૦ નાન્ય૦ ૨-૧ સરખાવો** નાન્ય૦ ૧-૧ વં. ફ૦ ૨૨-૨૫. **સરખાવો-યા જેએ સેરઓષ** અને **ક્ષથ્ર** નું સં. સન્નાન્ય ૦. સં. યો ૨-૨ (**હા ૩૩ ફ૦ ૧૪**) (૮) **ડ્રીગુબ્યો** ગરીબો માટે. નામ **નાન્ય૦** ૪-૩. (૮) **વાસ્તારેમ** રક્ષક, રખેવાલ. સામાન્ય **નામ નાન્ય૦ ૧-૧.**

**પ્રો૦ બાર્થોલોમી.** (૨૬) ૧-પવિત્ર કાયદા મુજબ જેમ તે (જરથુસ્ત્ર) સૌથી સરસ સાહેબ છે, તેમ સૌથી સરસ ઇન્સાફ કરનાર છે.

૨-જે ભલા વિચારના જીંદગીના કામો મજદ આગલ લઇ જાય છે, અને (આ રીતે) **અહુર** ને રાજ્ય (આપે છે.)

-૩તે (જરથુસ્ત્ર) કે જેને તેઓએ ગરીબોનો રખેવાલ નીમ્યો છે. (ડૉ૦ મોલ્ટનની " Early Zoroastrianism " પા૦ ૧૬૧, ઈ. સ. ૧૯૧૩)

**રેવરંદ ડૉ૦ મોલ્તન.** (૨૭) ૧-જેમ તે (જરથુસ્ત્ર) આપણે માટે સાહેબ તરીકે પસંદગીને લાયક છે, તેમ તે અશોઇ પ્રમાણે ઇન્સાફ કરનાર છે.

૨-તે કે જે ભલા વિચારના જીંદગીના કામો **મજદ** આગલ રજુ કરે છે અને **અહુર** ને પાદશાહી (બક્ષે છે.)

૩-તેજ કે જેને તેણે (અહુરમજદે) ગરીબોનો રખેવાલ નીમ્યો છે. (ફ્રેઝર ઓફ ધી મેજાઇ. પા. ૮૯, નોટ ૨.)

અવસ્તાનો તર્જુમો કરનારા બે સ્કૉલરો "પેષો—પરેન"નો અર્થ, **ઘુવડનાં જેવા પીછાંવાળું** કરેછે (એ૦ કાંગા અને સ્પિગલ) અને

**ખુલાસો.** તેમાં "જેવું" વિશેષણ આવવાથી આ પાક્ષની ખરી પીછાંણથી આપણે બીનવાકેફ છીએ. એના સંબંધમાં બીજો વીદ્વાનો કોઇ મન માનતો ખુલાસો આપતા નથી (યુસ્તી, હાર્લે, ડાર્મેસ્ટેટ વગેરે).

ત્યારે આપણે "પેષો—પરેન"નો અર્થ પ્રથમ મુકરર કરીશું અને તેના ટેકામાં થોડી દલીલ કરશું. આ નામ **"પેષો" અને "પરેન"**

**મારો તર્જુમો.** એ બે શબ્દોનુ બનેલું છે, પહેલાનો અર્થ **લડાઇ** અને બીજાનો **પીછાં** (પાંખ) મલેછે, તેનું સમાસ રૂપ "પેષો–પરેન" થયું છે અને તેનો અર્થ **લડાઇના પીછાં ધરાવનાર** લડાયક પક્ષી થાયછે. આ અર્થ મુજબ મજકુર પક્ષિને લડાયક પાંખો ધરાવનાર અને લડાઇનાં પ્રસંગો સાથ સંબંધ ધરાવનાર લડાયક પક્ષિ તરીકે તેની ઉંચી પિછાંણ થવાનાં કારણો હવે આપણે તપાસીશું.

આગલા ઇરાનીઓ અમુક પક્ષિનાં પીછાં એજમતી હોવાની માન્યતા ધરાવતા હતા અને લડાઇના હિંગામો વેળા ફતેહના એક અસરકારક

**દલીલ.** સાધન તરીકે તેનો ઉપયોગ કરતા હતા. મજકુર યશ્ત મુજબ લશકર ગાહમાં પક્ષિના પીછાં રાખવામાં આવતાં હતાં. બે હરીફ લશકરો (દેશની માહોમાહેની લડાઇ) માંથી જે પેહેલાં ક્રિયા કરતા હતા, તેની **અમ**(હિમ્મત) અને **વેરેથ્રઘ્ન** (ફતેહ) એ બે ફરેસ્તા દસ્તગીરી કરતા હતા અને તેનો તેઓ એક બળવાન બચાવ થઈ પડયા હતા (ફ૦ ૪૪-૪૫) પેલાં પીછાંનો શ્રાપ રૂપી મંત્રો તથા છુપાં દુ:ખ દર્દોના ઇલાજ તરીકેબી ઉપયોગ થતો હતો (ફ૦ ૩૫) અને તેને વળી દુશ્મનના હુમલાઓથી બચાવમાં રહેવાનો એક અસરકારક ઉપાય લેખવામાં આવ્યો હતો (ફ૦ ૩૬). એક બળવાન સાધન તરીકે તેની તરફ ઇરાની બાદશાહો ઘણા માનની નજરે જોતા હતા (એજ) અને તેને ચાહતા હતા. તેને કેઆની બાદશાહો **કએ કાઉશ** અને **કએ ખુશરો** (તેના ખાનદાંનીઓ) એ ચાહયું હતું (ફ૦ ૩૮) તેને ફતેહમંદ **ફરેદુન** પોતાની સાથે રાખતો હતો અને તેની બરકતથી તેણે જાલીમ **ઝોહાક** ને મારીને તેની જુલ્મજારતી અને જબરદસ્તીમાંથી ઇરાની આલમને બચાવી લીધી હતી (ફ૦ ૪૦). વળી કહેછે કે, પેલાં પીછાં **ઘોડા, ઉંઠ** અને **નાવ** રાખતાં હતાં (ફ૦ ૩૯) તેમજ ઘોડાની **પેશાની** ઉપર અને ઘેટાંના **શિંગડાં** ઉપર **અમ**

અને **વેરેથ્રઘ્ન** બેઠેલીછે ( ફ૦ ૭ તથા ૯ ). આ બેગાનાં પક્ષિનાં પીછાનું મજકુર બયાંન શાહનામાહમાં વર્ણવેલાં જાબુલી **જાલ** અને **રૂસ્તમ** નાં પાસબાન **સીનમુર્ઘ** નાં પીછાંનો બંન્ને બાપ બેટાઓએ કીધેલો ઉપયોગ અને તેની એજમત તથા અસરના તેઓએ મેલવેલા લાભોની આપણુને આબાદ યાદ આપેછે.

**ખુલાસો.**

હયાં મજકુર અવસ્તાઇ વર્ણુનનો ભેદ ખુલ્લો કરીશું અને જોઇશું કે, પક્ષિનાં પીછાં અને તેની અસર બે જુદાં નથી, પણ વસ્તુ (પીછાં) અને તેની એજમત તથા અસરનું પરિણામ ( હિમ્મત અને ફત્તેહ ) એ બંને જ્યારે એકજ છે, ત્યારે ઘોડાની પેશાની ઉપર અને ઘોધાનાં શિંગડાં ઉપર **બેઠેલી અમ** અને **વેરેથ્રઘ્ન** કાંઇજ નહીં, પણ હિમ્મત અને ફત્તેહના ચિન્હ ( Symbol ) તરીકે પેલાંજ હિમ્મત આપનાર લડાયક **પેષો-પરેન** પક્ષિનાં ફતેહમંદ પીછાં છે અને હયાં તેઓને **હિમ્મત,** અને **ફતેહની** અલંકારીક ઉપમાથી ઓલખાવ્યાંછે. ( ૨ ) આ પીછાં વળી લશકરગાહમાં રાખવામાં આવતાં હતાં અને તેઓને **ઘોડા,** ઉંઠ અને **નાવ** રાખતાં હતાં. આ અલંકારનો ભેદ કંઇજ **નહીં,** પણ પેલાં લડાયક પીછાંની **કીર્તિની કલગી,** ઘોડાની **પેશાની** ઉપર અને ઘોધાનાં **શિંગડાં** ઉપર, ઉંઠના **કપાળ** ઉપર અને નાવનાં **સુકાન** ઉપર તેમજ વળી લશકરગાહની હરોલમાં રાખવામાં આવતી હતી. ( ૩ ) કહેછે કે પેલાં કરામતી પીછાંને ઇરાની બાદશાહો ચાહતા હતા અને પોતે **રાખતા** હતા. ત્યારે જેઓએ કીર્તિવંત તરીકે નામના મેલવી હતી તેઓનાં સરતાજ ઉપર આ ફત્તેહમંદ પીછાની **કીર્તીની કલગી** ઉડતી રહી હતી. ( ૪ ) વળી લડાઇના હથિયાર સાથે આ અને બીજાં પીછાંનો સંબંધ મલેછે અને શાઅર **ફીર્દોશી** તેનો સંબંધ જહાં પેહેલવાન **રૂસ્તમના તીર** સાથે જોડેછે. ઇરાન અને તુરાન વચ્ચેનાં એક જંગમાં રૂસ્તમ તીરની નોંકે **ચાર પીછાં** જોડીને તુરાની પેહેલવાન **અસ્કબુશને** અને **ત્રણ પીછા** સાથના તીરથી **રૂઇનતન અસ્ફંદીઆરને** બેજાન કરેછે. આ જોડાંણુ, નિશાંનની નેમ નહિ ચુકનારાં એક ફત્તેહમંદ હથિયાર તરીકે તીરને ગેલા પક્ષિનાં પીછાં જોડવાનું હતું. આ મુજબ અવસ્તામાં **અમ** અને **વેરેથ્રેઘ્ન** શકિતને સંબોધીને પક્ષિનાં પીછાંનું જે વર્ણુન મલે છે, તે આ કરામતી વસ્તુ તરફનાં આગલા ઇરાનીઓના અખંદ વિશ્વાસની અચુક ગવાહી આપે છે. તેઓની માન્યતા મુજબ લડાઇના હંગામોમાં આબે બળવાન ઇજદો ગેબથી મદદ પોંહોંચાડતા હતા, ગોયા તેઓજ ફત્તેહમંદ લડત ચલાવતા હતા, તેની

જાહેર નિશાન દાખલ પક્ષિનાં કરામતી પીછાંની **કીર્તિની કલગી**, દુશમન લશકરને ભય પમાડી ઇરાની લડવૈયાઓમાં હિમત અને ફતેહ તરફ વિશ્વાસ મજબુત બેસાડવા અને તે તરફ તેઓના લડાયક જુસ્સાને જોશ આપી, આ અને બીજાં ધાર્મિક ક્રિયાઓનાં સાધનો મારફતે તેઓને ફત્તેહની વધારે નજદીક દોરવી જવાનું એક અસરકારક સાધન ગણાયું હતું. મજકુર વર્ણન **પેષો-પરેન** સાથે આગલા ઇરાનીઓમાં માન પામેલાં એક નામીચાં પક્ષિ તરીકે આપણને ઉંચી પિછાંણ કરાવે છે એ ખરૂં, પણ તેની ખરી ઓલખ વગર આ બયાન અધુરૂંજ ગણાય. ત્યારે આ બેગાંનું પક્ષિ કોણ? હેઠળના વિષયમાં આપણે જોઇશું, કે તે ઇરાનીઓનું માનીતું અને અવસ્તાએ જોકે વખાણેલું તોપણ હાલ વેહેમી પ્રજાઓના વહેમોનું ભોગ થઇ પડેલું નિર્દોષ અને ગરીબ ગરૂડ ગુવડ છે.

હાથ ધરેલી બાબદને તેના ખરા આકારમાં દેખાડવાની મુશકેલીને લીધે પશ્ચિમના વિદ્વાનો એકવાર **પેષ** નો અર્થ **ઘુવડ** કરે છે (સ્પીગલ, યુસ્તી, હાર્લે) પણ આગલ આપણે જોઇશું, કે બીજી વેળા આ અને બીજા વિદ્વાનો તેને વળી વિશેષણમાં ફેરવી નાખે છે. મારા મિત્ર કુતાર બેરાદરો "પેષો-પરેન" ને બાઝ પક્ષિ સાથ સરખાવે છે, પણ ફાર્સી. "**બાજે પરરાંન**" માટે અવસ્તામાં "**એરેજી કૃથ પરેન**" ખુલ્લું નામ મલે છે. વળી આપણે જોઇશું કે "વારેનજન" કોઇ પક્ષિનું નામ નથી, પણ પેષો-પરેનનુંજ એક વિશેષણ છે. (શાહનામેહ વૉ૦ ૧ લું સફે ૧૨૮). વળી "પેષો-પરેન" તે "સીમોર્ઘનું" બીજું નામ નથી, તેને માટે અવસ્તામાં "સએન મેરેઘ" વિશેષનામ મલે છે. (એજ) આ મુજબ પેષો-પરેન, શાહબાજ અને સીનમોર્ઘ ત્રણ એકેકથી જુદા પક્ષિઓનાં વિશેષ નામો છે.



## ૯—“ વારેન્જન ” અથવા “ વારઘન. ”

### એક એગાંનું પક્ષિ.

**બેહેરાંમ યશત માં** ઉપલા પક્ષિના સંબંધમાં નિચલું વાકય મલે છે.

**“ અહ્યાઇ હુપ્તથો આજસત વજેમ્નો વેરેથ્રઘ્નો અહુરધાતો, મેરેઘહે કેહ્રપે વારઘનહે. ”**

તર્જુમો—“ સાતમી વખતે હોરમજદનો પેદા કીધેલો બેહેરાંમ (ઇજદ) પાંખ ફફરાવતાં પક્ષિના શરીરમાં ઉડીને જાય છે ” ( એ૦ કાંગા૦ ફ૦ ૧૯ ).

**ખુલાસો.** હ્યાં મજકુર નામો માટે થોડો વિચાર કરીશું, કે જેઓ **પેષો-પરેન** સાથે નિકટ સંબંધ ધરાવે છે. અવસ્તા સ્કૉલરો ઉપલાં નામોને કોઇ બે એગાંના પક્ષિ તરીકે ઓલખાવે છે (ડાર્મેસ્ટેટે અને હાર્લે) અને તેનો અર્થ **પાંખ ફફરાંવતું** પક્ષિ કરે છે (કાંગા, સ્પીગલ વગેરે). આ **અર્થ પેષો-પરેન** મિસાલ અધુરો છે. પક્ષિ માત્ર પાંખો વડે ઉડે છે, અને ઉડતી વેળા તેઓ જ્યારે પાંખો ફફડાવે છે, ત્યારે મજકુર અર્થથી કોઇબી અમુક પક્ષિની પાધરી પિછાંણુ થતી નથી અને તે ઉપરથી કોઇ ચોકસ અનુંમાન કાઢી શકાતું નથી. ત્યારે આ નામો શું છે ?

**દલીલ.** તેઓ કોઇ તરાહીત પક્ષિ નથી અને આ તેનાં કોઇ બે વિશેષનામો નથી, પણ તેઓ પેલાં લડાયક પાંખો ધરાવનાર **પેષો-પરેનનાંજ** વિશેષણો છે. આ બેમાંનું એક **“ વારેનજન ”** ખુદ તેનાં વિશેષણ તરીકે ખુલ્લું મલે છે (ફ૦ ૩૫,) અને બીજું **“ વારઘન ”** તેની ઉત્પતિ કે તેના અર્થમાં જુદું નથી, પણ તેઓ એકજ ધાતુ અને એકજ અર્થ ધરાવનાર શબ્દનાં માત્ર બે જુદાં રૂપો છે. તેઓ બન્ને **વાર** અને **જન** એ બે શબ્દોનાં બનેલા છે, પહેલાંનો અર્થ **બાલ** અથવા **પાંખ** અને બીજાંનો **મારવું** થાય છે. તેઓનું સમાસ રૂપ **“ વારેનજન ”** અને **“ વારઘન ”** થયું છે, તેઓ ફાર્સી **“ બાલજન ”** શબ્દ સાથે મલે છે અને તેઓનો અર્થ, **બાલે મારનાર** અથવા **પાંખથી મારનાર** યાને લડાયક પાંખો ધરાવનાર પક્ષિ થાય છે. એવોજ એક સમાસિક શબ્દ **“ સ્રવો-જન ”** આપણુને મલે છે. અને તેનો અર્થ નખ-નખરિયાથી મારનાર

અથવા શિંગડા વડે મારનાર (સ્નાવિધક રક્ષસ) થાય છે (૫૦ જ૦ ફ૦ ૪૩) ત્યારે આ વિશેષણો અને તેનું વિશેષનામ બે જુદાં નહીં પણ એકસ્માન અર્થો ધરાવે છે અને તેઓ લડાયક પાંખો ધરાવનાર "પેષો-પરેન" નો અર્થ તથા તે ઉપર થયલાં મજકુર અવસ્તાઇ બયાંનને સીધો ટેકો આપે છે.

**બેહેરાંમ અને વારઘન.** મજકુર યશતમાંજ "**વારઘન**" નાં લક્ષણ અને તેની હીલચાલનું જે બયાંન મલે છે તે "પેષો-પરેન" ની ખરી પીછાંણ કરાવે છે. ત્યાં **બેહેરાંમ** ઇજદને દશ નિર્દોશ પ્રાણી વગેરેનાં જુદાં જુદાં રૂપો આપવામાં આવ્યાં છે, તેઓમાં એક પક્ષિ છે અને તે બાજુમાં દેખાડેલું અને પેલું વિશેષનામને ઠેકાણે વપરાયલું નામીચું "વારઘન" છે (ફ૦ ૧૯). ત્યારે તેમાં આ નામનું નિર્દોષપણું અને તેમાં સમાયલું વજુદ એ બન્ને આપણે જોઇ શકીએ છીએ. વળી બાદશાહ **જમશેદ** આગલથી તેનું સૌથી બળવંત **કેઆની ખુરેહ** જયારે એજ પક્ષિના આકારમાં ઉડી જતું જણાવ્યું છે (૫૦ જ૦ ૩૫) ત્યારે ત્યાં ખુરેહ સાથનો તેનો અચુક સંબંધ તેને એક કીર્તિવંત પક્ષિ તરીકે ઓલખાવે છે અને આ ઓળખ તેનાં એજમતી (પછાંની ઉંચી પિછાંણ કરાવે છે. ત્યારે અવસ્તા જમાનાના ઇરાનીઓનું આ પ્રાણી માટે કેટલું ઉંચું માન અને વહાલ હોવું જોઇએ તેનો ત્યાંથી આપણને ખરો ખયાલ આવે છે.

**તેની પિછાંણ.** તેની જાણીતી ખાસીયત અને ખરી હીલચાલ ત્યાંથી શરૂ થાય છે, તે "**અક્ષફ્ની. ક્ષફ્નીમ ઈસેમનો**" એટલે, અંધાસને નહી અંધારૂં ચાહતું (અંધકારને રોશની સમાન સમજતું). અને "**અસૂઇરિ સૂઇરીમ. ઇસેમ્નો**" એટલે, રોશનીને નહીં રોશ્ની ઇચ્છતું (રોશ્નીને અંધકાર બરાબર ગણતું) બામદાદ થવા પહેલાં ખુશી થતું ઉડી જાય છે (ફ ૨૦)* અને પક્ષિઓનો અવાજ સાંભલતાં પર્વતો, ખિણો અને ઝાડો તરફ એકાંત જગાએ ઉડી જાય છે (ફ૦ ૨૧). હવે આ ફતેહમંદ પાંખો ધરાવનાર લડાયક પક્ષિ અગર ઇરાનના ગર્ભાતર દેશનુંજ પ્રાણી હોય તો, તે શું હાલના આપણા ગરમ દેશનું ગરૂડ હુવડ છે? એનો જવાબ આપણને હાકારમાં મલે છે. તે એશિયાતું પ્રાણિ છે અને તેની કેટલીક જાતો યુરોપમાં બી દેખાવ દે છે. યુરોપિયન પ્રજાનું તે એક માનીતું અને વહાલું પ્રાણી છે અને તેને સારાં શુકનની નિશાની તરીકે તેને પાલવા તથા તેની પરવરશી કરવામાં

---

* અવસ્તા સૂર સંસકૃત શુર=, સુર્ય, સુર્યની રોશ્ની સાથે મલે છે, વળી તે રોશ્નીનાં વિશેષણ તરીકે વંદીદાદમાં મલે છે (૫૦ ૧૯ ફ૦ ૨૩)

આવે છે. હવે તેનાં કદ અને રૂપરંગ ઉપર જુદા જુદા દેશનાં જુદાં જુદા હવા માનની જોકે જુદી જુદી અસર પોંહોંચી છે, તોપણ તેઓની જુદી જુદી જાતીમાં આપણું સ્વદેશી ઘુવડનાં ગુણ અને લક્ષણ ઉપર કોઇ જુદી અસર થયલી જણાતી નથી, પણ તે ઘણા દાખલામાં અવસ્તાના વરણન સાથે આ મુજબ મલે છે. (૧) આ કરામતી પક્ષિનાં હાડકાં અને પિછાંના ઉપયોગના સંબંધમાં અવસ્તા જમાનાના ઇરાનીઓ જે નિર્દોષ ખ્યાલો ધરાવતા હતા ( ફ૦ ૩૬ ) તે અસલ ખ્યાલોથી વેગલા વહેમી ખ્યાલો હાલમાં તેના શારીરીક અવયવો હાડકાં, નખો વગેરે સાથ જોડાયલા મલે છે. (૨) તેને રાતનું પક્ષિ તરિકે અવસ્તામાં વાજબી ઓલખાવ્યું છે અને તેની અંધકાર પસંદ કરવાની અને રોશની નાપસંદ કરવાની, રોશનીમાં જોઇ નહીં શકવાથી દિવસે દેખાવ નહીં દેવાની અને પરંતો ખીણો, ઝાડો વગેરે ગુંફાઓમાં છુપાઇ બેસવાની છે. તેમજ રાતના અંધારામાં જોઇ શકવાથી ગુફાઓમાંથી બાહાર આવી રાત્રે દેખાવ દેવાની અને પક્ષિ-ઓનો અવાજ સાંભલતાં એટલે, બામદાદનું ઝઝકળું થતાંજ પાછું ગુફાઓમાં છુપાઇ બેસવાની તેની જાણીતી ખાસીઅતનું અવસ્તામાં જે વર્ણન થયું છે તે તેની હાલની હીલચાલ આપણને આબાદ ખ્યાલ આપે છે ( ફ૦ ૨૦ ) ( ૩ ) તેની આંખોની વિચિત્ર રચના માટે કહે છે કે, તે આજુબાજુ જોઇ શકતું નથી, પણ તે જે સિધું જોઇ શકે છે તે તેનું ડાહાપણ દેખાડે છે (Nelson's Encyclopedia) અને અવસ્તા તેમાં "મનહ્" ( મનશકિત, ડાહાપણનો અંશ ) મુકાયલું જણાવે છે (ફ૦ ૩૮) ( ૪ ) તે પોતે શિકારી પક્ષિ છે, તોપણ તેને કોઇ મારતું નથી. અને અવસ્તા મુજબ કોઇબી માણસ તેને મારતું નથી કે જખમ કરતું નથી. ( ફ૦ ૩૬ )૦ ( ૫ ) પક્ષિ માત્ર પાંખોવાલાં હોયછે અને પાંખો વગરનાં પક્ષિ હોતાં નથી, તોપણ તેને "પરેન" એટલે, પાંખ અથવા પીછાંવાળું કહ્યું છે. એનું એક મુખ્ય કારણ તેનાં પીછાનાં ઉપયોગીપણાનું છે અને બીજું, તેને બીજા પક્ષિઓ કરતાં પુશકલ પીછાં હોવાનું છે. એટલુંજ નહીં પણ તેનાં બાલોથી ભરેલાં ગોળ ભમ્મ ભવાં, માંથા ઉપર બાલોનાં બે ઉભાં શિંગડાં અથવા કીર્તિની કલગી અને માંથાથી પગના પંજા સુધી ભરચક પીછાં છે તેથી તેને વળી દ્વિઅર્થે "પેષો-પરેન" એટલે, ભરપુર પીછાંવાળું કહ્યું છે. તે અવસ્તા તથા સંસ્કૃત ધાતુ પર=ભરવું તેનું ભુ. કૃ. પરેન=ભરેલું અને તેનું સમાસરૂપ પેષો-પરેન એટલે લડાયક ભરચક પીછાંવાળું થયું છે. પ્રો૦ હાર્લે જોકે આ નામનો એવોજ અર્થ કરેછે, પણ આ વિદ્વાન તથા ગુસ્તી અને ડાર્મેસ્ટેટ, પેષો-પરેનને વારઘનનું વિશેષણ ગણે છે.

આ થોડી અર્થ સુચક ફરખામણી "પેષો—પરેન"ની ખરી પિછાણ કરાવે છે અને તેને એક નામીચાં પક્ષિ તરીકે તેનાં ખરાં સ્વરૂપમાં આપણી સનમુખ રજુ કરે છે. ત્યારે બેહેરાંમ યસ્તના કર્દા ૭માં "વારઘ્ન વિશેષણથી જે નનામાં પક્ષિ વિષે બોલવામાં આવ્યું છે, તે **૧૪માં કર્દામાં** વર્ણવેલું પેલું લડાયક "પેષો-પરેન" પક્ષિ છે અને તે પારદર્શક દેખાડે છે કે આ અવસ્તામાં વખણાયલું અને ઇરાની નામવરોનું માનીતું લડાયક પાંખો ધરાવનાર નિર્દોષ અને નામીચું ગરૂદ કુરડ છે.

યુરોપિયન સાવાં ઉપલાં પક્ષિને એકવાર વિશેષનામ અને બીજીવાર વિશેષણમાં ફેરવે છે. એઓમાંનો કોઇબી એકને વિશેષનામનું પ્રધાનપદ મલવું તો જોઇએ અને આપણે **પેષો-પરેનને** પ્રધાનપદ આપ્યું છે. અગર તેની જગાએ **વારે-જનને** મુકરે તો, તેમાં માત્ર નામના ફેર સિવાય આ વર્ણન ઉપર કોઇ ઉલટી અસર થતી નથી અને આગલા વિષયના મથાલે ટાંકેલા વાકયના નીચલા તર્જુમાંથી અનર્થ થતો નથી. જેમકે,

અર્થ—**અએ જરથોશ્ત! લડાયક પીછાં ધરાવનાર "વારે-જન" પક્ષિનાં પીછાં તુંએ શોધવાં જોઇએ.** (બે. ક. ૩૫)



## ૧૦—"હુઓમ જાઇરિ"

### હિમ્મત અને ફતેહનું ચિન્હ (Symbol).

### બેહેરામ યશ્તમાં નીચલું લખાણ મલે છે.

### "હુઓમેમ બઇરિ સાઇરિ-બઓધેમ. હુઓમેમ વેરેથ્રાજનેમ બઇરે-નિપાતારેમ વોહુ બઇરે. પાતારેમ તનુયે બઇરે."

તર્જુમો—ગલીચી સાફ કરનાર હોમને મારી પાસે રાખું. ફતેહમંદી બખશનાર હોમને હું મારી પાસે રાખું. ભલાં લોકોના રક્ષકને હું મારી પાસે રાખું અને ભલાં માણસોના તનના પાસબાનને હું મારી સાથે રાખું (ફ૦ ૫૭).

આગલા વિષયોમાં ઇરાની લડવૈયાઓના લડાયક જુસ્સાને જોશ આપવાના અસરકારક ઉપાય તરીકે કરામતી પક્ષિનાં ફતેહમંદ પીછાંની કીર્તિની કલગીના થતા ઉપયોગથી આપણે વાકેફ થયા હતા. હવે હાલ ધારેલા વિષયમાં તેના ટેકામાં થોડી વધારે દલીલ કરીશું અને જોઇશું કે, આગલા ઇરાની નેઆગાંનોની કરામતી વસ્તુઓ તરફની માન્યતાનો તે એકજ દાખલો નથી, પણ તેઓમાંનો આ બીજો એક અસરકારક દાખલો એજ યશ્તમાં નોંધાયલો મલેછે. બેહેરાંમ ઇજદ "વેરેથ્રધ્ન" એટલે શત્રુજીત અથવા ફતેહનો ફરેસ્તો છે અને દીન તથા દેશના બચાવની લડાઇઓમાં ફતેહમંદી બખશનાર અજીત ફરેસ્તા તરીકે બેહેરાંમ યશ્તમાં તેનાં સુંદર વર્ણનો થયાંછે. આ કારણને લઇને લડાઇના હંગામો વેળા તેનાં બીજાં બચાવનાં એક અસરકારક સાંધણ તરીકે હોમના ચમતકારીક છોડના ઉપયોગીપણાનું તેમાં ખાસ વર્ણન મલે છે.

**તેનું અસરકારકપણું.** તેની પેહેલી પેદાયસનું ઉત્પતિસ્થાન ઉતર ગોલાર્ધના અલબોર્જ પર્વતની શિખરો, ખીણો અને ખેતરો હતાં અને ત્યાંથી તેના બીજોનો પક્ષિઓ મારફતે બીજા દુરના ભાગોમાં ફેલાવો થયો હતો (હા ૧૦ ફ૦ ૧૦—૧૧) તેના અસરકારક ગુણને લીધે આગલા ઇરાનીઓએ તેને ધાર્મિક રૂપ આપ્યું હતું અને ધાર્મિક ક્રિયાઓથી તેના તાજા પાલાને ખલમાં છુંડી, ધુંટી, ગાળી અને તેના અરક કાઢીને તથા તેમાં દુધ (જીવામ) અને મધનું મિશ્રણ કરીને તે અમૃત રસનું તેઓ પાન કરતા હતા. તે શારીરિક, માનસિક અને આત્મિક શકિતઓના ખિલવણી માટે એકલું ઉપયોગી પ્રવાહી નહી હતું, તે તનની તાકાટ, મનની મજબુતી કે આત્માની આઝાદેહગી માટે એકલું પુષ્ટીકારક પીણું નહીં હતું, પણ કહે છે કે તેની બરકતથી હિમ્મત અને ફતેહ, તન—

મનની દરૂસ્તી અને તે દરૂસ્તીના ફલાજો; લાંબી, ભલી અને અમર જીંદગીના સઘલા સુખી આશિરવાદો તેના તાજા પાલાનું પાન કરનારા ભલા ઇરાનીઓ ઉપર ઉતર્યાં હતા (હા ૯ તથા ૧૦) તે ગેયા ઇરાનીઓનું આબે હેયાત હતું અને તેના સર્વોતમ ગુણોની સાથી વજનદાર ગવાહી એકજ નાનાં વાકયમાં આ મુજબ દર્શાવેલી મલે છે.

"હઉર્વાંમચ અશ્રહે ખાઓ આહ" એટલે, અએ હોમ! ખચ્ચીતજ તું અશોઇનો ઝરો છે (હા.૧૦—૪).

આ મુજબ હોમના છોડની એજમત અને અસરને લીધે પુરાતન આર્ય પ્રજા ઉપર તેણે ઉંડી અસર કીધી હતી. તેના અસરકારક ગુણોને લીધે તે એક કરામતી પવાહી ગણું લેખાયું હતું અને તેમાં કોઇ કુદરતી શકિતનો બળવંત અંશ હોવાની માન્યતા ધરાવવામાં આવી હતી. આ કારણને લઇને આગલા આર્યો લડાઇની અસલ આફતોના બારીક પ્રસંગોમાં તેના ઉપયોગથી હીમ્મત અને ફતેહની ગેબથી મદદો મલવા અને મુશ્કેલ આસાન થવાનો એતેકાદ ધરાવતા હતા.

આ યસ્તમાં દીન અને દેશના બચાવની લડાઇઓમાં **હોમના** ઉપયોગનું અસરકારક વર્ણન મલે છે. ત્યાં કહે છે કે જે **હોમનો** રસ પીએ છે તે

**બેહેરાંમ યશત.** દુશ્મન ઉપર ગાલેબ આવે છે. જેની બરકતથી દુશ્મન લશ્કરને હું શિકસ્ત આપું, તેને પરાંગદેહ કરૂં અને જેણે મારો દુમ્બાલો પકડયો છે તે લશકરની સફ તોડીને તેને હું જમીન દોસ્ત કરૂં (ક૦ ૫૭—૫૮). લડાઇના અસલ સંકટો ઓછાં કરવા ઇરાની શાહાનશાહત **બેહેરાંમ** ઇજદ માટે ક્રિયાની ભેટો ધરે, તેને માટે **બર્સમ** પાંથરે અને તેઓ એકસરખા શુધ સફેદ રંગનું **પશુ પકાવે** (ક૦ ૫૦) અગર ક્રિયા કીધેલી મ્યજદની ચાસ્નીમાં અધર્મીઓ અને અનીતીમાનો ભાગ લે તો ઇરાની સલતનતની પાયમાલી થાય (ક૦ ૫૧—૫૩). ત્યારે આ ક્રિયા અગલા ઇરાનીઓનો **પશુ યજ્ઞ** છે અને તેમાં બે ઉમદા મકસદ સમાયલી છે. એક દીન અને દેશના બચાવની અને બીજી નીતીની જાલવણી અને સદગુણી ખિલવણી કરવાની છે. વળી એજ યશતમાં કહે છે કે, **બેહેરામ યજદ** આપેલા કોલનો ભંગ કરનાર લડવૈયાઓના બંને હાથો પાછલ બાંધી તેઓને બધવા બનાવે છે, તેઓની આંખો આસપાસ પરદો કરી તેઓને અંધ કરે છે, તેઓના કાંને ઢાંકણું વાલી તેઓને સુના બહેરા કરે છે અને સોટે સબેખુન મારે છે (ક૦ ૬૨).

ત્યારે લડાઇના હંગામોના બારીક પ્રસંગો ઉપર ઇરાની લશ્કરને હિમ્મત અને ફતેહની વધારે નજદીક દોરી જવાનાં એક ધાર્મિક ચિન્હનાં અસરકારક સાધન તરીકે

---

* વધારીખના દાખલાઓમાં કોસમાં આપેલો ખુલાસો કરવાનો છે.

**હોમના** છોડની એજમતી **ડાંખલીઓ** સાથે રાખવામાં આવતી હતી અને લડાઇના મેદાનોમાં ધર્મગુરૂઓ **હોમયજ્ઞની** ધાર્મિક ક્રિયાઓથી તેનો અમૃત રસ તૈયાર કરતા હતા અને તેના પાનથી શુરવીર લડવૈયાઓના શુરાતનપણામાં નવું જોમ અને જોશ પેદા કરતા હતા.

**તવારીખ નવીશો શું કહે છે.**

તવારીખ ઉપરથી જણાય છે કે, લડાઇના મેદાનોમાં આ અને બીજી અસરકારક ક્રિયાઓ થવાના દાખલા હખામનીશ શાહનશાહો **કુરૂશ** અને **ઝર્કસીસના** સંબંધમાં નોંધાયલા મલે છે. મ્હાત્મા **કુરૂશે** લડાઇ ઉપર જતાં **મેહેર** અને **આદર** ઇજદોના પવિત્ર **રથો** કાઢયા હતા (જેનોફન) શાહ **ઝર્કસીસે** યુનાન ઉપરની ચઢાઇ વેળા એવા ઇજદોના **રથો** કાઢયા હતા અને કુચ દરમિયાન **હેલેસ્પૉંટ** ની ખાડી ઉપર પુલ પસાર કરવા પેહેલાં મેડી (બર્સમ!) ની ડાંખલીઓ પથરાવી હતી અને ત્યાં ખુશબોઓની પુષ્કળ ધુપ આપાતી હતી, જ્યારે સેના **સ્ટ્રાઇમન** નદી આગલ પુગી ત્યારે ત્યાં **માજી** ધર્મગુરૂઓએ **સફેદ ઘોડાના** ભોગો આપ્યા હતા, (લડાઇના **જીવસતોસનના** બારીક પ્રસંગોમાં આકાશીઓના આશિર્વાદ ઉતારવા તેઓને પશુના ભોગો આપતા હતા અને તેમાં લડવૈયાઓના ભોગો ઓછા થવાની ઇરાનીઓ માન્યતા ધરાવતા હતા) તથા ત્યાં મંત્રો ઉચ્ચારી ક્રીયાઓ કીધી હતી (હીરોડોટસ). ઇરાનીઓ લડાઇની કુચ વેળા જ્યારેવી પાણીના ચશ્માઓ આગલ આવી પુગતા, ત્યારે જમીનમાં ખાદો ખોડી તેમાં ભોગને હલાલ કરતા હતા પણ ભોગની મેલી વસ્તુઓથી જમીન ખરાબ નહી થાય તેની સંભાલ લેતા હતા અને જમીનપર **ઘાસ** (બરેસ્મ *સ્તર સ. દર્ભ=બર્સમના ઘાસની સાદડી) પાથરતા હતા. તે ઉપર ભોગનું માંસ મુકતા હતા, આતશપર ખુશ્બોએ બાલતા હતા તથા તેલ અને દુધ (જીવામ) સાથે મધ (હઓમહે મધ=હોમનુ અમૃત) ભેળીને જમીન પર ઘોળતાં (પૃથ્વી માતાને ભોગ આપતા) હતા (સ્ટ્રૅબો).

તવારીખના આ દાખલા દેખાડે છે કે, લડાઇની કુચ કરતાં અને લડાઇના મેદાનોમાં એક તરેહની ધાર્મિક ક્રિયાઓ થતી હતી અને તે દીન અને દેશના બચાવ માટે લડવૈયાઓમાં હીમત અને ફતેહનો બલવાન જુસ્સો ઉસકેરવાનું સાચું અસરકારક સાધન ગણાતું હતું. ત્યાં **હોમયજ્ઞ** અને **પશુયજ્ઞની** દબદબા ભરેલા અસરકારક ક્રિયાઓ થતી હતી અને તેને વધારે અસરકારક બનાવવા **માજી** (મોબેદ) ધર્મગુરૂ માથ્રવાણીનાં એજમતી કલામોનાં પવિત્ર ગાયણો સુંદર સરોદે અને શુર આપનારા ઉંચા **સ્વરે** ગાતા હતા. ત્યાં બાદશાહો પોતાના દસ્તગીર ઇજદોના પવિત્ર રથના સરઘસો કાઢતા હતા અને તેઓને પશુઓના ભોગો આપતા હતા. ત્યાં બર્સમ પાથરવામાં આવતી હતી સુદ્રવીઓ બાલવામાં આવતી હતી અને તે તરફ ફતેહનો સુધંધ (વેરેથ્ર —બઓધો) એટલે, ફતેહના ગેબથી બશારત થવાનું તેઓ યકીન ધરાવતા હતા (પ૦ ફ૦ ફ૦ ૪૬)

---

## ૧૧-પાજંદ "ટેક્સ્ટ" નાં થોડાં અશુદ્ધ વાકયો.

### તેઓના થયલા અનર્થો.

**ખરૂં શું? "અવસ્તા પચ મનરની" કે "અવસ્તા પ-ચમશને?"**

**પતેતે ઇરાની**માં અવસ્તાઇ ભણતરોના જુદા જુદા ચહડ ઊતર ત્રણ વર્ગો દેખાડેલા મલે છે, તેઓમાં એક **"અવસ્તાએ ચમશ"** છે અને તેનો અર્થ પહલવીના આધારે દસ્તુર સાહેબો તરફથી **મોટા અવસ્તા** કરવામાં આવ્યો છે. આ **ચમશ** શબ્દ વિષે હાં આપણે **બોલીશું**. કારણકે તે **પતેતે પશેમાની**ના **પાંચમા કર્દા**ના **એક** વાકયમાં બેકાયદે વપરાયલો મલે છે. તે અશુદ્ધ અને અધુરૂં વાકય અવસ્તાની તમામ કેતાબોમાં આ મુજબ મલે છે.

**"અવસ્તા પચ મનરની નગુફ્તન."** એટલે, "અવસ્તા નેક મનશ્નીથી નહીં ભણવા" નો પસ્તાવો કરવાનો અર્થ કરવામાં આવે છે. (પહલ્વી તર્જુમો, એ૦ કાંગા અને બીજાઓ.)

**ખુલાસો.** હાં અસલ વાકયની શબ્દ રચના પાછલથી ફેરવાઇ છે, તેમાં મુળ વાકય અને **ચમશન** શબ્દ બગડેલાં રૂપમાં બે બાજુ વેંહેંચાઇ ગયાં છે અને વાકયનો અર્થ ઉલટાઈ ગયો છે. એનાં થોડાં કારણો આ મુજબ મલે છે. (૧) આ પાંચમા કર્દાની શરૂઆત અને સેવટ એકજ છે, માટે તેમાં એકજ બાબદનું લખાંણ હોવું જોઇએ. તેની શરૂઆત **"હેહેર નસા"** ની પરહેજી જાલવવાની બાબદ સાથે થાય છે, અને તેનું સેવટબી જ્યારે તેની પરહેજી નહીં જાલવવાનો પસ્તાવો કરવાની બાબદ સાથે આખર થાય છે, ત્યારે તેના મધ્યમાં કોઇ ભલતી બાબદનો ભેલ થવો નહીં જોઇએ. (૨) પણ હાં તો "અવસ્તા મનશ્નીથી નહીં ભણવા" ના ગુનાહનો પસ્તાવો કરવાની જ્યારે બાબદ મલે છે, ત્યારે અવસ્તાના પાક કલામો, હેહેર અને નસાના વર્ગની કોઇ વસ્તુ હોવાનો ઘણો ગંભિર મહા અનર્થ થાય છે. એનું કારણ એકજ છે અને તે આખાં વાકયના બે કકડા કરવાનું અને તેને બેકાયદે બે જુદા અર્થોમાં વેંહેંચી આપવાનું છે. (૩) **આફ્રીને હફ્ત અમશાસ્પંદ**માં એવુંજ એક અશુદ્ધ વાક્ય આપણને મલે છે અને તે **"જુરદાએમ પંચા મનરની"** છે. તેને મર્હુમ એરવદો **તે૦ અંકલેસરીઆ** અને **કા૦ કાંગાએ** પોતાની "ટેક્સ્ટ"માં **"જોરદાઆંન પ-ચમશને"** જોકે સુધારીને લીધું છે, તોપણ પતેતે પશેમાનીનાં

મજકુર એવાંજ નાકેશ વાક્ય તરફ બેઉ વિદ્વાનનું લક્ષ ગયું નથી, તેમાં માત્ર નજર ચુક સિવાય બીજું કોઇ કારણ હું જોઇ શકતો નથી. (૪) મજકુર અધુરાં વાક્યની જોડાજોડ **બાલ, નખ, દાંત** અને **રાતના** (વાસીદા) **હાથ** એવાં "હેહેર" (સુકકા **નસા**) નાં નામો મલે છે અને એજ અર્થસુચક નામો સાથે મજકુર અધુરાં વાક્યનો નિકટ સંબંધ જોડાયલો છે. (૫) જેમ હાં તેમજ પતેતે ઇરાનીમાં "હેહેર નસા" ને પરહેજવાની તાકીદ કીધી છે, અને બીજું **વંદીદાદની ૧૭ મી** પરગરદ આ ચાલતી આવેલી આપણી ભુલ ભાંજે છે. તેમાં **નખ** અને **બાલ** પરહેજવાની બાબદ આવે છે અને ત્યાં ચોકસ તરબીબ સાથે **૩, ૬, કે ૯** અહુનવરના કલામો ભણવા ફરમાવે છે (ફ. ૫ તથા ૭). (૬) અસલ વાક્યમાં એક બીજો બી શબ્દ તથા તેનો અર્થ એ બંને અશુધ મલે છે. આ બેગાનો શબ્દ **"ફ્રેશ"** છે, તે પાજંદ પહેજશ (પરહેજવા) નું બગડેલું રૂપ છે અને તેને સઘલા તર્જુમો કરનારા સાહેબોએ **દાંતણ** અથવા **દાંતકોતરણી** (દાંતના બ્રશ) ના નાકેશ અર્થમાં ફેરવી નાખ્યો છે (પહલવી શરેહ, વિ૦ કાંગા અને સઘલા) હાં હેહેર નસાને પરહેજવાની બાબદ છે, અને પહલવી તર્જુમોબી જોકે તેઓને પરહેજવા કહે છે તોપણ વાક્યમાં તેજ શબ્દની હસ્તી નીસ્તીમાં ફેરવાઇ ગઇ છે. હાં મુગ શબ્દનો અર્થ ઉલટાઇ જાય છે, વાક્યની મતલબ અધુરી રહે છે અને **ફ્રેશ** શબ્દ તેનાં બગડેલાં રૂપમાં મોજુદ હોવા છતાં તેનો અર્થ બહારથી ઉછીનો લેવાની આપણને ફરજ પડે છે. ત્યારે તે શુદ્ધ, અસલ અને અખંડ વાક્ય આ છે. **"અવસ્તા પ-ચમશને નગુફ્તન મુએ નાખુન દંદાન ફ્રેશ દસ્તેશવીન"*** એટલે, "નખ, બાલ, દાંત અને વાસીદા હાથ પરહેજવા મોટા અવસ્તા (અહુનવર) સાથે નહીં ભણવા" ના ગુનાહનો હાં પસ્તાવો કરવામાં આવે છે (કર્દો ૫ મો)

આ તર્જુમાથી આપણી બે મોતેબર નેમો બર આવે છે, પેહેલી અવસ્તા ભણવાની બાબદ અસ્થાનેથી તેના લાયક જગાએ મુકાતી મલે છે અને બીજી **વંદીદાદ**ના ફર્માન મુજબ તે બાબદ અમલમા આવતી હયાં આપણે જોઇએ છીએ. આ અનર્થનાં બીજાં જે સ્વભાવિક કારણો છે તે આ અને બીજા સઘલા હાથ ધરેલા વિષયો નહીં લંબાવવાના સબબે મોકુફ રાખવાની ફરજ પડે છે.

## દરોબસ્ત શું? "યજદાંન નેહાદ" કે "મ્યજદાંન નેહાદ?"

**પતેતે પશેમાની** ના **૯ મા કર્દામાં** મજકુર શબ્દો મલે છે અને **અવસ્તાના** તમામ દફતરોમાં અસલ વાક્ય અશુદ્ધ લખાયલું આ મુજબ મલે છે.

---

* વિ૦ શેહેરીઆરજી "દસ્તેષવી" નો અર્થ કુલ્લા કે છાગરાનો રસીવાલો હાથ કરવાની જે દલીલો દેખાડે છે તે ઘણી મઆકુલ છે (રીસ્તિ૦ સફે ૨૧૦-૨૧૧).

**" હોમ દરૂન હોશ ફરીદ યજદાંન નેહાદ "**

આ વાકયમાં આવેલા **યજદાંન** એટલે **ખુદાનો** અર્થ દર્શાવનાર શબ્દમાં ગોંટાલો થયલો છે અને અસલ શબ્દ જે **મ્યજદાંન** એટલે, પવિત્ર **હદીઓ** છે તે ત્યાં **ખુદા**ના અર્થમાં ઉલટાઈ ગયો છે. આ ભુલ **વંદીદાદની ૧૮ મી** પરગરદનાં એક વાક્યથી સુધારી શકાય છે અને તે વાકય આ છે.

**" હુઓમહે હુતહે દધાઇતિ ઉસે—ક્રિતનિાંમ વા મ્યજદનાંમ."** એટલે, " હોમના દરૂનની હોશફરીદ મ્યજદ આપે છે," અને આ ઇજાયલી મ્યજદમાં બદકારોને હિસ્સો નહી આપવા **વંદીદાદ**માં ફર્માવ્યું છે ( ફ. ૧૨)

મજકુર અવસ્તાઈ વાકયમાં " ઉસે—ક્રિતિનાંમ મ્યજદનાંમ"નું પાજંદ વાકયમાં " હોશ ફરીદ મ્યજદાંન " જે બોલેબોલ સરખાંમણી મલે છે, તે પાછલથી પહલવી નકલ નવીશની નજરચુકથી અથવા પહલવી બેઈમલા મીજદાંન અથવા મ્યજદાંન શબ્દનો (મ) છેકાઇ જવાથી અધુરાં રહેલાં રૂપને **યજદાંન** વાંચવાનો ત્યાં અનર્થ થયો છે. આ ભુલનાં પરીણામ તરીકે તે પહલવી જમાનાથી ભુલભરેલી રીતે ભણાતો રહેલો છે અને પવિત્ર ભણતરોમાં શબ્દના મલતાપણાથી થતા અનર્થોના એવા અનેક દાખલા મલે છે. ત્યારે પાજંદ અસલ વાકય આ મુજબ સુધારી શકાય છે.

**" હોમ દરૂન હોશ–ફરીદ મ્યજદાંન નેહાદેહ."**

**સહી શુ? "ગેતોફરીદ ફર્માયદ " કે " ઓસ્તો ફરીદ ફર્માયદ ? "**

**પતેતે પશેમાનીના ૧૨ મા** કર્દામાં મજકુર **ગેતોફરીદ** નામનો બેગાંનો શબ્દ મલે છે અને તે અવસ્તા **" ઉસે-ક્રિતિ "** શબ્દનો પહલવી ( ઓસ્તો ફરીદ ચહારૂમની ચાસ્નીના પવિત્ર હદીઓ ) નું બગડેલું રૂપ છે. એમાંથી શરૂઆતનો ( ઓ ) સ્વર કોઇના કારણે નીકલી જવા પછી જે અધુરો આકાર રહે છે તે " સતોફરીદ " છે અને તે ભુલથી " ગેતોફરીદ " વંચાયો છે.+ આ ભુલનું સ્વભાવિક કારણ પહલવી અક્ષરોની એકથી અનેક થતા ઉચ્ચારોની મુશ્કેલીને એકલું આભારી છે. આ કારણને લીધે અસલ શબ્દનું પાછલથી ભુલભરેલું વાંચણ થયું છે અને આ ભુલે બીજી અનેક ભુલોને કારણ આપ્યું છે આ દાખલામાં વાંચણના સંબંધમાં એકલી ભુલ થઈ નથી, પણ આ બેગાના શબ્દનો કોઇ અર્થજ નથી, તેથી પાછલા વખતમાં તેને " ગેતી ફરીદ " વાંચ્યો છે અને વધારે ભુલ ભરેલી રીતે તેને

---

+આ ભુલ સર્વથી પેહેલાં મારા મર્હુમ વિદ્વાન ઉસ્તાદ એરવદ શે. દા. ભરૂચાએ દેખાડીછે.

**"ગેતી ખરીદ"** એટલે, આ ગેતીમાં સવાબ ખરીદ કરવાના નાકેશ અર્થમાં ફેરવી નાંખ્યો છે. આ મુજબ **"ઓસ્તો ફરીદ"** જે અસલ એક પવિત્ર હદીઆનું નામ છે, તે પાછલથી **"ગેતી ખરીદ"**ની ફરજીઆત ક્રિયામાં ફેરવાઇ ગયું છે. એની વજનદાર દલીલ એ છે કે, પતેતે પશેમાનીના ૯ મા કર્દામાં અને પતેતે ઇરાનીના "અજ હર ઇજશ્ને"વાલા ભાગમાં "હોશ ફરીદ" અથવા "ઓસ્તોફરીદ" શબ્દ પવિત્ર હદીઆના અસલ અર્થમાં મલે છે. આ બેઉ જગાએ ભુલ ભરેલી રીતે તેનો તર્જુમો કરનારા દસ્તુર સાહેબોએ "ગેતો ફરીદ" ઉકલાવ્યો નથી, તેને "ગેતી ફરીદ" વાંચ્યો નથી અને તેને "ગેતી ખરીદ"ની ક્રિયાના અર્થમાં ફેરવી નાંખ્યો નથી. આ બે દાખલામાં આપણે અસલ શબ્દને તેનાં ખરાં સ્વરૂપમાં અને ખરા અર્થમાં જલવાયલો જોઇએ છીએ, ત્યારે આ પાજંદ વાકય આ મુજબ શુદ્ધ ભણાવું ઘટે છે.

*"મન જાદેહરા અજ ગુનાહ ૫ પતેત બહોદ સેદોશ ઓસ્તો ફરીદ ફર્માયદ."* એટલે, મારાં ફરજંદો ગુનાહ માટે પતેત ભણે અને ત્રણ સરોશ તથા **ઓસ્તો ફરીદ** (મ્યજદ) ફર્માવ (ક. ૧૨).

ત્યારે પતેતે પશેમાનીનાં મજકુર ત્રણ વાકયો આ મુજબ ભણવાં સજાવાર છે.

૧—અવસ્તા **૫-ચમશાને** નગુફતન મુએ નાખુન દંદાંન, ફરેશ દસ્તે સવીન.

૨—હોમ દરૂન હોશ ફરીદ **મ્યજદાંન** નેહાદેહ.

૩—૫ પતેત બહોદ સેદોશ **ઓસ્તોફરીદ** ફર્માયદ.

પાજંદ "ટેકસ્ટ"ના મજકુર દાખલાઓમાં થયલા અનર્થો પહલવી તરજુમાઓને આભારી છે અને તેનાં કારણો જાણવા જોગ છે. પ્રથમ પહલવી ભાષાના શબ્દોનું ભુલભરેલું વાંચણ થયું હતું અને તે ખોટાં વાંચણોનાં પાજંદ ભાષામાં લખાણો થયાં હતાં. આ લખાંણોનાં પાછલથી પહલવી તરજુમા થયા છે અને તે ઉપર શરેહો લખાઇ છે. આ લાયક કોશેષ થતાં પેલો પાજંદ "ટેકસ્ટ" સુધારવામાં આવ્યો નહી હતો અને તેનાં બગડેલાં રૂપમાં કાયમ રહ્યો હતો. આથી સ્વભાવિક રીતેજ તેના થયલાં પહલવી તરજુમાઓમાં ભુલો થઇ હતી અને તેનાજ આધારે થયલા પાછલા સઘલા તરજુમાઓમાં અનર્થો થયલા મલે છે.

## ૧૨—આફ્રીને અર્દાફ્રવેશ,

### એક શકમંદ શરેહ.

**આફ્રીને અર્દાફ્રવેશમાં** નીચલું લખાંણુ મલે છે.

**" અવ્વલ એસ્તેદ બેહુમન અમેશાસ્પંદ**
**વસ્તર્ગે દીબાઓ જરીન-પેસીદ**
**પ રવાંન ઓએ અનઓશ રવાંન દેહાદ."**

એટલે બેહેમન અમેશાસ્પંદ ઉભો થયો અને અમર્ગ રવાનને સોનેરી-રૂપેરી બુટ્ટાદાર **પોશાક** આપ્યો.

મજકુર લખાંણમાં ગુજરેલાંનાં રવાનને બેહેમન અમશાસ્પંદ વસ્તર્ગ (વસ્ત્ર) આપતો જણાવે છે, તેમાં શું વજુદ સમજાયલું છે? આ ફટવાના ટેકામાં શરેહ લખનાર દસ્તુર સાહેબ તરફથી ખુદ અવસ્તાની શાહાદત ટાંકવામાં આવી છે અને **વંદીદાદની ૧૯ મી** પરગરદનું એક વાક્ય જોકે ટાંકી દેખાડેલું મલે છે, પણ તે અવસ્તાના અસલ ભાવાર્થથી તદનજ વેગલું છે. અને અવસ્તાને નામે એક ભલતોજ ફટવો આપણી આંખો સન્મુખ ધરવામાં છે. કર્તાએ રજુ કીધેલું અવસ્તાનું તે અસલ વાક્ય આ છે.

**" ઉસ્સે હિશ્તત્ વોહુ મનો હચ ગાત્વો જરન્યો—કરેતો. "**
**એટલે,** બેહેમન સોનાથી મઢેલાં તખ્ત ઉપરથી ઉભો થયો ( ફ. ૩૧ ).
મજકુર અવસ્તાનો પહલવીમાં જે તરજુમો થયો છે તે આ છે.
**" બાલા ઉસ્તાત વોહુમન મીન ગાસ ઝાબાધન કર્ત. "**
એટલે, બેહેમન પ્રામની **તખ્ત** ઉપરથી ઉભો થયો ( એજ ).

આ અવસ્તાનો બોલેબોલ પહલવી તરજુમો છે અને તેમાં તેમજ પાજંદના ટેકારૂપ અવસ્તામાં **બેહેમન** અમશાસ્પંદે રવાનને **પોશાક** જેવી કોઇ વસ્તુ આપવાનો ઇશારો વટીક મલતો નથી. અવસ્તા મુજબ ત્યાં બેહેમન રવાનને ચહારૂમના **શોઆરનો** શીરપાવ આપવા ઉભો થતો નથી, પણ તે કોઇ બીજાંજ કારણ માટે ઉભો થાય છે. તે વજનદાર કારણ પેલાં પુલ ગુજાર થયલાં અશોનાં રવાનને બેહેસ્તની મીનો દુનિયા તરફની તેની આમદને આવકાર આપવાની છે અને તે આવકારદાયક સખુનો આ છે.

"ફ્રવઓચત વોહુમનો કઘનો ઈધ અશાઉમ અગતો
ઉશ્ચેજઠઙ્હતત હચ અઙ્હઓત અઈશ્ચેજઠઙ્હેમ અહૂમ આ."

બેહેમન બોલે છે—અએ અશો ! ફાંની જહાનમાંથી અવીનાશી જહાન તરફ ત્યાં હમારી આગલ તું ક્યાં ( અથવા ભલે ) આવ્યું ( એજ ).

ત્યાં અવસ્તા અને પહલવીમાં રવાનને કોઇ **પોશાક** આપવા બીલકુલ બોલાયું નથી, પણ તેમાં તેને પેલી આલમમાં બાઆબરૂ આવકાર આપવાની છે, તે પાજંદ શરેહમાં **પોશાક** આપવાની ખોટી અને ખર્ચાળુ રસમમાં ફેરવાઇ જતી ત્યાં આપણે ખેદ સાથ જોઇએ છીએ. આ ભુલ કોઇ નકલ નવીશોથી થયલી જણાતી નથી. આફ્રીનમાં અવસ્તાનાં બીજોબી વાકયો ટાંકેલાં મલે છે. તેઓ **વંદીદાદની ૧૯ મી** પરગરદમાંથીજ લીધાં છે અને તે ઉપર શરેહ લખનાર દસ્તુર સાહેબે જે ટીકા કીધી છે તે દરોબસ્ત છે. પણ મજકુર વાકયમાં " ગાત્વો જરન્યો કરે તો " ની પાજંદ શરેહ " વસ્તર્ગે દીબા ઓ જ઼રીન-પેસીદ " કરીને અવસ્તાના **" ગાતુ "** એટલે, **જગા,** તખ્ત, બેઠક અને વખત શબ્દને પાજંદ **" વસ્તર્ગ "** એટલે **વસ્ત્ર** અથવા કપડાંના નાકેશ અર્થમાં ફેરવવા અને અવસ્તાના મહાન કર્તાઓનાં એક મઆકુલ શિક્ષણને ઉલટાવવામાં દસ્તુરજી મવસુફે પોતાની મુનસફી વાપરવાનો અનર્થ કાં કીધો હતો ! આ ફતવાએ પાછલથી ઘણી ખરાબ અસર કીધી છે. આ ભુલ ભરેલા પાયા ઉપર રેવાયત લખનારા પાછલા દસ્તુર સાહુબોએ મોટી ઈમારત ઉભી કીધી છે અને આ ભુલે બીજી ગંભિર ભુલને સબળ કારણ આપ્યું છે. અસલ અવસ્તા જ્યારે હૈયાતીમાંજ નેક મનશ્ની ( બેહેમન ) ની નીતિમાન ભલી જીંદગી ગુજારવાનાં અને તેનાં આખર પરિણામનાં અસરકારકપણાં તરફ આપણું લક્ષ ખેંચે છે, ત્યારે પાછલાં લખાણોએ એક ખર્ચાળુ અને ભુલભરેલા માર્ગ તરફ દોરવી જવાને કારણ આપ્યું છે. એક ભલાં અને નિર્દોષ મરનારની ભલી કરણીના બદલામાં તેના રવાનને મલતાલાયક આવકારને પોશાક જેવી વસ્તુ સાથે સંબંધ શું હોઇ શકે ? બેશક ત્યાં વગર અર્થનો ગુચવાડો થયો છે અને આ ગંભિર ગુચવાડાએ એક બિનજરૂરી રેવાજને બિનપાય જન્મ આપ્યો છે. સુમારે પંદરસો વર્ષ ઉપર લખાયલી આ પાછલી શરેહમાં મરનારનાં રવાનને **વસ્ત્ર** આપવાનો અનર્થ થયો છે. એક જરથોસ્તીનાં મરણ બાદ ચહારૂમની બામદાદે તથા મરણના બીજા અવસરો ઉપર રવાનની નયતે **સીઆવનાં** કપડાં ઇજાવવાના ખ્યાલે મજકુર શરેહ ઉપરથી જન્મ

લીધેલો જણાય છે, અને તેનાજ આધારે શુમારે ચાર સદી ઉપરના વધારે પાછલા વખતમાં સીઆવ ઇજાવવાની ફરજનાં ઘણાં લાંબા વર્ણનો રવાયત લખનારા દસ્તુર સાહેબોએ જાબજા કીધાં છે. તેઓએ એવી અટકલો દોડાવી છે કે, સીઆવનાં કપડાં બારીક અને કુમાસદાર હોવાં જોઇએ, તેથી રવાંનને બેહેસ્તમાં માન મરતબો ઘણો મલે છે. અગર તેઓ ઉંચી કીસમનાં નહીં હોય તો તેને બેહેસ્તી રવાનો પોતાની સંઘમાં લાયક જગા અને ઘટતું માન આપતાં નથી, એટલુંજ નહીં પણ સીઆવ ઇજાવ્યો નહીં હોય તો તે પેલી જહાંનમાં વસ્ત્ર વગર ( બરહનૈ તને ) અને શરમીંદુ રહે છે ( ! ) વગેરે કલ્પિત કથા વર્ણવી છે.



## ૧૩-"ઓસ્તો ફરીદ મ્યજદ,"

### ચાહરૂમની ચાશ્ની.

આ એક બેગાંનું નામ છે, તે જોકે એક ઘણા ગંભીર અવસર ઉપર અપાતી ભેટનું નામ છે, તોપણ તેને ખરી રોશ્નીમાં દેખાડવામાં આવ્યું નથી. તેને ચહારૂમની ચાશ્નીના પાક હદીઆ તરીકે આગલા વિષયમાં આપણે ઓલખાવ્યું છે પણ તેની ખરી પિછાંણની કોઇ દલીલ દેખાડી નથી. માટે તેને ખરા અર્થમાં દેખાડવાની નબળી કોશેષ કરીશું અને જોઇશું કે તે દુધનાં બનાવેલાં મીઠાં પકવાંનના એક હદીયાનું નામ છે.

ચહારૂમની બામદાદે ચાર બાજો ધરવામાં આવે છે, તેમાં એક રશ્ને આસ્તાદ અને બીજી મીનોરાંમની છે. આ ચાર બાજોની વિદ્વતા ભરેલી સમજ મરહુમ એરવદ શે૦ દા૦ ભરૂચાએ પોતાની નામીચી કેતાબ રીસ્તિસ્તાનમાં આપીછે, તેમાં આ બાજોનું એક કારણ મરનારનો સેવટનો ઇનસાફ કરવાનાં એહેશાંનમાં રશ્ને ઇજદ વગેરેની યાદ થવાનું જોકે વાજબી જણાવ્યું છે, તો પણ તે એકલું નથી. અગર તેમ હોય તો નિયાયની અદાલતમાં ઇનશાફ તોલવામાં એક આગેવાન નિયાયાધિશ મેહેરદાવરનું એહશાન પેહેલું મનાવું જોઇએ. પણ જ્યારે તેમ થતું નથી, ત્યારે તેનું કોઇ બીજું બી કારણ હોવું જોઇએ અને તે માટે આપણે નીચલા બે સ્વભાવિક સવાલો મુકીશુ.

પેહેલું, ચહારૂમની ચાશ્નીમાં દરૂન સાથે મરણના એક ગમખાર અવસરે ખાસ મીઠાં પકવાંનનો હદીઓ ધરવાનું કારણ શું ?

બીજું, આ હદીઓ ભેટ ધરતાં સરોશ અને અર્દાફ્રવશની બાજો સાથે રશ્ને અને રાંમ ઇજદોની યાદ કરવાનું કારણ શું ? આ બે સવાલોના ઉત્તરમાં આપણે નીચલી દલીલો કરીશું.

પેહેલું, ઓસ્તોફ્રીદ મ્યજદ અવસ્તાના "ઉસ્રેફ્રિતિમ્યજદ" નું પહલવીરૂપ છે, માટે તેનો અર્થ પ્રથમ મુકરર કરીશું. "ઉસ્રે" (ઉસ=ઉંચું), "ફ્રિતિ" (પ્રિતી) અને "મ્યજદ" (હદીઓ) મલીને તેનો અર્થ, ઉંચો પસંદગીનો હદીઓ અથવા મીઠું પકવાન થાય છે.

બીજું અવસ્તામાં **આવાં, રફનું,** અને **રાંમ** એ ત્રણ ઇજદોને અર્પણ કરવાનાં તપણનું જે નામ છે તે કોઈબી બીજા ઇજદો માટે મલતું નથી. **રફનું** અને **રાંમ યશ્તો** મુજબ તે "**પેરેન વીધજાર**,, છે, તેનો સીધો અર્થ દુધનું બનાવેલું મીઠું પકવાંન, **ખીર—પોળી** અથવા દુધ**પાક પુરી** થાય છે ( ય૦ રશ્નું ક૦ ૪ ) આ પકવાનનું નામ છે અને એક મીઠાં પકવાનનું નામ છે તેની ખુલ્લી સાબેતી **વંદીદાદ** માં મલે છે. ત્યાં તેને "**ખરેથ**" એટલે ખોરાક અને "**ખાસ્ત ખરેથ**" એટલે એક **સ્વાદદાર ખોરાક** તરીકે ઓલખાવ્યું છે. વળી ત્યાં તેને આતશ રૂબરૂ **બર્સમ** ( બાજ ) ની ક્રિયા સાથે ભેટ ધરવા જણાવે છે ( વ૦ ૧૫, ૪૦ ).

ત્યારે ચહારૂમની બામદાદે **રફને** અને **રાંમ** ઇજદોને તેઓનીજ ખુદ ખુશનુમનથી ભેટ ધરાતું મીઠું પકવાંન અને તે ભેટ સાથે થતી તેઓની બાજ—બસરમ સાથની આરાધના આપણી બાબદવાલી **ઓસ્તોફરીદ ન્યજદના** સંબંધને જોડી આપે છે અને તે ચહારૂમની બામદાદની ચાશ્નીનાં મીઠાં પકવાંનની ખરી પીછાણ કરાવે છે.

મરહુમ વિદ્વાન શેહેરીઆરજી "ઓસ્તો ફરીદ" નો અર્થ ગોરપંદની કુરબાંની કરે છે અને તેને ચહારૂમની બામદાદે ગોસ્પંદની ચરબ આતશને ચહડાવવા પહલવી શરેહ, ફાર્સી રનાયત અને પાછલા રેવાજનો ટેકો છે.

**એક શકમંદ સવાલ** — હયાં સવાલ ઉભો થાય છે કે મીઠું પકવાંન શાદી અને ખુશાલીનું ખાણું છે, તે મરણ જેવા એક ગમખાર બનાવ અને ગંભીર અવસર સાથે મીઠાં પકવાનની ભેટ ધરવાનો સવાલ બંધબેસ્તો કેમ થઈ પડે ? હવે ચહારૂમની ચાશ્નીમાં દુધપાક, આઉંદ, ખીર કે એવુંજ બીજું મીઠું પકવાન ભેટ ધરવાનો હાલનો ચાલુ રીવાજ જોકે આ સવાલનો મન માનતો જવાબ છે, તોપણ તેનુંબી કોઇ સબળ કારણ હોવું જોઇએ. સહજ તપાસ પછી જણાય છે કે **રફને** રાસ્તી અથવા ઇનસાફનો અને **રાંમ** રામશ્ની અથવા ખુશાલીનો ફરેસ્તો છે. વળી **રામ ખાસ્ત્ર** ખાણામાં લિજ્જત આપનાર અથવા સ્વાદીસ્ત ખાણાની ભેટ ધરાવનાર ઇજદ છે. વળી બેઉ ઇજદોને ભેટ ધરાતું દુધ અથવા દૂધનું પકવાંન **તરાવત** અને **ત્રપ્તિ**ની નિશાની છે. આ કારણોને લઇને ચહારૂમની બામદાદે મરનારની કારકીરદીનો સેવટનો ચુકાદો થવાનાં બારીક હંગામ ઉપર, રાસ્તી અને રામશ્નીના આ બે ફરેસ્તાઓ માટે ભેટ થયલાં સ્વાદીસ્ત તર્પણથી મરનારનાં **રવાનને** સેવટની તૃપ્તી આપવામાં આવે છે અને મરનારનાં ફરજંદો તથા ખેશાવંદોએ પેલાં ઇજાયલાં મીઠાં પકવાનની ફરજીયાત

ચાસ્ની કરવા સાથે મરણના શોકનો છેડો લાવવામાં આવે છે. ત્યારે ચહારૂમની ચાસ્નીમાં **ઓસ્તોફ્રીદ મ્યજદનું** દુધનું મીઠું પકવાંન ભેટ ધરવામાં બે મોતેબર સબબો સમાયલા છે. એક મરનારનાં રવાનને સેવટની તૃપ્તી આપવાનો અને બીજો ફરજંદો તથા ખેશાવંદોએ પોતાની મરનાર તરફની ફરજ અદા થવાનો દીલાસો લેઇ તેઓએ મરણના શોકમાંથી ફારેગ થવાનો છે.

**મરણના શોકના ત્રણ દીવસો.**

જરથોસ્તી તરીકત મરણ પાછલ ત્રણજ દિવસ શોક પાલવાનો ઠરાવે છે કારણકે **રામઇજદ** જે રામસ્નીનો ફરેસ્તો છે તેનાં નામની મરણના પેહેલા ત્રણ દિવસોમાં મરનાર તરફથી ફરજ ગુજારવાનાં (!) સઘલાં ભણતરોમાં યાદ થતી નથી અને બીજાં સઘલાં આશિષનાં ભણતરો મોકુફ રાખવામાં આવે છે. પણ ચહારૂમની બામદાદથી લિજ્જતદાર પકવાંનની ચાસ્ની સાથે રામસ્નીના ફરેસ્તા રામ (વયુ=વાએ) ઇજદનીયાદ, “દહ્મ આફ્રિતિ” (દહમાનનું આફ્રિનગાંન) એટલે, ભલાંઓને આશિષ દેવાનું ભણતર અને બીજાં દોઆ ગોજારીનાં આશિષ આપનારાં ભણતરો જારી થાય છે અને મરણનો સેવટનો શોક ઉતારવામાં આવે છે. આ એક ઉમદા નસીહત છે, પણ વહાલાંઓનાં મરણનો બનાવ એટલો ગમખાર છે કે, આ જરથોસ્તી તરીકા ઉપર લાયક અમલ થતો નથી. આ અસહ્ય દુઃખ અને ગમની ગીરફતારીમાં આ તરીકો જોકે પલાતો નથી, તોપણ તેથી તેનું મહત્વ ઓછું થતું નથી. તે મોતેબર તરીકો એક જરથોસ્તીને મરણ પાછલ લાંબો વખત સુધી ગમમાં ગીરફતાર રહેવા મના કરે છે. તે ગમમાંથી વેળાસર ફારેગ થવા અને સહનશીલ થવા ઉદ્યોગે વળગવા અને પોતાની ફરજો તરફ બિદાર થવાનું લાયક શિક્ષણ આપે છે.



## ૧૪—રફનુ યશ્ત અને બ્રાહ્મણોની યજ્ઞ ક્રિયા.

### એક મુકાબલો.

ઉપલી યસ્તમાં નીચેલો ફકરો મલે છે.

**'અએતત તે જસાની અવઙ્હે અઝેમચો અહુરો મજદાઓ અવિ ઇમત વરો ઉજદાતેમ અવિ આતરેમચ બરેસ્માચ અવિ પેરેનાંમ વીધ-જારયે ઇન્તીમ અવિ રઓધન્યાંમ વરઙ્હેમ આજૂઇતીમચ ઉર્વરનાંમ."**

**મર્હૂમ કા. કાંગા.** "હું હોરમજદ તે તૈયાર કાઘેલી ભેટ તરફ, આતશ અને બર્સમ તરફ, પુષ્કળ દુધની (ભેટ) તરફ, રોગન સાથની ભેટ તરફ તથા ઝાડોના રસ (અથવા મવાદ) તરફ ... તારી મદદે હું પોંહોંચશ."

**મર્હૂમો મેહેરજી રાણા-વાચ્છા.** "તો હું જે હોરમજદ છેઉં તે આએ ઉભાતા રસની તરફ, આતશની તરફ, બરસમની તરફ, વેહેતી પુરણાતાની તરફ, ચીકાસદાર "વરંગ" ની તરફ અને ઓરવરોના મવાદની તરફ ... તારી મદદે પોંહોંચીશ."

**મોં. સી. દી. હાર્લે.** "પછી હું અહુરમજદ તારી મદદે તે ઉચે (મારા તરફ) ધરેલી ભેટો તરફ, આતશ અને બર્સમ તરફ, અતીશે વેહેતી પુષ્કળતા, ચરબદાર ન્યાંમતોનો ઢગલો, ઝાડોનો રસ (આપવા) માટે આવોશ."

**કર્તા.** હું જે અહુરમજદ તે આ ખમીર ચઢાવેલી **વડી** (ની ભેટ) તરફ, આતશ અને બર્સમ તરફ, પુષ્કળ **દુધપાક-પૂરી** (ની ભેટ) તરફ, તેલમાં તળેલાં **વડાં** (ની ભેટ) તરફ અને ઝાડોનાં **શ્રીફળ** (ની ભેટ) તરફ તારી મદદ માટે આવીશ (ક. ૪).

**નોટ.** હ્યાં આ ફકરામાં દર્શાવેલાં ભેટ ધરવાનાં નામોની શબ્દોત્પત્તિ દેખાડવાની કોશેષ કરીશું અને જોઇશું કે તેઓ રશ્તું ઈજદને ભેટ ધરવાનાં તર્પણો છે. પેહલી ભેટનું નામ "**પૈરેન**" અને "**વીઘજારય**" જોડ શબ્દોમાં મલે છે, પેહેલું વિશેષણ નહીં પણ એક પકવાંનનું વિશેષ નામ ૨-૧ વચન છે. તે **પુરણપોળી** (મોટી પોળી), **પુરણયાં** (નાની પોળી) અથવા **પૂરી** નાં પકવાન સાથે મલે છે. બીજાં નામનો ધાતુ **ઘજર** અને **ઘજાર** અથવા **ખષર** અને **ખષાર** સંસ્કૃત **ક્ષરનો** એક અર્થ વેહેવું અથવા (દુધ) દોહવું થાય છે. તેનું **ઘજારય** રૂપ ફાર્સી **શીર** એટલે, દુધ સાથે મલે છે અને તેનો અર્થ દુધનું બનેલું, દુધનું પકવાન અથવા દુધપાક થાય છે. તેને **વી**= વિશેષ ઉપસર્ગ લાગીને અને ભુત કૃદંત થઇને ૨-૧ વચનમાં મલે છે. ફાર્સી **શીર** નો ગુજરાતી **શીરો** અને **ખીર** શબ્દો થયા છે અને તે દુધના એક પકવાનનુંજ નામ છે. ત્યારે આ જોડ નામ **દુધપાક પૂરી, શીરો પૂરી** અથવા **ખીર પોળી** ના આપણા ચાલુ વપરાસનાં સમાસ નામો સાથે બરાબર મલે છે. આ એક મીઠાં પકવાંનનું નામ છે તેની ખુલ્લી સાબેતી **વંદીદાદ** માં મલે છે, ત્યાં મજકુર જોડ નામો **ખરેથ** એટલે, ખોરાક અને **ખાસત ખરેથ** એટલે સ્વાદદાર ખોરાક તરીકે મલે છે. તે વાકય આ છે.

"**ખાસ્ત ખરેથાઓ ફ્રબરોઇશ પૈરેનાંમ વીઘજારયે ઇન્તીમ.**"

એટલે, પુષ્કળ **દુધપાક પુરીનો** સ્વાદીસ્ત ખોરાક તુંએ લઇ જવોજોઇએ (૫૦ ૧૯, ૪૦) આ બીના **આફ્રીને ગાહમબારમાં** દર્શાવવા મુજબ ગાહમબારના અવસરે તાજું દુધ અને મીઠી ખીરનું પકવાંન ભેટ ધરવાના આગલા રેવાજની યાદ આપે છે.

ભેટનું બીજું નામ "**રઓઘન્ય વરઙ્હ**" છે અને તેને બ્રાહ્મણોનાં **વડાં** સાથે સરખાવી શકાય છે. પેહલું વિશેષણ અને બીજું નામ છે. "ચોળા કે અડદની દાળ વાટીને પતાસાં જેવો આકાર કરીને તેલમાં તળી કાઢેલાં" પકવાંનને **વડાં** કહે છે. તે જેમ તેલમાં તળવાનાં છે, તેમજ મજકુર નામનું વિશેષણ "**રઓઘન્ય**" પહલવી-ફાર્સી "**રોગન**" સાથે મલે છે. અને તેનો અર્થ તેલ થાય છે. ત્યારે મજકુર નામનો સીધો અર્થ **તેલમાં તળેલાં વડાં** થાય છે. **આફ્રીનગાન** તથા **આફ્રીને ગાહમબાર** માં ક્રિયા કીધેલી મ્યજદનું એક "**ગરેમો વરઙ્હ**" નામ મલે છે અને તે **ગરમ વડાં** છે.

ત્રીજી ભેટનું નામ "**વરો ઉજદાત**" છે. એમાં પેહેલું નામ ઉપલુંજ "**વરઽઠહુ**" છે. અને તે જાતીનો ફેર સિવાય એકજ છે. ઉપલું નાન્યતર અને આ નર જાતી છે. તેઓ ભેટ તરીકે જેમ બે વાર મલે છે, તેમજ હિન્દુઓમાં તેઓ **વડાં અને વડી** એવાં બે જુદી જાતનાં અને બે જુદાં નામનાં ભોજનનાં નામો તરીકે મલે છે. "ચોખાની દાળ પલાળીને વાટી માંહે આદુ-મરચાં નાખીને સોગટાં જેવી બનાવેલી ચીજ" ને **વડી** કહે છે. તેનો સોગટાંનો આકાર બનાવતાં દાળમાં દહીં તથા છાશ નાંખી જેમ ખમીર ચહડાવવામાં આવે છે, તેમજ મજકુર નામનું વિશેષણ "**ઉજદાત**" મલે છે અને તેનો અર્થ **જોશ આપવો** અથવા **ફીણ ચઢવું** થાય છે, ત્યારે ઉપલાં નામનો પાધરો અર્થ **ખમીર ચહડાવેલી વડી** થાય છે. આ જ્યારે રસ્તુને ભેટ આપવાની વસ્તુનું નામ છે ત્યારે હિન્દુઓની **વડી** સાધારણ ખોરાક માટેની વસ્તુ છે.

ભેટનું ચોથું નામ "**આજુઇતિ ઉર્વરા**" છે. એમાં પાછલો શબ્દ દેખાડે છે કે તે ઓરવર (ઝાડ) ની કોઇ વસ્તુનું નામ છે અને બ્રાહ્મણોની યજ્ઞ ક્રિયામાં તે **શ્રીફલ** (નાળીએર) સાથે મલે છે. યજ્ઞ ક્રિયાની સેવટે બ્રાહ્મણો અગ્નિમાં નાળીએર હોમે છે તેને "પુર્ણા હૂતિ" કહે છે અને મજકુર ભેટોમાં સેવટે જે નામ મલે છે તે ઓરવરોની "**આજૂઇતિ**" છે અને તે સંસ્કૃત "**આહૂતિ**" સાથે મલે છે એમાં જે ઘટતો તફાવત મલે છે તે, તે સંસ્કૃતમાં "પૂર્ણ" વિશેષણ સંધી થઇને રહ્યો છે અને તે યજ્ઞ ક્રિયાની સેવટની સંપુર્ણતા દેખાડે છે એ ખરૂં, પણ અવસ્તામાં એ વિશેષણની જરૂર એટલા માટે જણાતી નથી કે, તે **ઈજશ્ને** વગેરે ક્રિયાની સેવટે અગ્નિને નહીં, પણ પાણીને જે હદીઓ અર્પણ કરવામાં આવે છે તે દુધ સાથે ભેળેલો **હોમ** અને **હધાનએ પતનો** રસ છે. આ મુજબ મજકુર નામનો અર્થ, **ઝાડોનું ફળ** અથવા **મેવો** (શ્રીફલ) થાય છે.

આ આગલા ઇરાનીઓની ઇજદોને અર્પણ કરવાની વસ્તુઓનાં ખાસ નામો છે. અને તે બ્રાહ્મણોની **યજ્ઞ ક્રિયા** માં દેવોને હાલમાં બલિદાન અપાતી વસ્તુઓ સાથે મલે છે. તેઓ દુધપાક-પૂરી, વડાં (બાકરા ભુંજેલા મગ-ચણાનો કથોળ) અને ક્રિયાની સેવટે અગ્નિમાં હોમવાનાં શ્રીફળ (નાળીએર) સાથે તેમજ વડીનાં પકવાંન સાથે મલે છે.

## ૧૫—ગાહમબારની ધાર્મિક મજલસો.

### તેમાંથી અધર્મીઓની બરતરફી.

**આફ્રીનગાંન તથા આફ્રીને ગાહમબારમાં બે બેગાંનાં વાકયો આ મુજબ મલેછે.**

**"ગરેમો વરઙ્હેમ દસ્તે અન્તરે મજદયસ્નાઇશ."**
**"ગરેમો વઇરીમ દેહેશ અંદર મજ્દયસ્નાંન."**

મજકુર અવસ્તાઇ વાકયમાં દર્શાવેલા "**ગરેમો૦વરઙ્હ**" એ બે શબ્દો ઘણા અગત્યના છે, તેમાં પેહેલો વિશેષણ અને બીજો નામ છે. આ જોકે એક ચોકસ ઇજદને પાક હદીઓ ભેટ ધરવાનાં પકવાનનું નામ છે, તોપણ જુદા જુદા વિદ્વાનોએ તેના અનેક અર્થો ઊપજાવ્યા છે અને તે ઊપરથી જુદાં જુદાં અનુમાનો ખેંચવામાં આવ્યાંછે. ઉપલાં બંન્ને વાકયોવાલા અવસ્તા અને પાજંદ ફકરાઓમાં ગાહમબારમાં ભાગ નહી લેનાર એક નાફરમાન જરથોસ્તીને ક્રિયા કીધેલી મ્યજદની ચાસ્નીમાંથી બાતેલ કરવાનાં લખાણો થયાંછે અને તેઓમાંનું એક બરતરફીનું મજકુર વાક્ય મલેછે.

આ અવસ્તાઇ વાક્યમાં આવેલો "**વરઙ્હ**" તેજ શબ્દ છે, કે જે રસ્તું યસ્તમાં એક ભેટ તરીકે જોકે વારંવાર મલેછે, તોપણ આ **વિદ્વાનોના તર્જુમા.** દાખલામાં "ગરેમો વરઙ્હ" શબ્દો ઊપરથી જુદા જુદા સ્કાલરો જુદાં જુદાં અનુમાનો કાઢેછે (હાઉગ, મીલ્સ, ડાર્મેસ્ટેટે, કાંગા, પહલવી શરેહ, સંજાણા, રબાડી, મસાંની, મેહેરજીરાણા—વાચ્છા). (૧) ડા૦ હાઉગ કહેછે કે, આતશની સામે જાતજાતનાં ફળ અને ઘી મુકીને રસ્તુની આરાધના થતી હતી. (૨) પ્રો૦ ડાર્મેસ્ટેટે "વરઙ્હ" નો અર્થ "Ordeal" (કોઇનો અપરાધ અને નિરપરાધીપણું તપાસવાની સખ્ત રીતી) કરેછે. મજકુર શબ્દ જોકે ભેટ ધરવાનાં એક તર્પણનું નામ છે અને તે હિન્દુ બ્રાહ્મણોની **યજ્ઞ ક્રિયા** માં દેવતાઓને અપાતાં બલિદાંન સાથે મલેછે, તોપણ આ વિદ્વાન તેના સંબંધમાં જે તર્ક કરેછે તે મજકુર શબ્દને અવસ્તા "**વર**" એટલે, **છાતી** ઉપરથી પાછલા વખતની "**વરનીરંગ**" નામનો છાતી પર કાંસુ રેડીને ખરૂં-ખોટું પારખવાનો એક મોજેજો ગણેછે! અને **વીરાફનામાનો** આધાર પકડી તેને અશો દસ્તુર **અદાએવીરાફ** ઉપર અજમાવેલા તથા **શાહનામાના** આતશની સલગાવેલી ચેહમાંથી અશો **સ્યાવક્ષ** ને આસાની સાથ પસાર થવાના

કેહેવાતા મોજેજા સાથ સરખાવેછે. (૩) **રેવરંદ ડા૦ મીલ્સ** બી ઉપલા શબ્દનો અર્થ "ગરમ છાતીવાલો" યાને આતશની દિવ્ય (Ordeal of fire) થી છાતી બળી ગયલી કરેછે. (૪) **એ૦ કાંગા** રસ્નુ યસ્તમાં "વરડ્હ" શબ્દને એક **ભેટ** તરીકે વાજબી દેખાડેછે, પણ હયાં ઉપલાં વાકયને અર્થ મ્યજદનો વડો ધર્મગુરૂ મ્યજદમાં ભાગ નહી લેનાર શખ્સને "માજદ-યશ્નો (ની મિજલસ) માં જણાઇ આવેલા **ગુનેહગાર તરીકે** ઉંગાડો પાડે" કરેછે. (૫) એવોજ અનર્થ એરવદ ફીરોઝ શા. મસાનીએ બી આદીને ગાહમબારમાં કીધોછે. * (૬) પહલવી શરેહ લખનારા કાબેલ દસ્તુરો જે તર્જુમો કરેછે તેને સંબોધીને (૭, ૮, ૯,) મર્હૂમ દસ્તુરો **ફ૦ મેહેરજી રાણા, એ૦ સંજાણા, ફ૦ રબાડી,** વગેરે આ મુજબ એક સરખો તર્જુમો આપેછે. "તે ગુનેહગારની માજદીઅસનાનો ગવાહી કબુલ નહી રાખે." (૧૦) **મેહેરજી રાણા-વાચ્છા** કહેછે કે, "તેને જો કોઇ જાતનું પકવાન એવું ધારવીને અર્થ કર્યે તો "**વર**" એટલે, **વડાં** ૦૦૦ એવો અર્થ થઇ શકે, પણ એવો અર્થ કરવા આગમજ તેની પુરતી તપાસ થવી જોઇએ." આ મર્હૂમો પોતે શકમંદ હોઇને બી જે અનુમાન કાઢેછે તે ઉપલાં સઘલાં અનુમાનો કરતાં મજકુર વાક્યના ભાવાર્થની વધારે નજદીક છે તે નીચલા ખુલાસાથી રહેજે જોઇ શકાશે.

| | |
|---|---|
| | મ્યજદનો વડો ડાહામોબેદ પેતેશોમ ગાહમ્બારમાં શામેલગીરી નહીં આપનાર |
| **મારો તર્જુમો.** | અધર્મી જરથોસ્તીને "**માજદયસ્નાંનો વચ્ચે ગરમ વડાં નહીં આપે.**" |

આગલા વિષયમાં હાથ ધરેલા બેગાના "**વરડ્હ**" શબ્દને **રસ્નુ ઇજદ** ને

**થોડી દલીલ.** અર્પણ થતાં **વડાં** નાં તર્પણના હદીઆ તરીકે ઓલખાવ્યોછે, વળી ત્યાં તેને "**રઓઘન્ય વરડ્હ**" એટલે **તેલમાં તળેલાં વડાં** તરીકે આપણે સાબેત કીધોછે. (૨) આ અર્થના ટેકામાં હાલના રેવાજ સાથે તેની થોડી સરખામણી કરીશું અને જોઇશું કે તે ઊપલા **અર્થને** સીધો ટેકો આપેછે. હાલમાં ફ્રવરદેગાંનના દિવસોમાં **ગાહમબારના** હંગામો ઉપર ચોખાના લોટનું પતાસા જેવા આકારનું જે પકવાન બનાવેછે, વળી તેને ખાસ **તેલમાં** તળવામાં આવેછે અને તેને સન્મુખ રાખી **સતુમ** નું ભણતર ભણવામાં આવેછે તે વસ્તુ **વડાં** (ભાખરા) છે. વળી બ્રાહ્મણોના યજ્ઞમાં **વડાં** સાથે "બાકરા" (ભાકરા)! નામથી ઓળખાતા મગ-ચણાના પકાવેલા કથોળનો બલિ

* એરવદ કા૦ એ૦ કાંગાની "ખોરદેહ અવસ્તા બા માએની" સફે ૪૫૧. આ તર્જુમાનો પાજંદ "ટેકસ્ટ" મી૦ મસાનીનો છે એમ મારે પ્રમણિકપણે કેહેવું જોઇએ.

આપેછે, તેમજ આપણામાં **ભુજેલો** કથોળ અને બીજો અનાજ ભેટ ધરવામાં આવેછે. **એટલુંજ** નહીં પણ "ગાહમબારીયું" નામથી ઓલખાતા મરણના અવસરો ઉપર (!) વાલ-વટેણાનો બાફેલો કઠોળ રજુ રાખી તે ઊપર સતુમ ભણાવવામાં આવેછે. આ રેવાજ શું દેખાડેછે? તે બ્રાહ્મણોની યજ્ઞ ક્રિયા મિસાલ ગાહાંબારો બર ફસલોને આવકાર આપવાનાં અને જુદી જુદી મોસમો ઉપર ફળફળાદિ તથા અનાજના જાત જાતના પાકો ઊતરવાની શુક્રગુજારી જાહેર કરવા જરથોસ્તીઓના **રૂતુયજ્ઞ** ના અવસ્તા મુજબ **મ્યજદો—રતુકીર્તિના** અવસરો છે. (૩) **મર્હૂમ કાંગા** મજકુર વાકયમાં આવેલો "**દસ્તે**" ક્રિયાપદનો અર્થ ધાતુ "**દા**" ઉપરથી "જાહેર કરે," "ઉગાડો પાડે" કરેછે. તે બીજે ઠેકાણે જોકે બંધબેસ્તો થઈ પડેછે, પણ હયાં **ગરમ વડાં** નાં દાખલામાં **અનુકુલ** થઇ પડતો નથી. એક પાક હદીઆને, **ગુનેહગારના** અર્થમાં ફેરવાઇ જવાનું પેહેલું કારણ પહલવી તર્જુમાએ આપ્યુંછે, પહલવીના આધારે પાછલા દસ્તુર સાહેબો દોરવાયાછે અને તેને સંબોધીને પુર્વ અને પશ્ચીમના સઘલા સ્કૉલરોએ "ગરેમો વરઙહ" શબ્દને "ગુનેહગાર" ના અર્થમાં મુકવાથી હયાં "જાહેર કરે" કરવાની ફરજ પડેછે, પણ જયારે તેને **ગરમ વડાંનાં** અસલ અર્થમાં મુકયે છીએ ત્યારે (નોઇત) "**દસ્તે**" નો લાયક અર્થ (નહીં) "આપે," થાયછે. આ શબ્દ ક્રિયાપદનું એક અસાધારણ રૂપ છે, તેનો ધાતુ "દા" અથવા "**દથ**" એટલે આપવું અને તેને વર્ત૦ આત્મ. ૩-૧ નું પ્રત્યય લાગી "દદાઇતે" અથવા "દથઇતે" (તે આપેછે) થવાને બદલે, તે એ કાયદે "દસ્તે" મલેછે. તેનું આ અધુરાપણું એકલું નથી, પણ વાકયમાં નિષેધાર્થક ક્રિ૦ અ૦ નું પ્રત્યય "નોઇત" નહીં મલવાથી ઘાં અનર્થ થાયછે. એવાંજ અસાધારણ રૂપનું અશુદ્ધપણું એજ વાકયના ફકરાના "અધાઇતિ" ક્રિયાપદમાં મલેછે અને તેને બી નકારનું પેલુંજ પ્રત્યય નહીં લાગવાથી એક સરખો અનર્થ થાયછે. આ અનર્થ દુર કરવા બેઉ ઠેકાણે આપણને નકારનું પ્રત્યય આપણા તરફથી લેવું પડેછે. વળી "દસ્તે" નું પાજંદ-રૂપ "દેહેશ" (દેહેશ્ન=બદલો) અને તેનું પહલવી "યહ બુનશ્ન" (દાબુનશ્ન=અક્ષેપ) બી આપવાના અર્થમાંજ મલે છે. તેમજ હમ સપથમએદેમ ગાહાંબારમાં પકવાનની મ્યજદનું એક નામ "**ગર્મનાંન**" એટલે, **ગરમ રોટી** મલેછે, ત્યારે હાથ ધરેલાં મજકુર વાકયમાં પેતેશેમ ગાહાંબારમાં ભાગ નહીં લેનારને **ગરમ વડાંની** ચાસ્નીમાં હિસ્સો નહીં આપવાના મજકુર અર્થનું દરોબસ્તપણું આપણે જોઇ શકીએ છીએ.

---

## ૧૬—ઈજશ્નેના "હા".

## તેઓના દીબાચામાં ગોટાળો.

**પ્રો. ઍન. ઍલ. વૅસ્ટર ગાર્ડ** અને **પ્રો. કાર્લ. ઍફ ગૅલ્ડનરની** નામીચી અવસ્તા "ટેકસ્ટ" માં ઇજશ્નના કેટલાક હા ની રચણામાં પાછલા નકલ નવીશોથી થયલી ભુલો કાયમ રહેલી મલે છે. ઈજશ્નના **હા ૭૨** કોઇ એકજ બાબદનું લખાંણ નથી, તેમાં અનેક જુદી જુદી બાબદો ઉપર લખાંણો થયાં છે અને તેમાં કેટલાક વિષયના દીબાચા લખાયલા મલે છે. તેમાં સઘલા વિષયોના દીબાચા જોકે **લખાયા નથી,** તોપણ જેટલા લખાયા છે તેઓમાંના કેટલાક અસ્થાને મુકાયા છે અને તેઓ દીબાચા વગરના વિષયો **તરીકે** પસાર થયા છે. ઘણા દાખલામાં તેઓએ પોતાનું ખરૂં સ્થાન ખોહી દીધું છે, તેઓને ખરાં સ્થાનેથી ઉપાડી ભલતાજ વિષયોને છેડે મુકવાના અનર્થો થયા છે, અને અસ્થાનેજ તેઓના તર્જુમા થયલા મલે છે. એવા અનર્થોના થોડા દાખલા અત્રે ટાંકીશું.

**હોમની વખાણ.** **હોમ** (સોમ) ની સ્તુતિવાલા ઇજિશ્નના **૯, ૧૦ અને ૧૧** માહામાં **હુઓમજાઈરિ** (હોમનો તાજો પાલો), **હુઓમ ફ્રાષ્મિ** (હોમનો શોધક) અને **હુઓમ દૂરઓષ** (હોમનો અમૃતરસ) એ ત્રણ હોમોનું એકત્ર વર્ણન મલે છે. ત્રણ હોમોની સ્તુતિનો આ એક ખાસ વિષય છે, તેનો જોકે ખાસ દીબાચો લખાયો છે, તોપણ તેનાં ખરાં સ્થાને તે મલતો નથી અને **૮ મા હા** ની સેવટે તે અસ્થાને ભેલાયલો મલે છે. આ હાનું સેવટ તપાસતાં જણાય છે કે તેમાં ગોટાળો થયો છે, તેના સેવટનો ચોકસ ભાગ પ્રથમ આ હાથી તદન સ્વતંત્ર હોવો જોઇએ, તે પાછલથી આ હા સાથે ભેલાઇ ગયો છે. તે સેવટના ભાગમાં આ મુજબ વધારો થયલો મલે છે.

**"અષેમ ૩, હુઓમહે અષવજઙ્હો ખરનઓથ્રો૦૦વિદ્વાઓ ક્રઓતૂ."**

મજકુર ભાગ સાથે **૮ મા હા ને** જરાએ સંબંધ નથી, એનું વજનદાર **કારણ એ છે કે,** તેમાં હોમની ખાસ ખશ્નુમન મલે છે. **માટે આ ભાગ હોમ ના** વર્ણનવાલો છે અને તે **૯ મા હા** ની ઉપર મુકાવો જોઇએ. અવસ્તાઇ ભણતરોના દીબાચાની રચણામાં એક ખાસ નિયમ એવો મલે છે કે, ચોકસ ફરેસ્તાના વર્ણનવાલા હાનો જે દીબાચો **લખાયલો હોય** છે તેમાં તે ફરેસ્તાની ખશ્નુમન હોય **છે, માટે** આ દીબાચો હોમના વિષયની શરૂઆતમાંજ મુકવો જોઇએ, સેવટે આવી શકે નહીં. આ અવસ્તાઇ નિયમ પાછલા વખતમાં લખાયલા **પાજંદ** દીબાચાઓમાંથી જલવાયલો

મલે છે. આ અચુક નિયમ મુજબ મજકુર દીબાચો વગર શકે **હોમના** વર્ણનવાલા વિષયનો છે, તે તેની શરૂઆતમાં મુકાવો જોઇએ અને નિયમ મુજબ આ વિષયના **૧૧ માહાના યઝ્હે હાતાંમ૦૦૦તાઓસ્ચા યજમઈદે** ના પદો સાથે જોકે આખર થવો જોઇએ, તોપણ તે બિનપાય અને બિનઆધારે **૮ મા હા** ની સેવટે મુકવામાં આવ્યો છે.

આપણી આ દલીલને બીજી રીતે તપાસવાની કોશેષ કરીશું અને **જોઇશું** કે મજકુર દીબાચાને તેનાં અસ્થાનેથી ઉપાડી **૯ મા હા**ની શરૂઆતમાં તેનાં ખરાં સ્થાને મુકીએ તો **૮ મા હા** નું સેવટ કયાં આવે છે અને તે દરોબસ્ત મલે છે કે? આ હાની સેવટે "**વસસ્ચતૂ અહુરમજદ૦૦૦વીસ્પયાઓ દ્રવતો સ્તોઇશ**" નો જે અધુરો ભાગ મલે છે, તે આ હાનો સ્વતંત્ર નથી, પણ ઇજસ્નના **પરમા હા** માંથી ત્યાં અનામત ઉપાડીને મુકયો છે. આ હા ત્યાં મજકુર "**વીસ્પયાઓ દ્રવતો સ્તોઈશ**" નાંજ પદોથી જયારે આખર થાય છે, ત્યારે ૮ મો હાબી એજ પદો સાથે બેશક આખર થાય છે. આ મુજબ **૮ મા હા** નું સેવટ જેટલું ચોકસ છે, તેટલુંજ ચોકસ **હોમ** ની ખસ્તુમનવાલો ભાગ જે **અસલ ૯ મા હા** નો દીબાચો છે, તે **૮ મા હા** ની સેવટે ભુલભરેલી રીતે ભેલાઈ ગયો છે.

**એકરારનામું.** ઇજસ્નના **૧૨** અને **૧૩** એ બે હા **એક** ખરા જરથોસ્તીનું લક્ષણ દેખાડનાર એકરારનામું છે. આ વિષયનો જોકે ખાસ દીબાચો લખાયો છે તોપણ તે **હોમના** વર્ણનવાલા **૧૧ મા હામાં** અસ્થાને ભેલાયલો આ મુજબ મલે છે.

## અષેમ ૩, ફ્રવરાને૦૦૦ફ્રસ્તુયે૦૦૦અષેમ ૩.

આ એક દીબાચો છે અને તે એકરારનામાના વિષયનો દીબાચો છે. તે કાઇબી વિષયની શરૂઆતમાં આવવો જોઇએ અને સેવટે આવી શકે નહીં. હોમની વખાણ અને એકરારનામું એ બે એકેકથી તદન સ્વતંત્ર વિષય લખાયા છે, તેને હોમના વર્ણનવાલા **૧૧ મા હા** સાથે નિસ્બત શું હોઇ શકે? તેમાં જ્યારે **ફ્રસ્તુયે** નું ટુંકું અસરકારક **એકરારનામું** મલે છે ત્યારે આ ભાગ **હોમ** ના વર્ણનથી જુદો અને સ્વતંત્ર લખાયો છે અને તે તેના મુળસ્થાને મુકાવો જોઇએ. તેનું અસલ સ્થાન **૧૨** અને **૧૩** મો હા છે અને તેની શરૂઆતમાં તે મુકાવો ઘટે છે. એનું બીજું વજનદાર કારણ **૧૨ મા હા**નું સેવટ પુરૂં પાડે છે. તેમાં **હોમની વખાણ** વાલી મજકુર બાબદના ૮ મા હા મિસાલ ઇજસ્નના **પર મા હાના** એક અધુરા ભાગનો અનામત ઉતારો થયલો છે અને તેજ ઉતારો ૧૧ મા હાની સેવટે મલે

છે. ત્યારે ૮ **મા હાનું** જે સેવટ તેજ **૧૧ માં હાનું** સેવટ છે. ૮ અને **૧૧** એ બંને હા "વીપયાઓ દ્રવતો સ્તોઇશ" એ પદોથી જોકે આખર થાય છે, તોપણ ત્યાર પછી જે વધારો મલે છે તે **૧૧ મા હાથી** સ્વતંત્ર ગણવો જોઇએ અને તે એકરારનામાના વિષયની શરૂઆતમાં તેનાં લાયક સ્થાને મુકાવો જોઇએ.

**ત્રણ સૌથી મોતેબર કલામોનો વિષય.** ઇજસ્નના **૧૯, ૨૦** અને **૨૧** એ ત્રણ હા **અહુનવર, અષેમ, યેંઘેહેહાતાંમ** તથા તેઓના **બધ** ( કલામ ) ઉપર થયલી સામાન્ય અવસ્તાઇ શરેહના વિષયો છે. આ વિષયોનો એકંદર દીબાચો લખાયો છે અને તે **૧૮ મા હા**ની સેવટે આ મુજબ અસ્થાને મલે છે.

**યથા ૪, અષેમ ૩, અહુનેમ વૈરીમ યજમઇદે૦ યેંઘેહેહાતાંમ૦ તાઓસ્ચા યજમઇદે.** આ દીનના સૌથી મહત્વના કલામોના વિષયનો દીબાચો છે અને તેમાં તે કલામોની પ્રથમ વખાણ ગાવામાં આવી છે. આ એક દીબાચો છે, તે **૧૮ મા હાનું** સેવટ તપાસતાં આપણે પારદર્શક જોઇ શકીએ છીએ. તે પ્રથમ ગાથાનો **૪૭ મો હા** છે, તેને હ્યાં અનાનત મુકવામાં આવ્યો છે. ત્યાં તેનું સેવટ જ્યારે **યેંઘહાતાંમ૦ તાઓસ્ચા યજમઇદે** ના જાણીતા કલામોથી થાય છે ત્યારે ૧૮ **મા હાનું** સેવટ બી એજ પદો સાથે થાય છે. હવે આ સેવટ પછી તેમાં યથા, અષેમ અને યેંઘેહેહાતાંમના કલામોની વખાણનો જે અર્થ સુચક વધારો મલે છે, તે એજ કલામો ઉપર થયલી અવસ્તાઇ શરેહવાલા વિષયોનો છે. માટે આ વધારો તેજ વિષયોની શરૂઆતમાં મુકાવો જોઇએ અને તેના દીબાચા સાથે તે શરૂ થવો જોઇએ. પહલવી કેતાબમાં દર્શાવેલા એકવીસ નુસ્કોમાંના ત્રીજા **બધ** નુસ્કનું આ એક ખાસ નામ હું જોઇ શકું છું.

**ગાથા ઉશ્તુન.** અહુનવદ ગાથાની શરૂઆત દીબાચા વગર થાય છે. **ગાથા** સૌથી મોતેબર વિષય છે, જયારે કેટલાક અવસ્તાના વિષયોના દીબાચા મલે છે ત્યારે આ મહત્વનો વિષય દીબાચા વગર પસાર થયલો નહીં હોવો જોઇએ અને તે બીજા દરેક દાખલા મુજબ **૨૭ મા હા**ની સેવટે **પ્રો. કાર્લ એફ. ગેલ્ડનર** ના "ટેક્સ્ટ" મુજબ ભેલાઇ ગયલો નીચે પ્રમાણે મલે છે.

**અષેમ ૩, ક્રવરાને૦ રથ્વાંમ૦ ક્રસસ્તયએચ૦ યથા ૪, અષેમ ૩, અહુનેમ વૈરીમ૦ તાઓસ્ચા યજમઇદે.**

આ ભાગોનો "અષેમ ૩, ક્રવરાને" થી દીબાચો શરૂ થાય છે અને તે વગર સબબે સેવટે આવી શકે નહીં. હ્યાં તેને સેવટે આવવાનું કોઇ ખાસ કારણ નથી,

બલકે તેને શરૂઆતના એક ભાગ તરીકે આવવાનાં ઘણાં વજનદાર કારણો છે. જેમ મજકુર કલામોથી દીબાચો શરૂ થાય છે તેમજ ઘણાં ભણતરો "યેઙ્હે હાતાંમ" થી આખર થાય છે, કે જે સંપુર્ણ રચના મજકુર ભાગમાં જલવાયલી મલે છે. તેનાં શરૂઆત અને સેવટની આ રચણા તેને જોકે **હા ૨૭** થી એક સ્વત્રંત ભાગ તરીકે ઓળખાવે છે, તોપણ તેને **તેજ હામા** ભેલવામાં આવ્યો છે. આ હાતું સેવટ તપાસતાં જણાય છે કે, તેમાં ગાથના **૩૩ મા હા**ના **૧૧-૧૪** સુધીના ચાર ફકરા અનામત લેઇ ત્યાં મુકવામાં આવ્યા છે અને ત્યાં ગાથાના આ **૩૩ મા હા** નો સેવટનો **૧૪ મો ફકરો** જ્યારે પુરો થાય છે, ત્યારે ત્યાંજ **૨૭ મો હા** આખર થાય છે. આ આખેરી પછી જે અર્થ સુચક ભાગ શરૂ થાય છે તે ગાથા વાણીનો દીબાચો છે અને તે અહુનવદ ગાથાની ઉપર આવવો જોઇએ. આ એક દીબાચો છે અને તે ગાથાનો દીબાચો છે તેની એક અચુક સાબેતી પાછલા હસ્ત લેખોમાં મલે છે. ત્યાં તેને **ગાથા બુન** એટલે ગાથાની શરૂઆતને નામે વાજબી ઓલખાવ્યો છે. આ દીબાચામાં **અષેમ** અને **અહુનવર** મલે છે અને **અહુનવર** ઉપરથીજ પેહેલા ગાથાનું નામ **અહુનવઇતી** એટલે, **અહુન** ( અહુરમજદ અને જરથોસ્ત ) ને લગતા કલામો તરીકે મલે છે.

આ અર્થસુચક દીબાચાના થોડા દાખલા સિવાય બીજા અનેક વિષયોના દીબાચા જોકે લખાયલા મલે છે, તોપણ તેઓનાં અધુરાંપણાને લઇને તેઓ અવસ્તા સ્કૉલરોની પુરેપુરી ખાતર જમા કરી શકે નહીં તેથી તે પડતા મુકયા છે. દાખલા તરીકે ઇજશ્નના **હા ૩ જા**ની સેવટે "ફ્રવરાને" થી શરૂ થતો એક જરથોસ્તીનું ખાસ લક્ષણ, વખત, દિવસ, માસ, વ્યહવવાર અને ફસલી વર્ષના સરદારોની યાદ આપનારો તથા "જઓતા" "યોજઓતા" નો એક નાનો ભાગ ભેલાયલો મલે છે. **તે ૪ ઠા હા** ના દીબાચા તરીકે મુકવો જોઇએ અને "ફ્રવરાને" ના અર્થ સુચક દીબાચાથી શરૂ થઇ આ હા ના "યેઙ્હે હાતાંમ" સાથે આખર થવો જોઇએ, તોપણ તે **૩ જા હા** ની સેવટે અસ્થાને ભેલાયલો મલે છે. આ ભાગના સંબંધમાં એક બીજી બાબદ લક્ષ દેવા લાયક છે. તેમાં "જઓતા" અને "યોજઓતા" નાં પદો મલે છે, તે અર્થ સુચક છે. તે ભણતર ક્રિયાનો જોતી મુકરર કરવાના કલામો છે અને તેમાં પાછલ આવતા અમુક વિષયનાં ભણતરનો વડો પ્રતિનીધિ ઠરાવવાનું છે. ત્યારે આ ભાગ આખર નહીં પણ અવ્વલ મુકાવો જોઇએ. એનું સબળ કારણ એ છે કે, પ્રતિનીધિ ઠરાવવાની આ રચણા તેના દીબાચમાંજ રચાયલી જાબજા મલે છે. એવોજ બીજો દાખલો **હા ૧૪** ના આખરે દીબાચો ભેલાવાનો હુબહુ મલે છે અને તે **હા ૧૫** ના પેહેલાં મુકાવો ઘટે છે.

## ૧૭–અવસ્તા "ટેક્સ્ટ" નાં બે મોગમ વાકયો.

### એક બિનસત્તાદાર પહલવી શરેહ.

ગાહે હાવનમાં નીચલો ફકરો મલે છે,

" અઇર્યમનેમ ઇષીમ અષવનેમ અષહે રતુમ યજમઇદે ***
યો ઉપેમો યો મધેમો યો ફ્રતેમો જઓઈ જુયે.
તરો માંથ્રેમપંચ ગાથાઓ."

અર્થ, ચાહવા લાયક **અર્યમન"** ને અમે વખાણ્યે છીએ *** જે પાચ ગાથીક માથ્રની આરપાર સૌથી મોખરે, સૌથી મધ્યે અને સૌથી આગલ ( છેડે છે) તેને હું વખાણું છું (૬૦ ૬)

**ખુલાસો.** મજકુર ફકરામાં **અઇર્યમન** નામની જે માંથ્રવાણી વિષે બોલવામાં આવ્યું છે તે ઇજશ્નેનો એક નાનો ૫૪ મો હા છે અને તેને પાચ ગાથાઓની આરપાર મુકાયલો જાહેર કીધો છે. ત્યાં તેનાં ત્રણ સ્થાનો દેખાડવામાં આવ્યાં છે અને તેઓ ઇજશ્નેના ૭૨ હા વગેરેની થયલી રચણામાં તેનાં સ્થાંનો ઉપર મોજુદ મલે છે. પાછલથી અવસ્તાના આ સ્થળ દર્શક શબ્દોએ ઇજશ્નેની જુદીજુદી ક્રીયાઓનું ભુલભરેલું રૂપ લીધું છે અને તેઓને જુદીજુદી ઇજશ્નેનાં ભુલાવો ખવાડનારાં નામો અપાયાં છે. પ્રથમ આપણે "અઇર્યમન" માંથ્રવાણીનાં સ્થાંનો દેખાડીશું અને જોઇશું કે પાછળથી પહલવી શરેહમાં તેઓને ક્રિયાઓમાં ફેરવી નાખવાનો અનર્થ થયો છે.

**મોજુદ સ્થળો.** આ ત્રણ સ્થળો (વિદ્વાન એ. શેહેરીઆરજીએ દેખાડયાં છે, * પણ તેનાં મધ્ય સ્થળ તરીકે ઇજશ્નેનો જે ૩૪ મો હા દેખાડયો છે તેમાં મારા માનવંત ઉસ્તાદની માત્ર ગેરસમજુતી થઇ છે. ત્યાં મજકુર માંથવાણી નહીં પણ "મજદા અતમોઇ "નુ જુંદુંજ ભણતર મલે છે. ત્યારે આ ત્રણ સ્થાંનો કયાં ? તેઓ પેહેલા અહુનવદગાથાની પેહેલાં ઇજશ્નેના ૨૭ મા

---

* જરતોસ્તી અભ્યાસ૦ અંક ૮ મો સફે ૪૫૮.

હામાં સૌથી મોખરે, બીજું અહુનવદ અને ઉસ્તવદ તથા સ્પેંતોમદ ગાથાની વચ્ચે (વંદીદાદ ફરગરદ ૧૦ મી તથા ૧૧ મી માં) બેવાર મધ્યમાં અને ત્રીજું ગાથા ભણુતર ખતમ થવા પછી ખુદ ઇજશ્નેનો ૫૪ મો હા સૌથી આખરે "અઇર્યમન" માંથ્રવાણી મલે છે. આ ભણુતર બીજે ઘણે ઠેકાણે મલે છે પણ ત્યાં ઉપલાં ત્રણસ્થાનની ખાસ નોંધ થઇ છે. અને તેનાં ખાસ સ્થળો ઉપલાં વાકયમાં દર્શાવવામાં આવ્યાં છે. કારણકે દીનના કલામોમાં તેને અતિ અસરકારક માંથ્રવાણી કહી છે ( ય૦ અ૦ ફ૦ ૫) અને તેને અશોઇનાં કલામોમાં મહાન કલામ ( મજીશ્તેમ અષહે સ્રવઙહાંમ) કહ્યો છે ( હા ૫૪-૨). અવસ્તા સાહિત્યમાં આપણી તપાસવાલાં વાકય જેવાં બીજાંગી મોગમ વાકયો મલે છે અને તેને અત્રે મજકુર વાકયના ઉપલા ખુલાસાના ટેકામાં ટાંકી દેખાડીશું. તે વાકયો આ છે.

"યત અસ્તિ અન્તરે અહુન ( વૈર્ય ) અઇર્યમન."

એટલે, જે અહુનવર અને અઇર્યમનની વચ્ચે છે ( વી. ક. ૨૩-૨) મજકુર વાકયમાં તેના થયલા સઘલા તર્જુમાઓમાં દર્શાવવા મુજબ અહુનવર અને અઇર્યમનની ખુદની ખુબી વિષે નહી, પણ આ બે માથ્રાની વચ્ચે જે કાંઇ છે તેની ખુબીઓ વિષે ત્યાં મોગમ બોલવામાં આવે છે. હવે આ બે જાંણીતાં ભણુતર વચ્ચે પાંચ ગાથા (યશ્ન હપતઙ્હાઇતિ, વઙહુચ)નાં તમામ મોતેબર ભણુતરનું સ્થાન આ મુજબ મલે છે. ગાથાબુન એટલે, ગાથાના દીબાચામાં ચાર અહુનવર અને ગાથાની સેવટે "અઇર્યમન"ની માંથ્રવાણી મળે છે, આ બે ભણુતર વચ્ચે તમામ ગાથાવાણી સમાઇ જાય છે અને તેની ત્યાં ખાસ નોંધ લેવામાં આવી છે. વળી એવુંજ ત્રીજું મોઘમ વાકય આ છે.

"યત અસ્તિ અન્તરે વોહુક્ષ થ્રાંમ વહિશ્તો ઇશ્તોમ."

એટલે, જે વોહુક્ષથ્ર અને વહેશ્તોએસ્ત ગાથા વચ્ચે છે (વી. ક. ૧૨ ફ. ૧-૨.) ઇજશ્નેના હા ૭૨ ની થયલી રચણા મુજબ મજકુર બેઉ ગાથાની વચ્ચે "યથાર વઙહુચ" નું એટલે હા ૫૨ નું દોઆ ગુજારીનું નામીચું ભણુતર મલે છે તથા વીસ્પરદ ના કર્દાઓના થયલાં બંધારણમાં એજ બે ગાથા વચ્ચે અપર યશ્ન હપતઙહાઇતિનું બીજું મોતેબર લખાણ મલે છે ( ક. ૨૦ મો. ) અને તેઓની આ વાક્યમાં ખાસ નોંધ થઈ છે. અવસ્તાનાં ખાસ નોંધ લેવા લાયક ભણુતરોના મોગમ સ્થાનોના આ ટુક ખુલાસા પછી હવે આપણે મુખ્ય બાબદ હાથ ધરીશું.

આપણે ખાતર જમા કીધી છે કે, ગાહે હાવનના મજકુર ફકરામાં "અઇર્યમન" માંથ્રવાણીનાં ત્રણ સ્થાનોની નોંધ લેવામાં આવી છે

**પહલવી શરેહ.** અને તે માંથ્રવાણી તેનાં લાયક સ્થાને જોકે મોજુદ મલે છે તોપણ પહલવી શરેહમાં અવસ્તાનાં આ સ્થળદર્શક અતિશયાર્થક વિશેષણોને ઇજ્સ્નેની જુદી જુદી ક્રિયાઓના વિશેષ નામોમાં આ મુજબ ફેરવવામાં આવ્યાં છે. તેઓ **ઊપેમો** એટલે, **સૌથી મોખરેના** અસલ અર્થને **નાવરની** ઇજસ્ને તરીકે, **મધેમો** એટલે, **સૌથી મધ્યના** અર્થને **હાદોખ્તની** ઇજસ્ને તરીકે અને **ફ્રતેમો** એટલે, **સૌથી આગલના** અર્થને **દવાજદેહ હોમાસ્તની** ઇજસ્ને તરીકે ઉપજાવવામાં આવ્યું છે ! આ માત્ર એક કલ્પણા છે અને તે કંઇજ નહીં પણ અવસ્તાનાં મજકુર મોગમ લખાણોને નહીં સમજી શકવાને લીધે ત્યાં અનર્થ થયો છે. આ સ્થળ દર્શક વિશેષણોને અમુક અમુક ક્રિયાઓ સાથે સંબંધ શું હોઇ શકે ? ક્રિયાઓની અગત્યતા હું ના પાડીશ નહીં, પણ નહીં ઘટે એવાં અસ્થાને તેઓને તાંણી તોડીને અઘટીત અગત્ય આપવામાં તેની મહત્તામાં વધારો થતો નથી. આપણે જોઇશું કે પહલવી શરેહ લખનારા દસ્તુર સાહેબોને **સરોશ યસ્તે હાદોખ્તનાં** એક વાક્યએ આ સ્થળ દર્શક વિશેષણોને ઇજસ્નેના નામોમાં ફેરવવાનું કારણ આપ્યું છે.

મથાલે ટાંકેલું એજ મોગમ વાકય થોડા ફેરફાર સાથે સરોશયસ્તે હાદોખ્તમાં આ મુજબ મલે છે.

**બીજું મોગમ વાકય–** **"પયોઇરીમચ ઉપેમેમચ મધેમેમચ ફ્રતેમેમચ પઓઇર્યાચ યસ્ન ઉપમચ મધેમચ ફ્રતેમચ."**

અર્થ, સૌથી પેહેલે દરજ્જેના સૌથી મોખરે, સૌથી મધ્ય અને સૌથી આગલ ( સરોશઇજદ ) ને સૌથી પેહેલે દરજ્જેની સૌથી મોખરે, સૌથી મધ્ય અને સૌથી આગલી **યસ્ન** ( અઇર્યમન માંથ્ર ) થી અમે આરાધ્યે છીએ ( ક. ૫ ફ. ૧૮ )

મજકુર તેજ વાકયો છે કે જેઓ ત્યાં બીજીવાર આવે છે અને **પ્રથમ** તેઓ આપણને ગાહે હાવનમાં તેના ખરા અર્થમાં મલે છે. આ

**ખુલાસો.** વાકયોમાં **યસ્ન** શબ્દ મલે છે અને તેનો અર્થ જોકે પહલવી ભાષામાં **ઈજશ્ને** થાય છે, પણ તે એકલોજ નથી. અવસ્તામાં **યસ્ન** શબ્દ ભક્તિ, બંદગી, આરાધના, વખાણ વગેરે અનેક અર્થમાં મલે છે, તેની

મતલબ ૯૨ હાનું ઇજસ્નેનું એકલું ભણુતર નથી પણુ તે અવસ્તાના સામાન્ય ભણુતરનો ભાવાર્થ ધરાવે છે. **યસ્ન** ( સં. યજ્ઞ ) નો એક અર્થ ઇજિસ્ને થવાથી અને તેનાં વિશેષણો તરીકે પેલાજ સ્થળ દર્શક શબ્દો આવેલા હોવાથી તેઓને જુદી જુદી ઇજસ્નેનાં નામો આપવાનું પહલવી શરેહ લખનારા દસ્તુર સાહેબોને કારણુ મળ્યું છે. આ કારણુમાં થોડુંએ વજુદ સમાયલું નથી. **ગાહે હાવન** અને **સરોશ હાદોખ્તનાં** મજકુર વાક્યો બે જુદાં નહીં પણુ એકજ છે એમ તે સાહેબો બરાબર જોઇ શકયા છે, પણુ તે ઉપર તેઓએ જે શરેહ કીધી છે તે મન કલ્પિત છે. તેના કારણો.

(૧) આ સ્થળ દર્શક શબ્દો વિશેષણો છે અને તેઓ મજકુર એક વાક્યમાં જેમ સરોશ ઇજદનાં વિશેષણો તરીકે મલે છે, તેમજ બીજાં વાક્યમાં તેઓ **યસ્ન**નાં વિશેષણો છે.

(૨) તેઓ ગાહે હાવનમાં "અર્યમન" માંથ્રવાણીનાં જેમ ત્રણુ જુદાંજુદાં સ્થાનો માટે મલે છે, તેમજ ત્યાં તેઓ **યસ્ન**નાં ત્રણુ બલકે **ચાર** સ્થાનો માટે વપરાયાં છે. એમાં જે શબ્દનો વધારો મલે છે તે "પઓઇર્ય" છે, અને તે **હોમ ગાળવાની** ક્રિયામાં આવતી **"અઇર્યમન"** માંથ્રવાણીનું વિશેષણુ છે. આ ક્રિયા ઇજસ્નેના પાયા સમાન છે અને તેનાં મંદાંન વગર બીજી કોઇ ક્રિયા થઇ શકતી નથી. યાદ રાખવું કે મજકુર યસ્તમાં ગાથા વિષે બોલવામાં આવ્યું નથી અને ગાથાની આરપારનાં કોઇ ભણુતરનો ત્યાં સવાલ નથી.

( ૩) **યસ્ન** સામાન્ય ભણુતરના અર્થમાં મલે છે, તેમાંનું એક " અર્યમન"નું ભણુતર છે, તેજ ભણુતરનાં સ્થળો માટેનું વાક્ય થોડા ફેરફાર સાથે ત્યાં બીજીવાર મલે છે અને તે માથ્રવાણી સાથે ત્યાં સરોશ ઇજદને આરાધવામાં આવે છે.

( ૪) આ સ્થળ દર્શક શબ્દોની મતલબ જુદીજુદી ઇજસ્નેની હોય તો, ગાહે-હાવનનાં પહલવી લખાણુમાં તેઓની જે શરેહ મલે છે તેજ ત્યાં બી એક સરખી જળવાયલી હોવી જોઇએ, પણુ ત્યાં તો તે પહલવી શરેહમાં આ મુજબ ઊલટાઇ ગયલી મલે છે. દાખલા તરીકે **પઓઇર્યાચ યસ્ન**"ની મતલબ **પેહલો નાવરની** ઇજસ્ને બીજી **"ઉપમચ"** સૌથી બુલંદ **વીસ્પરદ**, ત્રીજી **"મધેમચ"** સૌથી મધ્યમ **હાદોખ્ત યક હોમાસ્ત** અને ચોથી **" ફ્રતેમચ"** સૌથી સરસ **ધ્વાજદહ હોમાસત** મલે છે. આ મુજબ સ્થળ દર્શક અવસ્તાઇ શબ્દો અને તે ઉપરથી ઊપજાવેલી ક્રિયાઓનું અનિયમીતપણું આપણે જોઇએ છીએ અને તેમાં પાછલા દસ્તુર સાહેબોની માત્ર કલ્પના સિવાય બીજાં કોઇ સબળ કારણો ત્યાં આપણે જોઇ શકતા નથી. આપણી

તપાસવાલાં વાકયમાં સરોશ ઇજદને મોખરે, મધ્ય અને આખરે જાહેર કરવામાં શી મકસદ સમાયલી છે ? આ ગુચવાડા ભરેલા સવાલના થોડા ખુલાસાની ત્યાં હું જરૂર સમજું છું, કે જે ખુલાસો મજકુર સ્થળ દર્શક વિશેષણોને સીધો ટેકો આપે છે. ત્યાં સરોશનાં જેમ સ્થળો મલે છે તેમજ મેહેર ઇજદને આસપાસ, મધ્ય, ઉપર, નીચે વગેરે સ્થળોથી ઓલખાવ્યો છે (૫૦ મે. ૧૪૪). અવસ્તા સાહિત્યમાં આ બેઉ ઇજદોની શકિતનાં વર્ણનો ઘણા દાખલામાં એક સરખાં મલે છે, બલ્કે તેઓ બે જુદે નામે ઓલખાતી એકજ શકિત હોય એવો આપણને ભાસ આપે છે અને તેઓ જુદીજુદી દિશાએ બે જુદે નામે પોતાનું બળ પુરૂં પાડે છે. આ મુજબ મજકુર વિશેષણોમાં બેઉ ઇજદોની શકિતનું એક સરખું સ્થળ દર્શક સર્વવ્યાપકપણું જાહેર થયલું આપણે બરાબર જોઇ શકયે છીએ.

(૫) એની મઆકુલ દલીલ એ છે કે, અવસ્તામાં ઇજદોની આરાધનાનાં ઘણાંજ ટુકાં અસરકારક ભણતરોના જુદાજુદા વિષયો લખાયા છે, તેઓને યસ્ન (સં૦ યજ્ઞ) ના નામથી ઓલખવામાં આવ્યા છે અને તેઓ સાથે જુદી જુદી કીસમના હદીઆઓથી અર્પણ થતી ક્રિયાઓ જોડી આપવાની જોકે મોજુદ શહાદતો મલે છે, તોપણ વીસપરદના ભણતરના એકજ અપવાદ સિવાય મજકુર શરેહમાં દર્શાવેલાં ભણતર-ક્રિયાનાં નામો અવસ્તામાં મલતાં નથી અને મલવાં જોઇએ બી નહીં. તેઓની ઉત્પત્તિ અવસ્તાંના જુના જમાના પછી થયલી છે, તે પાછલા પહલવી જમાનાને આભારી છે અને પહલવી શરેહોમાંજ સર્વથી પેહેલાં આ અને બીજી ક્રિયાઓનાં નામો મલે છે. આ વેળા ઇજદોની સેતાયશ વગેરે અવસ્તાનાં મજકુર લખાણોના જુદા જુદા ભાગોને એકત્ર કરવાની લાયક કોશેષો થઇ હતી, તે એકત્ર લખાણો (અકસર ઇજશ્નેના ૭૨ હા વગેરે) માં જુદા જુદા ઇજદ-અમશાસ્પંદોની ખશ્નુમન (ખુશ્નુદી) ના અવસ્તાના દીબાચાઓમાં ગણત્રીના માત્ર થોડા શબ્દોનો વધારો કીધો હતો અને તેઓને ઇજશ્નેનાં હા ૭૨ નાં એકનાં એક ભણતર-ક્રિયાને જુદાંજુદાં નામો અપાયાં હતાં. આ મુજબ હાલમાં પલાતી આ અને બીજી ગેતી ખરાદ, હુમાયરત નાની તથા મોટી વગેરે ક્રિયાઓની હારમાળાનો વધારો કીધો હતો અને બોનેર હાનાં આ સંગ્રહને ઇજશ્નેનું નામ આપ્યું હતું, કે જે નામ ખુદ પહલવી ભાષાની ઉત્પતિ છે. વળી આ લખાણોની શરૂઆત અને છેવટે પાછલથી પાજંદ લખાણો જોડવામાં આવ્યાં છે અને ભણતરોમાં નવીન વધારો કીધો છે. આ પાછલો અને બેવડો, વધારો અને ફેરફાર ચોકસ સંજોગોને આભારી હતો અને તેનાં સ્વાભાવિક કારણો આપણને મલે છે.

ત્યારે આ સઘલાં પાછલાં ભણતરો અને ક્રિયાઓની ઉત્પતિ અને હસ્તીને અવસ્તાનો ટેકો નથી અને પહલવી તથા પાજંદ શરેહ લખનારા મહાન દસ્તુરોએ જોકે ધર્મ સાહિત્યની નહી ભુલી શકાય એવી અમુલ્ય સેવા બજાવી છે, તોપણ આ અને બીજા ઘણા દાખલામાં અવસ્તાને નામે અને તેના આધારને બહાંણે ભળતીજ શકમંદ શરેહો આપણી સનમુખ ધરવામાં થતા અનર્થો આપણે પારદર્શક જોઇ શકીએ છીએ.



## ૧૮—અવસ્તા "ટેકસ્ત" માં બે બેગાનાં વાકયો. તેઓનું બગડેલું સ્વરૂપ.

**રશ્નુ યશ્તમાં** નીચલું વાક્ય મલે છે.

**"યત્‌ચિતઅહિ રશ્નવો અષાઉમ ઉપહુખ્ન હુખ્ના તનસુશ જઝયેમહિ૦૦૦"**

**અર્થ,** અએ અશો રશ્નુ ! જ્યારે તું "હુખ્ન-હુખ્ના-તનસુશ" તરફ છે ત્યારે **હમો** તુને આમંત્રણ કર્યે છીએ. ( ફ૦ ૩૮ )

મજકુર વાકયમાં **"હુખ્ન-હુખ્ના—તનસુશ"** નું જે તદન બેગાંનું નામ **મલે છે,** તે અવસ્તા સાહિત્યમાં એકલું આ યસ્તમાંજ મલે છે. આ નામ શું છે તે **સમજી શકાતું** નથી, તેથી અવસ્તા સ્કૉલરો **મર્હુમ એ૦ કાંગા, પ્રો૦ સ્પીગલ, પ્રો૦ હાર્લે** અને **ડા૦ દાર્મેસ્ટેટે** તેનો તર્જુમો આપી શકયા નથી. **મર્હુમા મેહેરજીરાણા-વાચ્છા** તેને વિશેષનામ **ગણે છે** અને આ કોઈ ઉંચું બેહેસ્ત હોવાનું **જોકે અનુમાન કરે છે,** તોપણ **નોટમાં વાજબી** કહે છે કે, "આ ભાગ બરાબર **સમજાતો નથી.**"

**વિ૦ શેહેરીઆરજી** તેને **ઉકેલી નહી** શકાય એવું "કોઇ ભેદ ભરેલું નામ" **વાજબી ગણે છે.**

**ખુલાસો.** આ કોઇ નહીં જણાયલાં સ્થળનું બેશક વિશેષ **નામ છે,** તે **આપણાથી** તદનજ બેગાંનાં એક સૌથી ચહડતાં **બેહેસ્ત નું** નામ છે **અને તેનાં** આ કારણો છે. (૧) મજકુર **યસ્તમાં** ચોકસ ચહડ ઉતર સ્થળોના **અનુક્રમ** જલવાયલો મલે છે તેમાં પૃથ્વિનાં નીચલાં **સ્થળોથી** શરૂ **થઇ** આકાશનાં એક પછી એક ચહડતાં **રોશ્નીનાં સ્થળોમાં રશ્નુની** હાજરી હોવાનું **તથા તેને આમંત્રણ** કરવાનું બયાન **થયું** છે **અને** તેની ઉપર **તથા** સૌથી છેલ્લું જ્યારે મજકુર બેગાંનું નામ **મલે** છે, ત્યારે **"હુખ્ન-હુખ્ના-તનસુશ"** કોઇ ઉંચાં **રોશ**નીવાળાં સ્થળનું વિશેષનામ ઠરે છે. (૨) આ અનુક્રમમાં જે આકાશી હસ્તીઓ શરૂ થાયછે, તેમાં સેતારાઓનાં અથવા સતર પાયા **બેહેસ્ત**નાં નીચલાં સ્થળથી લઇને એક પછી એક **ચહડતાં** બેહેસ્તોનાં છ નામો મલે છે **અને રોશનગરોથમાન**ની ઉપર જ્યારે મજકુર **નામ** મલે છે, ત્યારે તે બેશક **સાતમાં** કોઇ બેગાંનાં રોશન **બેહેસ્તનું** નામ **વાજબી ઠરે છે. (૩) એની મજબુત દલીલ** આ છે કે, અવસ્તા

"હુધન" સંસ્કૃત "**सदन**" શબ્દ સાથે મલે છે, તેઓ બંન્ને એકજ ધાતુ ઉપરથી નિકળેલાં અને એકજ અર્થ ધરાવનારા શબ્દોનાં માત્ર બે જુદાં રૂપો છે અને તેનો અર્થ **સ્વર્ગ, મેહેલ,** અથવા **મુકામ** થાય છે. એનો ધાતુ અ૦ "હુધ" અથવા હુદ" સં. "**सद्**"નો એક અર્થ, બેસવું અથવા રેહેવું થાય છે, અને બેઉ ધાતુને "અન" પ્રત્યય લાગી અ૦ "હુધન" સં. "**सदन**" એટલે, રેહેઠાંણ અથવા સ્થળનું એક સરખું રૂપ થયું છે. (૪) બેઉ ભાષાઓમાં એજ ધાતુ ઉપરથી નિકળેલાં અને એકજ અર્થ ધરાવનારાં બીજાં બી નામો થયાં છે. તેઓ અ૦ "હુદિશ" અથવા "હુદિષ" છે, તેઓ સં. "**सदम्**" શબ્દ સાથે મલે છે અને તેઓનો એક સરખો અર્થ રેહેઠાંણ અથવા મુકામ થાય છે. (૫) વળી અવસ્તા "હુધન-હુધના" જેમ જોડ શબ્દોમાં મલે છે તેમજ સંસ્કૃત ભાષામાં "**स्वर्गसदन**"* સમાસ થઇને મલે છે.† ત્યારે વગર શકે સાબેત કરી શકાય છે કે ઉપલાં વાકયમાં "હધન-હધના-તનસુશ" સાતમાં નામીચાં બેહેશ્તનાં એક વિશેષ નામ તરીકે મલે છે.

**તનસુશ.** એમાં વપરાયલો બેગાંનો "તનસુશ" "વહિશ્ત-નાસેમ"નું ઘણું અધુરૂં અને ઘણું બગડેલું રૂપ જણાય છે, કારણ કે આ નામ બેહેસ્ત સાથ નિકટ સંબંધ ધરાવે છે. બલકે તે ખુદ બેહેસ્તનું એક ખાસ નામ છે. તેમાં "વહિશ્ત" શબ્દના આગલા અક્ષરોનો લોપ થયો છે અને એકલો "ત" અક્ષર છુટો પડી તેની પાછલ આવતા શબ્દ સાથે જોડાઇ ગયો છે અને "તનસુશ"નું ભુલભરેલું રૂપ થયું છે. આ વાકય એકલું બગડયું નથી, પણ એજ વાકય એજ યશ્તમાં બીજીવાર મલેછે, અને તે જે વધારે બગડેલાં રૂપમાં મલેછે તે આગલ આપણે જોઇશું. બીજું તે અવસ્તા "નસ" સ૦ "**नस्**" (પોંહોંચવું, મેલવવું) ધાતુ ઉપરથી બેહેસ્તનાજ ત્રણ તબકકા દેખાડનારાં નામોમાં મલે છે અને તે સમાસનામો "અહુ-નાસેમ," "અષ-નાસેમ," અને "વહિસ્ત-નાસેમ" શબ્દોમાં મલેછે. વળી તેઓને ત્યાં ખુલ્લા શબ્દોમાં "વહિશ્તહે અહુહેઉશ" એટલે, બેહેસ્તના (તબકકા) તરીકે જાહેર કીધા છે (વં૦ ૫૦ ૧૮ ફ૦ ૬). ત્યારે આપણી તપાસવાલું સમાસનામ "હધન-હધના-વહિસ્ત-નાસેમ" છે અને તેની મતલબ **સ્વર્ગ-સદન** (બેહેસ્ત-મુકામ) મેળવવા યજતુને આમંત્રણ કરવાની છે.

---

*સરખાવો—"સ્વર્ગ સદન મધવાનું મુકીને, કાં ઇચ્છે નળ ધરગેહ." (મહાભારત પ્ર,૨) "સ્વર્ગ સદન" મુકીને કાં, ઇચ્છે નળધર ગેહ." (નળાખ્યાન સતર ૯૩૯).

† સરખાવો—એવાં સમાસ રૂપોમાં સેવા-સદન, સરસવતી-સદન, શારદા-સદન, વગેરે રૂપો થયાં છે.

એજ યસ્તના એક વાક્યમાં મજકુર બગડેલાં સમાસનામને વધારે બગાડવામાં આવ્યું છે. તેના શબ્દોના કકડા કરવામાં આવ્યાછે અને તેમાં અક્ષરો હેરફેર થઇ તેઓ આ મુજબ અસ્થાને મુકાયાછે.

**બીજું બેગાંનું વાક્ય, તેનો નાકેશ તર્જુમો.**

**"આહિ. અરેથે. યહિ. ગએથે. કેષ. વસ્ત; હધ. નર. તધ. મર.**

**હધ. ના-તનસુશ."** (ફ૦ ૮ વગેરે.)

મજકુર વાકયમાં "હધ. નર. તધ. મર. હધ.ના-તનસુશ"ના આ પાછલા ભાગની શબ્દ રચણા અનિયમિત મલેછે, તેમાં "હધ. નર" શબ્દયોગી અવ્યય અને સામાન્ય નામ બે જુદા શબ્દો નથી, પણ એકજ શબ્દના બે કકડા થયાછે. તે અસલ **"હધ્રન"** છે, તેમાંથી "ન" છુટો પડવાથા અને તેને " ર " જોડી આપવાથી **"નર"** એટલે, માણસોનો ખોટો શબ્દ ઉપજાવ્યોછે. બીજું, "હધ૦ના-તનસુશ" કકડા થઇને સમાસરૂપે મલેછે અને તે પ્રથમ " હધના-વહિસ્ત-નાસેમ" ના સમાસ નામનું તદ્દન બગડેલું રૂપ છે. તેમાં "હધના" જે અસલ શબ્દ છે તેમાંથી "નાં" છુટો પડયો છે, તે પાછલ આવતા શબ્દ સાથે જોડાઇ ગયોછે અને "નાં-તનસુશ"નું અશુદ્ધ સમાસરૂપ થયું છે. આ ભુલો દેખાડવામાં જેમ હું કોઇ મોટી શોધ કરતો નથી. તેમજ બિનઆધારેબી બોલતો નથી, પણ એજ યશ્તના **ફકરા ૩૮ માં** આવેલાં આપણાં તપાસવાલાં મજકુર સમાસ-નામને સંબોધીને બોલુંછું. આ આખું વાકય કોઇ પાછલા નકલનવીશથી તદ્દન બેકાયદે લખાયું છે, તેમાં વ્યાકરણનો અમુક નિયમ જલવાયો નથી અને તેમાં "કેષ-વસ્ત" થી "તનસુશ" સુધીના આંઠ શબ્દોમાંનો એકેએક શબ્દ તદ્દનજ અશુદ્ધ અને બીલકુલ બેકાયદે મલે છે. આ અનિયમિત વાકયનો તર્જુમો **મર્હૂમ કાંગા** વાજબી રીતે આપતા નથી અને કહે છે કે, "યુરોપિયન વિદ્વાનો ખાનરી ભરેલો તર્જુમો આપી શકયા નથી." **પ્રો૦ સ્પીગલ** કહે છે કે, "પાછલું વાકય ભારે છે અને સમજી નહીં શકાય એવું છે." અગર એક લખાંણની ખુદ ભાષાજ અચોકસ હોય તો તેનો તર્જુમો શુદ્ધ અને સહી નહી થઇ શકે એ સ્વભાવિક છે, તોપણ તેને સમજવાની મુશ્કેલીને લીધે **પ્રો૦ હાર્લે** આ "ટેકસ્ટ"ને **"હધાન૦ નીધાત ૦ તનવે (અથવા નસવે)"**માં ફેરવે છે અને તેનો આ મુજબ તર્જુમો આપે છે. " ઓ રસ્નુ ! તું ગુજરેલાંઓની લાસને માટેની આરામધાહોની જગાઓ ઉપર ચોકસી રાખે છે !" વળી **ડા૦ ડાર્મેસ્ટેટર** તેનો આમુજબ તર્જુમો કરે છે, " દુનિયાના કોઇબી ભાગમાં માણસોના કામોનો તું શુમાર કરે છે, પછી તે

માણુસો અહીંઆ હોય કે બીજી જગાએ !" હવે મર્હુમો મેહેરજીશાણા-વાચ્છા પોતે શકમંદ હોઇતેબી તેની જે મતલબ સમજાવે છે તે ધ્યાન આપવાજોગ છે કે, "આએ મીલકતમો અને આએ દુનીઆંમો કોણુ " હધના તનસુશ" મેલવનાર છે તેનો શુમાર કર ( ! )"

આ મુજબ ત્યાં સ્વર્ગ-સદન (બેહેસ્ત મુકામ) મેલવવાની અને રવ્નુને આમંત્રણ કરવાની આ કરતાં બીજી કોઇ વધારે સારી અર્થસુચક મતલબ હું ઉઠાડી શકતો નથી.

ત્યાં જ્યારે આપણે બેહેસ્તના તબકકા માટે બોલ્યે છીએ, ત્યારે તેના ટેકામાં અવસ્તાની બીજી દલીલો દેખાડીશું. (૧) હાદોખ્ત નુસ્કમાં બેહેસ્તના

**બેહેસ્તના ત્રણ તબક્કા.** ત્રણ તબકકાનું ખુલ્લું વર્ણન મલેછે. તેમાં ગુજર પામેલાં એક અશોનું રવાન પાધરૂં બેહેસ્તમાં દાખલ થઇ શકતું નથી, તે હાસલ કરવા તેને પ્રથમ **હુમત, હુખ્ત** અને **હવર્શત**નાં ત્રણ તબકકાનાં ત્રણ કદમ (ગામ) ભરવાનાં હોયછે અને ચોહું કદમ ભરતાં અસર રોશ્ની બેહેસ્તમાં તે વાસો કરેછે (ફ૦ ૧૫) (૨) એજ મુજબ દોજખનાબી ત્રણ તબકકા દેખાડવામાં આવ્યાછે. ત્યાં ગુનાહકારનું રવાન **દુશ્મત, દુઝુખ્ત** અને **દુજવર્શત**નાં ત્રણ તબકકાનાં ત્રણ કદમ ભરવા પછી તે અસર તારીકી દોજખમાં જાયછે (ફ૦ ૩૩). (૩) આ મુજબ **વીસ્પ હુમત**નાં ભણતરમાં બેહેસ્ત અને દોજખના ત્રણ ત્રણ તબકકા વર્ણવેલા મલેછે. અને તેઓ પ્રથમ પસાર કરવા પછી " **વહિશ્ત અહુ**" ( ઉત્તમ હસ્તી) અને "**અચિશ્ત અહુ**" (ખરાબ હસ્તી)માં પોહોંચવા જણાવ્યું છે. (૪) **ઇજશ્નના ૧૯મા હામાં** અહુનવરના બધને દરોબસ્ત ભણનારનાં રવાનને અહુરમજદ ચિન્વદ પુલની પેલી તરફ બેહેસ્ત પસાર કરી લઇ જવા જણાવ્યું છે. હયાં એક લક્ષ આપવાલાયક "થ્રિસ્ચીત" શબ્દ મલેછે અને તેનો અર્થ સઘલા તર્જુમો કરનારા સાહેબો ત્રણ વાર કરે છે. એક રવાનને બેહેસ્ત પસાર કરાવવા ત્રણવાર બેહેસ્તની સેહેલઘાહની શી જરૂર હોય તે સમજી શકાતું નથી, તેનો એકવાર બેહેસ્તમાં વાસો કરાવવો પુરતો છે. એનો શબ્દાર્થ "થ્રિશ" ( ત્રણ) અને "ચીત" (ઇત્યાદિ) છે અને ક્રિ૦ વિ૦ અવ્યયના આ દાખલામાં ત્રણ તબકકે બેહેસ્ત પસાર કરવાની મતલબ વધારે બંધબેસ્તી એટલામાટે છે, કે વાકયની સેવટે પેલા ત્રણ તબકકા દેખાડવામાં આવ્યા છે. તેઓ "વહિસ્ત-અહુ," "વહિસ્ત-અપ" અને "વહિશ્ત-રઓચઙ્હ" મલેછે (હા ૧૯). (૫) **અર્દીબેહેશ્ત યશ્ત**માં ગરોથમાન બેહેસ્ત પસાર કરવા માટે હુમત (ભલો વિચાર), હૂખ્ત (ભલાં વચન ) અને હવર્શ્ત (ભલાંકામો)

ના બદલાના ત્રણુ તબકકા દેખાડવામાં આવ્યાં છે. હયાં કહે છે, કે "જ્યારે અર્દીબેહેસ્તને હું પસંદ કરૂં છું, ત્યારે અમશાસ્પંદોનાં મુકામ (હવાયઓન=સં० **स्वया निः**=દેવતાઓનાં રેહેઠાણુ) ને હું પસંદ કરૂં છું. જે રેહેઠાંણુને અહુરમજદ હુમત, હુખ્ત અને હવર્સ્તથી રક્ષણ આપે છે. ગરોથમાન અહુરમજદનું મુકામ ( **स्वयोनि** ) છે ( ફ० ૩). **પ્રો. ડાર્મેસ્ટેટે** પહલવી લખાંણુમાં દર્શાવેલા સતરપાયા, માહપાયા, અને ખુર્શેદપાયા બેહેસ્તના ત્રણુ તબકકાને અવસ્તાના ઉપલા તબકકાનો ઇશારો ગણેછે અને આ રોશનીઓમાંથી એક સદગુણી માણુસનાં રવાંનને પસાર થતું વાજબી જણાવેછે. અવસ્તા સાહિત્યમાં ત્રણુ તબકકા હૂમત, હૂખ્ત અને હવર્શ્ત દેખાડવામાં હૈયાત જીંદગીમાં નીતિની જાલવણી અને સદગુણની ખિલવણી કરવાની અને ભલી જીંદગી ગુજારવાની ઉંચી ધાર્મિક નેમ સમાયલી છે.



## ૧૯–" બેહેરાંમ ઈજદ "

### તેનાં દશ રૂપો શું અવતારો છે?

આ અગત્યની બાબદ હાથ ધરવા એક ગૃહસ્થે આ અદના લખનારનું લક્ષ ખેંચ્યું હતું, તે માનવંત અભ્યાસિ મિત્રના આગ્રહને માન આપી આ વિષય ઉપર બોલવા હું કમીની કોશેષ કરીશ.

બેહેરંમ યશ્તમાં ઉપલા ઇજદનાં જે દશ રૂપો મલેછે, તે **પવન, ઘોઘો, ઘોડો, ઉંટ, ડુક્કર, માણસ, પક્ષિ, બકરે, મેંઢો,** અને સેવટે **પહેલવાંન** છે.

**આ રૂપો શું છે?**

અવસ્તામાં કેટલાક આકાશીઓ (સેતારા, ગ્રહો, અને ઉપગ્રહો) ને ઇજદો એટલે **પુજયો** અથવા મીનો મુવકકેલો તરીકે ઓલખાવ્યા છે. આ આકાશી ગોળાઓને નિયમીત ગતિ આપવાને તેઓની પાછળ કોઈ મુવકકેલ અંદીઠ શકિત કાર્ય કરતી ધર્મ શિખવે છે અને તેને **ઇજદ** તરીકે ઓલખાવે છે. આકાશી ગોળાઓ પોતાની ગર્દેશ લેતાં જે જુદાં જુદાં રૂપો ધારણ કરે છે, તે નક્ષત્ર રૂપોને અવસ્તાના સેતારેશનાસોએ પ્રાણી વગેરેના જુદાં જુદાં રૂપો આપ્યાં છે અને તેઓમાંનો આકાશી ગોળાઓનો મુવકકેલ એક **બેહેરામ ઈજદ** મલે છે, જેને પ્રાણીઓ વગેરેનાં અનેક રૂપો ધારણ કરતો અવસ્તામાં વર્ણવ્યો છે. આપણાં આ મતના ટેકામાં ત્યાં થોડી દલીલ કરીશું.

**દલીલ.**

(૧) **તીર ઇજદ** એક જાણીતો આકાશી સેતારો છે અને જેને **બુધ ગ્રહ** સાથ **સરખાવવામાં** આવે છે. તે સેતારા રૂપે એક માસનાં ત્રણ દશ વાડીઆંમાં આકાશી ગર્દેશ લેતાં **મર્દ, ઘોઘો** અને **ઘોડો** એવાં ત્રણ રૂપો ધારણ કરે છે (તીર ક૦ ૧૩,૧૬,૧૮). જે બેહેરામ ઇજદની આકાશી સફરની બીજી, ત્રીજી અને છઠ્ઠી શિકલ સાથે મલે છે (૨) **મેહેર** ઇજદ જ્યારે પોતાની નિયમીત ગર્દેશ કરે છે, ત્યારે, **રશ્નુ, ચિસ્ત, આદર, કેઆની ખુરેહ** અને **દાંમિ ઉપમન** (આકાશી ગોળાઓના મુવકકેલ) ઈજદો પોતાની ગર્દેશ શરૂ કરે છે. એઓમાં છેલ્લો ઈજદ ડુકકરનું રૂપ લે છે. (મે. ક. **૧૨૪–૧૨૭**). જે બેહેરામની આકાશી ગર્દેશની પાંચમી શિકલ સાથે મલે છે. (૩) **ફ્વશી** અને ચોકકસ

સંજોગોમાં **કેઆનીખુરેહ** એ બેઉ શક્તિઓ એક પક્ષિ રૂપે દેખાવ દે છે ( જ. ફ. ૩૫). જે બેહેરાંમની આકાશી ગર્દેશની સાતમી સુર્તે સાથે મલે છે. (૪) **વંદીદાદમાં** બેહેરાંમ ઇજદને **તાજદાર** એટલે, રોશ્નીનાં કિરણુવાલો જાહેર કીધો છે (૫૦,૧૯,૩૭) (૫) એની એક અસરકારક દલીલ આપણને **ખુદ અહુરમજદનાં** રોશ્ની જનક રૂપમાં મલે છે અને તેને "**સ્રએરતેમ૦૦૦ કેહર્પેમ કેહર્પાંમ**" એટલે, એક અતિ સુંદર રૂપ તરીકે ઓલખાવ્યું છે. આ રૂપ કોઇ જાનદારનું નથી, પણ સૌથી ખુશંદ આકાશી રોશ્નીઓને અહુરમજદનાં રૂપો તરીકે ઓલખાવી છે અને તેની એક જાહેર શહાદત દાખલ ત્યાં **ખુર્શેદ** ઇજદને દેખાડવામાં આવ્યો છે ( હા ૩૬, ૬ ).

**આ રૂપો સું દેખાડે છે?**

પુરાણા જ્યોતિષ શાસ્ત્રમાં સેતારા અને ગૃહોની ચાલની ગણત્રીમાં ગુચવાડો ઉભો ન થાય તે માટે આકાશી તારાઓના ઝુમખાઓને બાર ભાગમાં વેહેંચી તેઓને બાર રાશિનું નાંમ આપ્યુંછે અને તે દરેક રાશિને તેઓને બરનાં **મેઢું, ધાધો, સિંહ, કરચલો,** વગેરે પ્રાણીઓ અને વસ્તુઓનાં નામો આપ્યાંછે. આ નામો તારાના ઝુમખાંઓ ગતિ લેતાં જેવા આકારો પકડે તેવા આકારોને નજદીક બંધબેસતાં નામો કલ્પેલાં હતાં. એજ મુજબ ઇજદો જેઓ આકાશી રોશ્નીઓ અને રોશન ગોળાઓના મુવકલો છે. તેઓને પ્રાણીઓ વગેરેનાં જે રૂપો ધારણ કરતા વર્ણાવ્યા છે, તે આકાશી સેતારાઓના જુદાજુદા ઝુમખાઓની પિછાંણ માટે અવસ્તાના મહાન ખગોળવેત્તાઓએ કલ્પેલી જુદીજુદી રાશિઓ અને નક્ષત્ર રૂપો છે.

**ઇજદો, આકાશી હસ્તીઓ.**

સૂર્ય અને ચંદ્રના જાહેર આકાશી ગોળાઓ **ખુર્શેદ** અને **માહ** ઇજદો છે. તેઓ રવિ અને સોમ, ગ્રહ અને ઉપગ્રહ છે. બુન્દેહેશ્ન મુજબ આકાશી **બેહેરાંમ** અને બીજાં ઇજદો સેતારાઓના મુવકલો છે અને તેઓને **તીર** વગેરે ઇજદોના નક્ષત્રમાં આવેલા જાહેર કીધા છે. **ડા૦ વેસ્ટ** અને બીજા યુરોપિયન ઇસાવાં **બેહેરામને** મંગળ, **તીરને** બુધ, **અહુરને** બૃહસ્પતિ અને **અનાહિતાને** શુક્ર ગ્રહો સાથ સરખાવે છે. બુન્દેહેશ્નમાં ચાર દિશાએ ચાર રક્ષક ઇજદો અથવા સેતારાની સરદારી દર્શાવી છે. **તીર** પુર્વ અને **સતવસ** પશ્ચિમનો, **હપ્તોરંગ** ઉત્તર અને **વનંત** દક્ષિણનો સેતારો છે. આ આકાશી હસ્તીઓના મુવકલોને ઇજદોના નામો મલ્યાં છે અને તેઓ આકાશી ગર્દેશો કરે છે. તેઓમાંની એક આકાશી હસ્તી **બેહેરાંમ ઇજદ** છે અને તે બીજા ઇજદો સાથે નિયમીત આકાશી ગર્દેશ કરે છે.

અવસ્તામાં ઇજદોના **રથ** નાં માર્મિક લખાંણો મલેછે અને ઇજદોને ઘોડા જોડેલા **રથમાં** બેસીને આકાશી કુચ કરતા વર્ણુવવામાં આવ્યાછે.

**ઇજદોનો આકાશી-રથ, તેઓની ગરદેશ.** ઇજદોના જુદાજુદા પ્રકારો મલેછે, તેમાં નૈતિક અને આત્મિક રોશ્નીના મુવકકેલો છે. **એઓમાં** ચોકસ આકાશીઓ છે અને એજ આકાશી હસ્તીઓની **રથમાં** થતી નિયમીત ગતિને ઇજદોની કુચના અલંકારો આપ્યાછે. ઇજદોના આ **રથ** ફરતું આકાશ છે અને એક દાખલામાં તેને **રથનું** આ મુજબ રૂપ આપવામાં આવ્યું છે.

**એક ગર્વિષ્ટ રાક્ષસ બોલે છે-" જાંમ ચખ્રેમ કેરેંનવાનિ અસ્મનેમ રથેમ કેરેનવાની."**

એટલે, આકાશને હું **રથ** ( ગાડી) કરૂં અને પૃથ્વિને **ચક્ર** ( પૈડું) કરૂં ( જ૦ ફ૦ ૪૩). ત્યારે ઇજદોનો **રથ** કોઇજ નહીં પણ ફરતું આકાશ છે અને તેમાં તેઓને કુચ કરતા દેખાડવામાં આવ્યાછે. એવા **રથ**માં સ્વારી કરનારા **રથએશતારો** તરીકે **બેહેરાંમ, મેહેર, સરોશ, આદર** અને બીજા ઇજદોનાં નામો મલેછે, હિંદુ પુરાણોમાં **રથ** પર સ્વાર થઇ લડનારા **કૃષ્ણ, વરૂણ, યમ, અગ્નિ,** વગેરે દેવતાઓનાં નામો મલેછે, એવા દેવતાઓના રથો **ઇજીપશ્યનો** અને **યુનાનીઓ**માંબી હતા. એઓમાં **મેહેર** અને તેનાં નક્ષત્રમાં આવેલા બીજા ઇજદોની **રથો**માં થતી આકાશી સફરના સુંદર અલંકારો **મેહેરયશતમાં** આ મુંજબ મલેછે.

**શાઅર શું કહે છે? અએ મેહેર!** તું ખુબસુરત ઘોડા અને સુંદર **રથ** રાખનાર છે ( ફ૦ ૭૬) **મેહેર** રોશન ગરોથમાનમાંથી તમામ સોનેરી સાજ સાથના **રથ**માં બેસીને અમર્ગી તરફ જાયછે ( ફ૦ ૨૪). આ **રથ**માં સફેદ, એકજ રંગના, મીનોઇ ખોરાક ખાનારા અને ચાર અમર્ગ ઘોડા જોડેલાછે ( ફ૦ ૧૨૫). **મેહેર** પૃથ્વિના પુર્વ અને પશ્ચિમ ગોલાર્ધની હદ બાંધેછે ( ફ૦ ૯૫). **મેહેર રથ**માં પૃથ્વિના દક્ષિણ ગોળાર્ધ તરફ જાંયછે (ફ૦ ૯૯). તેની જમણી બાજુ કોઇ વખત **રશ્નું** અને **સરોશ** અને ડાબી બાજુ કોઇ વખતે **ચીસ્ત અને રશ્નુ** તથા આજુબાજુ અશોની **ફ્રવશીઓ રથમાં** જાયછે ( ફ૦ ૧૦૦-૧૨૬). એજ **રથ**ની આગલ **દામિ-ઉપમન** અથવા **બેહેરાંમ** ઇજદો અને પાછલ **આદર** ઇજદ કેઆની **ખુરેહ** સાથે **રથ**માં જાયછે (ફ૦ ૭૦ તથા ૧૨૩). **મેહેર** મીનોમાં બનાવેલા અને ઉંચા પૈડાંવાલા **રથ**માં **ખુરેહ** અને **બેહેરાંમ** ઇજદની મારફતે નિયમીત ચક્ર ગતિ લઇને **અરેજહી**

કટીબંધથી **ખનીરથ** કટીબંધ સુધી જાયછે (ફ૦ ૬૭). આ **રથને અશીશ વંહુ** પકડે છે, **દએના** તેનો માર્ગ ખુલ્લો કરી દેખાડે છે, અને **દામિ-ઉપમન** મેહેરને **રથ**માંથી ઉતારે છે (ફ૦ ૬૮). આ **રથ** એકજ પૈડાંનો, સોનેરી અને સંપુર્ણ પ્રકાશિત છે અને તેને **સફેદ** ઘોડા જોડેલા છે (ફ૦ ૧૩૬) આ મુજબ આકાશી **રથ**માં ઇજદોને કુચ કરતા દેખાડવામાં આવ્યા છે અને તેઓમાં એક **બેહેરાંમ** ઇજદને આકાશીગર્દેશમાં ભાગ લેતો જણાવવામાં આવ્યો છે (ફ. ૬૭—૭૦) ત્યારે **બેહેરાંમ** એક આકાશી **ગ્રહ**નો મુકરકેલ ઇજદ છે અને તે બીજા ઇજદોના નક્ષત્રમાં ગર્દેશ લેતાં જે જુદાં જુદાં રૂપો ધારણ કરેછે તેને અવસ્તાના કવિઓએ પ્રાણીઓના અલંકારીક રૂપો આપ્યાં છે.*

**બેહેરાંમ અને કૃષ્ણ.**

**બેહેરાંમ યશ્ત**માં બેહેરાંમ ઇજદનાં દશ નક્ષત્ર રૂપો મલે છે અને હિન્દુઓનાં પુરાણ શાસ્ત્રમાં **શ્રી કૃષ્ણ** ભગવાનના મુખ્ય દશ અવતારો ચિતારેલા મલે છે. દશની સંખ્યાની આ અસંભવિત સરખામણી અવતારની જુદદીન માન્યતામાં માનનારા અકસર થિઓસોફીસ્ટ પાર્સીઓ દલીલ કરે છે કે, જરથોસ્તી ધર્મમાં અવતારની "થિયરી" હસ્તી ધરાવેછે. એવી માન્યતા ધરાવનારા સાહેબો **બેહેરાંમ** ઇજદનાં દશ રૂપોમાંનાં પેહેલાંજ "**વાત**" એટલે **પવન**થી નાવાકેફ હોય એમ માનવા હું ના પાડું છું અને તોપણ તેને પોતાની માન્યતાને પેશ કરવામાં તેઓએ ખરેજ કમાલ કીધી છે. આ એકજ દાખલામાં જરથોસ્તી ધર્મમાં કેહેવાતી અવતારની ખ્યાલી હસ્તી નિસ્તીમાં ફેરવાઇ જતી ત્યાં આપણે અચુક જોઇએ છીએ. હિન્દુ પ્રજા આ અવતારોના મૂર્તિઓ બનાવી તેઓને દેવસ્થાનોમાં બેસાડે છે અને પુજે છે. તેઓ મગરમચ્છ, સિંહ, ભુંડ, કે કાચબા જેવાં પ્રાણીઓની અર્ધ મનુષ્ય રૂપી મૂર્તિઓ બનાવે છે અને તેઓ તેને મચ્છાવતાર, નૃસિંહાવતાર, વરાહાવતાર, અને કચ્છાવતારને નામે ઓલખાવે છે. આ મુજબ જરથોસ્તી મજહબે **બેહેરાંમ ઇજદ**નાં નક્ષત્ર રૂપોને મૂર્તિના અવતારનું અધર્મી રૂપ આપ્યું નથી અને તેને આરાધવા કદી ફર્માવ્યું નથી. બીજું, અવસ્તાના ઇજદો સાથે વેદીક દેવતાઓનીજ સરખામણી થઇ શકે અને આ પુરાણિક દેવતાઓ સાથે અવસ્તાના ઇજદોને જોકે જરાએ સંબંધ નથી, તોપણ શિખેલા ભણેલા કેટલાક થિઓસોફીસ્ટ પાર્સીઓ આ હિન્દુ અને બુધીસ્ટ માન્યતાને **બેહેરાંમ** ઇજદનાં મજકુર નક્ષત્ર રૂપો સાથે પેશ પડતી જાહેર કરવામાં પોતાનું કેવળ અજ્ઞાનપણું દેખાડે છે.

* વધારે ખુલાસા માટે જુઓ "રેસાલહે ખુર્શેદ" ભા૦ ૨ જો "અવસ્તાનું ખગોળ" એ મથાલા હેઠળ લખાયલા બે વિષયો. સફે ૧૨૦-૧૫૩ તથા ૧૭૬-૧૭૭, કર્તા.

**અવસ્તાના કવિની કલ્પણા.**

અવસ્તાનાં કેટલાંક માર્મિક લખાંણોમાં આપણે જોઇએ છીએ કે મહાન શાઅરો જ્યારે બી કોઇ આકાશી બનાવોનો ખ્યાલ આપવા માગે છે, ત્યારે તે આ ગેતીમાં હસ્તી ધરાવતી પેદાયશના અસરકારક દાખલાથી દેખાડેછે. હવે હાલના દાખલામાં એવી કઇ હૈયાતીઓ હસ્તી ધરાવે છે કે જેઓ આકાશી નક્ષત્ર રૂપોનો થોડોબી ખ્યાલ આપી શકે? તે માટે ઇરાની શાઅરોએ એકજ અપવાદ સિવાય પ્રાણીઓને પેહેલી પસંદગી આપેલી આપણે જોઇએ છીએ. આ રૂપો આપવામાં જોકે ઇરાની કલ્પણા શક્તિ કામે લાગી હતી, તોપણ જેઓ તેને **અવતાર**ની કેહેવાતી ફીલસુફીને પેશ પડવા જે દલીલ કરે છે તે ટકાઉ કે સંગીન નથી. ઇજદોની આકાશી ગર્દેશનાં મજકુર સઘલાં સામટાં વર્ણન ઉપરથી આપણે વગર શકે પારદર્શક જોઇ શકયે છીએ કે તેમાં આકાશી નક્ષત્ર રૂપોનાં નજદીક મલતાં પ્રાણી વગેરેનાં માત્ર કલ્પેલાં નામો છે તેને **અવતાર**ની કેહેવાતી ફીલસુફી સાથ સંબંધ શું હોઇ શકે? પર ધર્મી શિક્ષણને સ્વધર્મ ઉપર સરસાઇ આપનારા, પારકું શિક્ષણ ધરાવનારા અને **અવતાર**ની અધર્મી "થિયરી" માં માનનારા **બેહેરાંમ** ઇજદનાં દશ રૂપોને જોકે અવતારો તરીકે ઓલખાવેછે, પણ તેઓ જુદદીન અવતારોને જે અનુક્રમમાં માનેછે, તે અનુક્રમ **બેહેરાંમ** ઇજદનાં એક પછી એક જુદાં જુદાં નક્ષત્રરૂપોમાં જલવાયલો નથી. તેઓની આ માન્યતા કેવળ કલ્પિત છે અને તેમાં વજુદ કે વજન એ બંન્ને નથી. ઇજદો આકાશીઓ છે અને તેઓની ગર્દેશ આકાશી છે. આ ગર્દેશ લેતાં તેઓ જયારે જુદાંજુદાં રૂપો ધારણ કરે છે. ત્યારે તેઓનાં આ નક્ષત્રરૂપો છે અને તે નક્ષત્રરૂપોમાં તેઓ નિયમિત ગર્દેશ કરે છે. આકાશી ઇજદોની આ અચુક અને અચળ ગતિનાં ધાર્મિક અને માર્મિક લખાણોને અવતારની "થીઅરી" સાથ સરખાવવામાં જરથોસ્તી મજહબને તેની ખરી રોશ્નીમાં દેખાડવામાં આવતો નથી, પણ અજરથોસ્તી માન્યતા તરફ તેને બિનપાય ઘસડવાની નિષ્ફળ કોશેષ થતી ત્યાં આપણે પારદર્શક જોઇ શકીએ છીએ.

**સેવટ સાર.**

જરથોસ્તી સાહિત્યમાં આકાશી ઇજદોની ગર્દેશનાં જે લખાણો મલેછે તે માર્મિક લખાણો ચોકસ વખતે થયાં હતાં. આ સાહિત્ય કોઇ એકજ વખતે અને એકજ હાથે થયું નથી, પણ જુદે જુદે વખતે અને જુદાજુદા મહાન ઓલમાઓથી થયુંછે અને તેમાં ખગોળનું બયાંન અક્સર યસ્તોમાં મલેછે. અવસ્તાઇ લખાણોમાં યસ્તો સર્વથી પાછલાં છે અને

આ પાછલાં લખાણોના પાછલા જમાનામાં ઇરાની ઓલમાઓમાં સેતારેશનાસીનો એલ્મ પ્રફુલ્લિત થયો હતો. તેમાં ઉમદા નીતિ અને ખગોળનાં મુળતત્વો ભેળાયલા મલેછે. તેમાં ઇજદોની આકાશી ગર્દેશ અને તેને લઇને પૃથ્વિપર જાનદાર તથા નિર્જીવ પેદાયશો ઉપર થતી તેઓની અંદીઠ અસરનાં શાઅરી સુંદર લખાણો થયાંછે. તમામ વિશ્વમંડળમાં તેઓની ચક્રગતિનાં અદભુત કાર્યથી જગતની વ્યવસ્થા જલવાયલીછે અને તેઓની આ મહાન સેવાની ધર્મમાં ઉંચી પિછાંણ થઇ છે. તેઓની ગર્દેશથી પૃથ્વિપર જે અસરો પોંહોંચેછે અને જગતને તેના જે લાભો મલેછે તે તેઓની સૌથી મહાન મદદ છે. તેઓથી મલતી આ મદદના દીન પાલનારા ભાવિકોને પ્રાર્થના રૂપે તલબગાર દેખાડવામાં આવ્યાછે અને તેઓ તરફથી ઉતરતી ઉદાર બખશેશો માટે તેઓનું અનહદ એહેશાંન જાહેર કરવાનું તેમાં શિક્ષણ આપવામાં આવ્યું છે. આકાશી હસ્તીઓ તથા તેઓના મુવકકેલ ઇજદો તરફ ભાવિકોનું ઉંચું માન પેદા કરવા અને ગુપ્ત જ્ઞાન આપવાની તેમાં ઉંડી મકસદો સમાવવામાં આવીછે. જરથોસ્તી સાહિત્યમાં ખગોળના સંબંધમાં થયલાં લખાંણોનાં ઉંડાણમાં જઇ જોઇએ છીએ તો, તેઓમાં ઇજ.દોનાં નક્ષત્ર રૂપો સાથ સંબંધ ધરાવનારાં કેટલાંક વર્ણનો મલે છે. અને સેતારેશનાસીના એલ્મનું **મેહેરયશ્ત** એક સૌથી સુંદર પરીણામ છે. દાખલા તરીકે, (૧) આકાશી ગોળાઓની **નીયમીત ગર્દેશ,** (૨) ગર્દેશ લેનારા અકાશીઓના મુવકકેલ **ઈજદો,** (૩) ગર્દેશ લેતા આકાશને ઇજદોનો **રથ,** (૪) આકાશી શકિતઓ યા સાધનોને ઇજદોના **ઘોડા,** (૫) ગર્દેશ લેનારા ઇજદોનાં પ્રાણી વગેરેનાં કલ્પેલાં **નક્ષત્રરૂપો,** (૬) નક્ષત્રોને ગર્દેશ લેવાની રાશિઓને **ઇજદોનાં મકાંનો,** (૭) રાશિમંડળો તથા સુર્યમંડળોને **ઇજદોની મંડળી,** (૮) મંડળીના **સભાસદ ઈજદો** તથા તેઓનો **સરનશીન** (૯) મંડળીના એક બીજા સાથના સંબંધને **ઈજદોની દોસ્તી,** (૧૦) ઇજદોની **આકાશી લડાઇ** (૧૧) લડાઇનાં **હથીયાર** અને (૧૨) તેઓનાં **લશ્કરનાં** તેમાં થયલાં માર્મિક લખાણો જાબજા મલેછે. આ ઉમદા લખાંણો પુર્વ અને પશ્ચિમના સ્કોલરોથી માત્ર સુંદર અલંકારો તરીકે પડતાં મુકાયાં હતાં, પણ તેઓ એમનાં એમ પસાર કરી દેવા જેવાં નજીવાં કે નિરર્થક નહીં હતાં, અને આપણે જોયું છે કે તેમાં ખગોળનાં ઉમદા મૂળ તત્વો સમાયલાં હતાં.

**વિ૦ શેહેરીઆરજી** બેહેરાંમ ઇજદનાં દશ રૂપોની સમજ આ મુજબ આપે છે. "અવસ્તામાં જેજે ઠેકાણે મીનોઇઓ, પછી શું ભલા કે શું ભુંડાઓને ગેતીને લગતા શારીરીક આકારો લેવાનું લખેલું છે તે તે ઠેકાણેની બાબદોની સમજણ આ બાબદ પ્રમાણે આપી શકાય છે. જેમકે ફ્રત્તેહને અવસ્તામાં 'વેરેથ્રઘ્ન' અને પાછલી

ભાષાઓમાં 'વરહરાન' અને 'બેહેરામ' કરી કહે છે તે વિષે બેહેરાંમ યશ્તમાં કહે છે કે તે૦૦૦ દશ રૂપે આવે છે. હવે જો એને ૦૦૦ શબ્દસા : લઇએ તોજેબી શખ્સ બેહેરાંમ ઇજદને આરાધે તેની સમક્ષ તે એ દશમાંનાં કાંઇબી એક રૂપે પ્રત્યક્ષ આવવો જોઇએ પણ તેમ બનવું અનુભવ વિરૂધ્ધ છે. પણ એની સમજ એમ આપી શકાય છે કે પવન આદિ કાઇબી ખાશ નિમિત્ત થકી લડાઇમાં જય મલે છે. ચોપડીઓમાં આપણે વાંચીએ છૈયે કે કેટલેએક વખત સુધી બે લશકરો આમન સામન સફ સમારીને લડતાં અને એક બી પોતાનો જગેથી નહી ડગતું છતાં એકાએક પવન એક સફપર એવો જોરમાં ફુંકાએ કે તેઓની આંખો ધુલથી ભરાઇ જાય અને તેથી કરીને સાંબાં લશકરને ફતેહ મલે. * એજ પ્રમાણે કોઈ જાનવરના ગોગ થકી અથવા હરએક બીજા નિમિત્તથી ફતેહ મલી શકે તે વાતને રૂપકમાં દર્શાવિને એવું કહેલું છે કે બેહેરામે (ફતેહ) અમુક રૂપે અમુક વખતે અમુક જણને મદદ કીધી હતી. અર્થાત કે હરેક નિમિત્તે ફતેહ મલી શકે છે." (શરિતરતાન સફે ૮૬)

---

* સરખાવો—ફરવરદીન યશ્ત મુજબ લડાઈનાં મેદાનોમાં જ્યારે અશોની ફ્રવશીઓની આરાધના થાય છે, ત્યારે બીજા ઇજદો સાથે બેહેરાંમ (ફતેહમંદીનો મીનો મુવક્કેલ) અને વાત (પવનનો મીનો મુવક્કેલો) એ બેઉ ઇજદો દસ્તગીરી કરે છે (ફ૦ ૪૫-૪૮) કર્ત્તા.

હ્યાં નીચલી નોંધ લેવાની હું જરૂર જોઉં છું.

તા૦ ૧૬-૧-૧૯૧૯ ઈસ્વીને દીને મુંબઇની "**જરથોશતી દીનની ખોલ કરનારી મંડળી**" મા આ "**પેપર**" મારા વાંચવા અને તે ઉપર વાદવિવાદ થવા પછી સેવટ મંડળીના માનવંત વિદ્વાન સરનશીન શેઠ મનચેરજી પે. ખરેઘાતેબી મહુમ શેહેરીઆરજીને મલતાજ વિચારો જાહેર કીધા હતા. આ વિચારોથી હું જુદો નથી અને ઈજદો તેના ભાવિકોને ગેબથી મદદ પોહોંચાડે છે તેની મેં કદી ના પાડી નથી. ખરૂં છે કે યશ્તોમાં સેતારેશના સીનાં જે લખાણો મલે છે તે કમતર છે, તોપણ તે લખાણોની અંદરની ગવાહીથી અગર ખગોળને લગતી થોડીબી દલીલો મલી શકતી હોય તો તેની લાયક જુસ્તેજુ થવામાં, અકસર અવતારની જુદદીન માન્યતાનું ખંડન થવામાં, તે જરથોશ્તી મજહબનું અચુક મત અને તેની એક મહાન સચ્ચાઈજ જાહેર કરે છે. બીજું, હાથ ધરેલી બાબદ ઉપર મંડળીમાં થતી વિચારોની આપ-લે દરમ્યાન સંસ્કૃત સ્કોલર મી૦ સાપુરજી કા૦ હોડીવાલાએ બેહેરામ ઈજદનાં દશ રૂપો સાથે સંસ્કૃતમાં મલતાં નક્ષત્ર રૂપો તથા ગૃહોની સરખાંમણી કીધી હતી અને આ વિદ્વાન મિત્રએ બેહેરાંમ ઇજદના આ દશ રૂપો **અવતારો નથી** એમ સેવટે પોતાનું પ્રમાણિક મત જાહેર કીધું હતું. ત્યારે અવસ્તાના મહાન ગુરૂઓથી ખગોળનાં મુળ તત્વો ઉપર થયલાં શાઅરી લખાણોમાં બેહેરાંમ અને બીજા ઈજદોની આકાશી ગર્દેશ અને ગર્દેશ લેતાં તેઓનાં જુદાં જુદાં નક્ષત્ર રૂપો વિષેની આ થોડી દલીલો ખરેજ ધર્મનું એક સુદર રહસ્ય છે. સેવટે માનવંત પ્રેસીડન્ટ સાહેબે આ અદના માટે જે ઉત્તેજન આપનારા ઉદગારો કાઢયા હતા અને જે કદરશનાસી કીધી હતી તે માટે તેવણ સાહેબનો આ ટકે હું જાહેર આભાર માનું છું.



## ૨૦—" અસ્તોદાન "

### વંદીદાદમાં લાસના હાડકાં જાલવવાનું શું અફુરદસ્તી ફરમાન મલે છે?



**પરગરદ ૬ ઠી** માં અહુરમજદ અને જરથોસ્ત વચ્ચે થયલી પુર્સેશ પાસોખ ( ! )

**" ફ્વ નરાંમ ઇરિસ્તનાંમ અજદેબીશ બરામ અહુરમજદ ફ્વ નિદથામ "**
**" ઉજ્દાનેમ હે અધાત કેરેનઓત. "**

**સવાલ**—દાદાર ! મુવેલાં માણુસોનાં હાડકાંને અમો કયાં લઇ જઇએ અને કયાં મુકયે ?

**જવાબ**—અહુરમજદે કહ્યું કે તેને માટે **ઉજ્દાન** બનાવવું જોઇએ ( ફ૦ ૪૯-૫૦ )

વંદીદાદમાં મુવેલાંનાં હાડકાંની બ્યવસ્થા માટે **ઉજદાન** બનાવવા કહે છે, તેનું પહલવી નામ અવસ્તાના બે શબ્દો **અસ્ત** અને **ઉજદાન** મલીને ' અસ્તોદાન ' નું ટુંકુ રૂપ થયું છે અને તેનો અર્થ હાડકાં મુકવાની ઉંચી જગા ( ગુફા ) થાય છે. આ બાંધકામો અકસર હખામનીશ અમલમાં **પાર્સાગર્દ** ના **મુર્ગાબ** ના મેદાનમાં અને **બીહીસ્તુન** વગેરે પર્વતો ઉપર ખંડીઅર હાલતમાં મોજુદ મલે છે અને તે ઉપર કોતરાયલા ખીલા રૂખા હસ્ત લેખો ઉપરથી જણાય છે કે, તેઓ નામવર **કુરૂશ** ( ખુશરો ), **દારાંયસ** ( દારબ ) તથા **ઝર્કસીસ** ( અર્દશીર ) વગેરે હખામનીશ બાદશાહો, બાદશાહી ખાનદાનીઓ અને અમીર—ઉમરાઓ વગેરેના લાસના હાડકાં મુકવાની ગુફાઓના પત્થરના કોતરકામ કીધેલાં બાંધકામો હતાં.

**તેઓ શું હાડકાં જાલવવાની ગુફાઓ હતી?**

આ એક ઘણો અગત્યનો સવાલ છે. અવસ્તાના કેટલાક સ્કૉલરો લાસના હાડકાં જાલવવા ધર્મનું ફર્માન માને છે અને પોતાના આ માની લીધેલાં મતના ટેકામાં મથાલે ટાંકેલી વંદીદાદની શાહાદત રજુ કરે છે ( દસ્તુર સાહેબો દારાબજી અને રૂસ્તમજી સંજાણા, મર્હુમ વિદ્વાનો ખુ૦ કામાજી, શે૦ ભરૂચા, ફા૦ કાંગા અને બીજા)

આ સવાલના સંબંધમાં ભણેલા વર્ગમાં વારંવાર જોશભેર ચરચા થઈ છે અને તેમાં છેલ્લી 'ક્રિમેટોરીઅમ' ની નાપસંદ તકરારમાં લાસનાં હાડકાં જાલવી રાખવાના ટેકામાં વંદીદાદનાં એજ લખાંણુ ઉપર મુસ્તકીમ મદાર બાંધવામાં આવ્યો હતો. તેઓની મુખ્ય દલીલ આ હતી કે લાસના હાડકાં જાલવી રાખવાનું ધર્મમાં ખાસ ફર્માન મલે છે અને તેનાં સંગીન કારણ તરીકે જે દલીલો આપણી સન્મુખ ધરવામાં આવી છે તેઓમાંની એક નાપાયદાર દલીલ આ છે કે, કયામતના વખત ઉપર મુવેલાંના હાડકાં ઉભાં થવા (!) બીજા બોલોમાં કયામત કરવા (!) હાડકાં અવશ્ય જાલવવાનાં છે. લાસના હાડકાંને 'ક્રીમેટોરીઅમ' ના સવાલ સાથે ભેલી નાખવાની જે ગંભિર ભુલ થઇ છે તેજ દેખાડવા અને સુધારવાની મારી પ્રમાણિક નેમ છે અને તે સુધારવામાં આ સવાલ સાથે મારા અંગત મતને ભેલી નાખવાની ભુલ કરવી જોઇએ નહીં.

**અવસ્તાના શબ્દો ઉપર થતી રમત.**

કયામતના વખત ઉપર મુવેલાંના હાડકા ઉભાં થવાનો આ ખોટો ખ્યાલ પહલવી લખાણુના આધારે, અકસર અવસ્તાના ચોકસ શબ્દોના ભુલભરેલા અર્થો ઉઠાડવાને એકલો આભારી છે.

**ફરવર્દીન યસ્ત** માં ભવિષ્યના પેગાંમ્બર **સઓષ્યોશ** નું બીજું નામ **અસ્તવત-ઍરૅત** મલે છે અને તેનો અર્થ એક દસ્તુરજી સાહેબ પોતાના ચોપાંન્યાંમાં "હાડકાંઓમાંથી મુવેલાં આદમીઓને પાછાં સજીવન કરનાર" કરે છે! દસ્તુરજીનો આ તર્જુમો દરોબસ્ત નથી. મજકુર નામ બે શબ્દો મલીને થયું છે. પેહેલું 'અસ્તવત' અને બીજુ ઍરેત છે. પેહેલાંનો અર્થ દસ્તુરજી હાડકાં કરે છે તે નાદરૂસ્ત છે. સબબ, હાડકાંને માટે અવસ્તામાં 'અસ્ત' શબ્દ મલે છે, 'અસ્તવત' મલતો નથી. એમાં પેહેલું નામ અને બીજું વિશેષણ છે અને દસ્તુરજી વિશેષણુને નામમાં ફેરવી નાખી ગંભિર ગુચવાડો કરે છે. પેહેલા શબ્દનો અર્થ હાડકાં અને બીજાનો હાડકાંવાળું થાય છે. તે અવસ્તાના કેટલાક દાખલામાં જીંદગી અથવા હૈયાતીનાં વિશેષણ તરીકેબી મલે છે આ સબળ કારણુને લઇને 'અસ્તવત—ઍરૅત' નો દરોબસ્ત અર્થ 'હાડમંદ (જીંદગી કાયા) ઉભી કરનાર' થાય છે. આ અર્થના ટેકામાં એજ યસ્તમાં અને એજ નામ ઉપર થયલી અવસ્તાની અર્થસુચક શરેહ એક ધરખમ દલીલ થઇ પડે છે અને તે વાકય આ છે.

## " અવથ અસ્તવત-ઍરતો યથઅસ્તવાઓ હાં ઉશતનવાઓ અસ્તવત-ઇથયેજડહુમ પઇતિશતાત. "

એટલે, 'અસ્તવત-ઍરત' નામ એટલા માટે કે, હાડમંદ મુવેલાંને જનદાર કાયા મીસાલ તે જીંદગી પાછી ઉભી કરશે (ફ૦ ૧૨૯).

મજકુર તર્જુમાને પુષ્ટી આપનારાં બીજાં ઘણાં વાકયો મોજુદ અવસ્તામાં મલે છે, પણ હાથ ધરેલો લેખ લંબાણુ નહીં કરવાના સબબે તેઓ મોકુફ રાખવાની ફરજ પડે છે. અવસ્તાની આ સત્તાદાર શરેહમાં 'અસ્તવત-ઍરતના દસ્તુરજીના અર્થ મુજબ 'હાડકાઓમાંથી' યાને હાડકાંઓની હસ્તીથી, હાડકાંઓની મારફતે કે હાડકાંઓને સંબોધીને 'મુવેલાં આદમીઓને પાછાં સજીવન' કરવા કહ્યું નથી. ત્યારે થોડાબી શકસુબે રેહેતો નથી કે, જરથોસ્તી મજહબે આશકાર કીધેલાં રીસ્તાખેજના ફીલસુફી શિક્ષણ આગલ દસ્તુરજીનો ખાકી હાડકાં જાલવવાનો અને લાસનાં હાડકાંમાંથી મુવેલાં પાછાં ઉઠી ઉભાં થવાનો આ તકલીદી બચાવ ટકી શકતો નથી.

મજકુર ચોપાંન્યાંમાંજ બીજા દસ્તુરજી 'ક્રીમેટારીઅમ' ની રૂદીને નાપસંદ કરતાં જે દલીલ રજુ કરે છે તે આ છે. "સુકા હાડકાંને આપણી શકિત પ્રમાણે જાલવી રાખવાને ફરમાન આપેલું છે પણ હાડકાંનો નાશ કરવાની ખુલી મનાઇ કીધેલી છે." દસ્તુરજીનું આ 'ફરમાન' અને 'ખુલી મનાઇ' એ એમની ભુલભરેલી કેવળ ભ્રમણા છે. હું સારી સત્તાસાથ કેહીશ કે વંદીદાદમાં લાસનાં ખાકી હાડકાં જાલવવાનું 'ફરમાન' નથી અને દસ્તુરજી કહે છે તેમ હાડકાંનો નાશ તો નહીંજ, પણ તેઓને ખાક કરવાની 'ખુલી મનાઇ' બી મલતી નથી. તેમાં માત્ર હાડકાં એહેલાયદાં મુકવાનું અને તેઓને કુદરતના હવાલામાં સોંપવાનું; કુદરતની ક્રિયા હેઠળ છોડવાનું અને કુદરતના કાયદા મુજબ તેઓનું આખર પરીણામ લાવવાનું મઆકુલ ફરમાન મલે છે.

વિદ્વાન દસ્તુરજી આગલ વધી કહે છે કે, "અવસ્તા પ્રમાણે દુનીઆની આખેરીએ સઘલાં ગુજર પામેલાંઓના રવાનો પોતપોતાનાં હાડની અંદર દાખલ થઇ પાછાં જીંદગી ભોગવતાં થશે"! હાડકાં જાલવવાનો અને જાલવેલાં હાડકાંમાં રવાનોએ પ્રવેશ કરવાનો આ કલ્પિત ખ્યાલ અસલ અવસ્તાનો નથી, પણ પાછલો અને બેવજુદ છે. (બુન્દેહેશ્ન બાબ ૩૦-૪૦) એક ભુલભરેલી માન્યતાને પેશ કરવામાં રસ્તાખેજની મોતેબર ફીલસુફી સાથ લાસના ખાકી હાડકાંનો સંબંધ જોડી આપવાનો અને તેઓને

જાલવવાનો; ભવિષ્યમાં તેઓ રવાનની દરમ્યાનગીરીથી જીંદગી ધારણ કરવાનો અને હાડકાંના સાધનથી કયામત કરવાનો હયાં મહા અનર્થ થાય છે. મુવેલાંના હાડ ધુજાવનારો આ નાજુક અને નાખુશ સવાલ ફરી એકવાર મને હાથ ધરવાનું કારણ દસ્તુરજી મવસુફની સુખન પરવરીએ આપ્યું છે ( ખરો જરથોસ્તી રેહનમૂન. સફે ૩૪૨-૩૪૩, ઇસ્વી ૧૯૧૩). વિદ્વાન દસ્તુરજીના બીજા સ્વતંત્ર અને પ્રમાણિક વિચારોનો હું વખાણનાર છું, પણ આ દાખલામાં, સુખનપરવરીની શીરજોરી તે માનભરી બળતવારી નથી, એટલોજ ટુક ઇશારો કરી હું આગલ વધીશ.

**લાસના હાડકાંથી કયામત કરવાની નાપાયદારી.**

હવે આપણે જોઇશું કે લાસનાં હાડકાંની વ્યવસ્થાના સંબંધમાં વંદીદાદનું અસલ ફર્માન શું છે? આ માટે મથાલે મુકેલા મુખ્ય સવાલના ટેકામાં ટાંકેલા અવસ્તાના ખાસ શબ્દોની હયાં આપણે ટુકતપાસ લેઇશું. તેઓ 'બરામ' તથા '**નિદથામ**' છે, તેઓ '**બર**' અને '**નિદથ**' ધાતુ ઉપરથી થયલાં ક્રિયાપદનાં રૂપો છે અને તેઓનો અર્થ, હાડકાં અસ્તોદાનોમાં **લઈ જવા** તથા **મુકવાનો** થાય છે, પણ **જાલવવા** કે **સંભાલવાનો** થતો નથી. આ શબ્દો દેખાડે છે કે, લાસના હાડકાં અસ્તોદાનોમાં લઇ જઇ એહેલાયદાં મુકવાનાં છે અને આ લઈ જવા તથા મુકવાની મતલબ શું હાડકાં જાલવવાની છે? આ સવાલનો જવાબ આપણને નકારમાં મલે છે. અવસ્તામાં કોઇ વસ્તુ જાલવવા કે સાચવવા માટે જે ખાસ શબ્દો મલે છે, તેઓ '**પા**' અને '**નિપા**' '**હર**' અને '**નિશહર**' વગેરે ધાતુ ઉપરથી નીકલેલાં નામો અને ક્રિયાપદનાં રૂપો છે અને તેઓનોજ અર્થ જાલવવું, બચાવવું કે રક્ષણ કરવું થાય છે. આ શબ્દો મથાલે ટાંકેલાં વાકયોમાં મલતા નથી અને મલવા જોઇએબી નહીં, કારણ કે હયાં મુવેલાંના હાડકાં સાચવવા કે સંગેરી રાંખવાનો સવાલજ નથી. ત્યારે મુવેલાંના હાડકાંની વ્યવસ્થાના વંદીદાદમાં મલતા આ સવાલોના આધારે હું ઘણા ભાર સાથે જણાવીશ કે લાસના હાડકાં જાલવવાનો ખ્યાલ ખોટો અને નાપાયદાર છે. તે દીનથી ઉલટો અને આપણી સાદી અકકલથી બી ઉલટો છે.

**દાદાસ્તાને દીનીક.**

આ પહલવી નામીચી કેતાબમાં અસ્તોદાન ઉપર જે લખાંણ મલે છે તે વંદીદાદના મજકુર ફર્માનનો શરેહ સાથનો હુબહુ તર્જુમો છે. તેના લખનાર મહાન દસ્તુર **માનુ શચેહેરે ગોરને-દમે** કયામત માટે લાસના હાડકાં જાલવવા કે કયામત વખતે

તેઓ ઉભાં થવાનું બરખેલાફ મત કદી ઉચ્ચાર્યું નથી. આ વિદ્વાન દસ્તુર સાસાની અમલ ખતમ થવા પછી ઇરાનમાં શુમારે ત્રણ સદીના અરસામાં હૈયાત હતા. પહલવી સાહિત્યની ખીલવણીમાં ઇરાનના ઘણા દસ્તુર સાહેબોએ પોતાનો હિસ્સો આપ્યો હતો તે ઓમાં આ દસ્તુરજી આગેવાન જગા લેછે. એમની ઉંચી કાબેલ્યતનું સુંદરપરીણામ આ દાદસ્તાને દીનીકની નામીચી કેતાબ છે. દીનાઇનના બાબમાં સાચી રાહાનુમાઇ કરનારી આ નાદર કેતાબનો તર્જુમો પહલવી સાહિત્યના બે વિદ્વાન સ્કૉલરો મર્હુમો **તેમુરસ અંકલેસરીઆ** અને **શેહેરીઆરજી ભરૂચાએ** કેટલાક દાહેકા ઉપર કીધોછે, પણ તે રોસ્ની જોવા પામ્યો નથી અને કમનસીબે તે અભડાઇ ઉપર કીડાઓથી ખવાઇ જાયછે! પહલવી સાહિત્યના આ બે નામીચા ઉસ્તાદોના અથાગ શ્રમનું ફળ કરમાઇ જતું આપણે ખેદ સાથ જોઇએ છીએ.

**લાસ તથા હાડકાંની સમાન વ્યવસ્થા.**

હવે આપણે હાથ ધરેલા સવાલને બીજી રીતે તપાસની કસોટી ઉપર મુકીશું અને જોઇશું કે, લાસનાં માંસને માંસાહારી પ્રાણીઓ પાસે ચાશની કરાવી જેમ તેનો નીકાલ કરવાનો છે, તેમજ વંદીદાદની મુળ મકસદ ફાડી ખાનારાં જાનવરો લાસનાં હાડકાંને ઘસડી જઇ કુદરતનાં તત્વોમાં બગાડ નહી કરે, તે માટે તેઓને ડુંગરો અને પર્વતોની ઉંચી જગા ઉપર ઉભાં કીધેલાં બંધયાર બાંધકામોમાં મુકી અલગ રીતે તેનો નીકાલ લાવવાની છે. હયાં લક્ષ આપવા લાયક જે દલીલ છે તે માંસ તથા હાડકાં એ બંન્ને માટે બે જુદા સવાલો નથી, પણ બંન્નેની સંસ્થિતિની સમાન વ્યવસ્થા માટે જે સમાન સવાલો મલેછે તે આ છે.

(૧) દાદાર! મુવેલાંનાં શરીરને અમો **કયાં લઇ જઇએ** અને **કયાં મુકયે**?

(૨) દાદાર! મુવેલાંનાં હાડકાંને અમો **કયાં લઈ જઇએ** અને **કયાં મુકયે**!

આ મુખ્ય સવાલોમાં **લઇજવા** તથા **મુકવા** ની જે મુળ મકસદ છે, તે લાસની વ્યવસ્થાના મોજુદ દાખલાથી પારદર્શક જોઇ શકાય છે કે, લાસ જાલવવાની નથી અને તે જાલવી શકાતી બી નથી. લાસના કોહોતાં અને સળી જતાં માંસથી રોગોનાં સુક્ષમ જંતુઓનો ઉપદ્રવ વધી ન પડે અને જનસુખાકારીમાં ખલલ નહી થાય તે માટે કોહોવાત શરૂ થવા અવ્વલ લાસનો વેળાસર નીકાલ કરવા ધર્મમાં તાકીદનાં ફર્માનો અપાયલાં મલે છે. ત્યારે આ બે સમાન સવાલો માંસના દાખલામાં તેનો વુર્તાવુર્ત નીકાલ કરવાની અને હાડકાંના દાખલામાં તેને જાલવી રાખવાની બે

જુદી મતલબે કદી વપરાયલા નથી, પણ તેઓ બન્નેનો એક સરખો નીકાલ લાવવાની નેમ ધરાવે છે. વળી જેમ સવાલો સમાન છે તેમજ તેના જવાબો લગભગ એકજ નેમ જાલવનારા આ મુજબ મલે છે.

( ૧ ) મુવેલાંના તનને સૌથી ઉંચી જગા ( ડુંગર, પર્વત ) ના ( ખુલ્લા તખ્તાઓ ) ઉપરજ મુકવું, જ્યાંથી તેને કાલખુદ ખાનારા કુતરા અથવા કાલખુદ ખાનારાં પક્ષિ જાણી ( જોઇ ) શકે ( ૫૦ ૬, ફ૦ ૪૫ ).

હયાં મુવેલાંની લાસના દાખલામાં કુતરા અને પક્ષિઓથી ભક્ષ કરાવી તેનો વેળાસર નીકાલ કરવાની છે. હવે હાડકાંની વ્યવસ્થા માટે જે જવાબ મળે છે તે આ છે.

( ૨ ) કુતરાં, શીયાળ અને વરૂ જેવાં જાનવરો લાસનાં હાડકાંથી પાણી, વનસપતી ( ખેતીવાડી બાગબાની ) વગેરે કુદરતનાં પવિત્ર તત્વોમાં બગાડ નહીં થાય, હાડકાં ઉપર વર્ષાદનું પાણી નહી પડે અને ખુર્શેદ નીગીરસ્ત થાય તેમ ઉંચી જગા ઉપર તેઓને ( બંધ્યાર ) **અસ્તોદાન** માં અલગ મુકવા ફર્માવે છે ( ફ૦ ૪૯–૫૧ ).

હ્યાં લાસના માંસ મીસાલ હાડકાંનો તુર્તાતુર્ત નીકાલ કરવા ખચીત કહ્યું નથી અને તે તદન સ્વભાવિક છે. માંસ ખોરાક તરીકે ઉપયોગમાં આવે અને વેળાસર નીકાળ લાવી શકાય એવી ચીજ છે, પણ હાડકાં નકકર વસ્તુ છે અને તે ખોરાક તરીકે ઉપયોગમાં આવે અને તુર્તાતુર્ત નીકાલ લાવી શકાય એવી વસ્તુ નથી. માસ મીસાલ અસલ સવાલનો મુળ હેતુ આ વસ્તુનો વેળાસર નીકાલ કરવાનો હતો કે જેથી કુદરતના તત્વો બગડવાનો સંભવજ નહી રહે. પણ જુના જમાનામાં તેનો કોઇ કારગર ઈલાજ જણાયલો નહી હતો. તેઓને ખાક થવાને વીલંબ જોઇએ છે, તેથી તેઓને અલગ મુકવા બાંધકામ કરવાની ફરજ પડે છે, ત્યાં તેઓને કુદરત ઉપર છોડવામાં આવે છે અને વખત વેહેતાં તેઓ ઉપર સળો લાગવાની કુદરતી ક્રિયા ચાલુ થાય છે. આ મુજબ પુરાતન જમાનાનાં અસ્તોદાનોમાં તેઓ સળીને ખાક થતાં હતાં, અને હાલમાં આરામગાહોના ભંડારોમાં આખરે બી ખાક રાખ થાય છે અને કુદરતીજ કાયદે મટ્ટી સાથે મટ્ટી મલી જાય છે.

આ નાજુક સવાલ આપણને ઘણી બાજુ તપાસમાં ઉતરવાની ફરજ પાડે છે. તેની આસપાસ સંબંધ ધરાવતા અનેક સવાલોમાંનો આ બી એક મુખ્ય સવાલ છે કે, લાસનાં હાડકાં અસ્તોદાનોમાં મુકવાનું કોઇ ખાસ કારણ વંદીદાદમાં દર્શાવેલું મલે છે કે? અગર હોય તો હાડકાં જાલવવાના આ મુશકેલ સવાલનો મનમાનતો ફડચો કરવાને તે એક ધરખમ જવાબ થઇ પડે છે. તેનું ખુલ્લું કારણ વંદીદાદમાં ખચીત મલે છે. અને તે હાડકાં અસ્તોદાનમાં મુકવાના સવાલના જવાબમાંથી મલે છે. તે સબળ કારણ **માંસહારી જાનવરો હાડકાંને ઘસડી જઇ કુદરતના કીમતી તત્વોનો બગાડ નહી કરવાનું** છે અને આ એકલાં એકજ કારણ સિવાય બીજું કોઇ કારણ વંદીદાદમાં મલતું નથી. અગર હાડકાં અલગ મુકવાનું મુસ્તકીમ કારણ તેઓને કયામતના જમાના સુધી જાલવવાનું હોત તો તે માટે દર્શાવવાની સૌથી લાયક જગા પરગરદ ૬ ઠી નો મજકુર ફકરો ૫૦ મો હતો. જ્યાં હાડકાં જાલવવાની જ્યારે કોઇ શાહાદાત મલતી નથી ત્યારે કયામત સુધી હાડકાં જાળવવા કેહેવામાં આપણું કેવળજ અજ્ઞાનપણું દેખાડે છે.

**વીસમી સદીનું ધારમીક અજ્ઞાનપણું.**

આજના દખ્મા (!) ના ભંડારોમાં કયામતના વખત સુધી ગુજરેલાંના હાડકાં જાલવવાની માન્યતામાં બીલકુલ વજુદ નથી, આ માન્યતનો આપણી પાસે કશોએ બચાવ નથી અને તે માટે આપણે કોઇબી ધખમ દલીલ ધરાવતા નથી. જે હાડકાં જાલવવાનાં છે તે જાલવી શકાય એવી વસ્તુ નથી અને કદીબી જાલવી શકાતી નથી. ઇજી પરયન 'મમી' કીધેલાં મુર્દાઓને સેંકડો વર્ષો સુધી જે આકારમાં આપણે જોઇએ છીએ, તે માંસ, હાડ કે ચાંમ સાથનાં હોતાં નથી, તેઓ કાંઇજ નહીં પણ અંદરના ભાગથી સળી ગયલાં અને મસાલાઓની અસરથી બળી ગયલાં ખાલી ખોખાંનો માત્ર બાહારનો એક તકલીદી દેખાવ છે. તે હસ્તકૃત કારીગરીથી જાલવેલાં શબને રહજ સ્પર્શ થાય છે, તો તે કાગજના પુતલાં કે પાણીના પરપોતા મીસાલ ફાટીને ફુટી જાય છે અને કાચ કે મટ્ટીના રમકડાં મીસાલ ભાંગીને ભુકો થાય છે. ગમે એવી હુનરમંદી હાડકાં ઉપર અજમાવવામાં આવે, ગમે એટલી મેહેનત તે પાછળ ખપાવવામાં આવે, તોપણ વખત વેહતાં તે ઉપર સળો લાગવાની કુદરતી ક્રિયા અવષ્ય ચાલુ થાય છે અને તેનાં પ્રવાહી તથા નક્કર પદાર્થોનું રૂપાંતર થઇને તથા તેનાં અણુઓ છુટાં પડીને જુદાં જુદાં અનાસરો (કુદરતના મુળ તત્વો) માં આખરે તેઓ મલી જાય છે. મરનારની લાસને સુર્યદા (ભુમિદા, જળદા કે અગ્નિદાહ) કરી (કોઇબી રીતે) તેને સેવટનું ઠેકાણે પાડવા પછી તેના ભાગોનું પૃથક્કરણ થઇને તેઓ કુદરતી અનાસરોમાં આખરે

મલી જવા જરથોસ્તી ધર્મ શિખવે છે અને કુદરતના અચુક તથા અચળ નિયમને અનુમોદન આપે છે. રીસ્તાખેજ [કરવા માટે લાસના હડકાં જાલવવા કુદરતના અચળ કાયદાનો ભંગ કરનારૂં એહુંદુ ફર્માન આ ભલા મજહબે કદી આપ્યું નથી,] પણ જીવતી જગતની સુખશાંતિ ખાતર લાસનું કોહોતું માંસ જેમ જાલવવાનું નથી, જેમ તેનો વગર વીલંબે નીકાલ કરવાનો છે, તેમજ હાડકાંના સંબંધમાં કુદરતનો તેજ અચુક નિયમ જાલવવા અને કુદરતના કાયદા મુજબ ખાક કરવા જરથોસ્તી ધર્મે બેશક ફર્માવ્યું છે. લાસનું રોગીષ્ટ માંસ જાલવવાનું અકુદરતી ફર્માન જેમ આ મજહબે આપ્યું નથી, તેમજ તેણે હાડકાંની અકુદરતી અવ્યવસ્થા કરવાખી શિખવ્યું નથી. પણ લાસ તથા હાડકાં એ બંન્નેને કુદરતની ક્રિયા હેઠળ મુકવાની અને તેઓને કુદરતના હવાલામાં સોપવાની; તેઓ ઉપર કુદરતનો કારગર હાથ કામે લગાડવાની અને મોંડે કે વેહેલે કુદરતી કાયદે તેનું અસરકારક સેવટ [પરીણામ] લાવવાની આ મહાન મજહબ મોતેબર નેમ ધરાવે છે. મરનારનાં હાડકાં જાલવવાનો આ નાપસંદ ખ્યાલ ક્યારે, ક્યાંથી અને કેમ ઉત્પન્ન થયો અને તે થવાનાં નાપાયદાર કારણો શું હતાં? તે બાબદ આગલા એક લેખમાં હું ઘણા વિસ્તારથી બોલ્યો છું.

ધર્મના અભ્યાસિઓનો એક વર્ગ લાસના હાડકાંથી કયામત કરવા કહે છે અને બીજો ખાકી હાડકાંથી મરનારની યાદગારી જાલવી રાખવા જણાવે છે! આ બેઉ વર્ગો બંન્ને દાખલામાં ખરા નથી. મજહબની 'સ્પીરીત' થી ઉલટા આ વિચારોનું આખર પરીણામ શું? પોતાનાં વહાલાં મરનાર તરફના વહાલની ઉંડી લાગણી એટલી તિક્ષણ રહે છે કે, ખાકી હાડકાં જાલવવાનાં આ જડવાદી મતો કોમના એક ભોલા અને વેહેમી વર્ગને આયંદેહ **ખાક પરસ્તી** તરફ ચતરાઇ જવાને સબળ કારણ આપનારાં થઇ પડે છે. આ ખાલેસ મજહબે મરનારના કોઇબી શારીરીક અવયવોના ખાકી સાધન મારફતે તેની યાદગારી જાલવવા કદી શિખવ્યું નથી, પણ જરથોસ્તી ફીલસુફી મરનારનાંજ રવાનની રાહબર મીનોઇ શકિત **ફ્રવશીની મારફતે** અને **ફ્રવશીનેજ નામે** જાથુક યાદ જાલવી રાખવા શિખવે છે.

**એક એલતેમાસ.**

અવસ્તા સ્કૉલરો લાસના હાડકાંના સંબંધમાં જોકે જુદાં મતો ધરાવે છે, તોપણ હું વિશ્વાસથી માનું છું કે, આ નાજુક સવાલને અગર ફરી એકવાર '**રોવાઇઝ**' કરવામાં આવે તો, લાસનાં સળી જતાં અને ખાક થતાં હાડકાં જાલવવાનું બેવજુદપણું પારદર્શક જોઇ શકાય અને ખાલેસ જરથોસ્તી મજહબને લાયક ઇન્સાફ આપી શકાય. અગર એમ થાય તો, આ મહાન મજહબની ખાલેસીને ખેજાલત લગાડનારા, દીનના એક ઉમદા ફર્માનના ઉંચા ખ્યાલોને જડવાદની હલકી પંકિત ઉપર ઉતારી પાડનારા અને આપણી સાદી સમજની હાંસી કરાવનારા; કયામતનાં વખત ઉપર હાડકાં ઉભાં થવાના અને હાડકાંને સંબોધીને કયામત કરવાના આ ગંભિર અનર્થો વહેલા દુર થાય.



## ૨૧—બેહેમન અને આદર,
### બે બળવાન બચાવ,

---

ગાથાના એક જાણીતા શ્લોકમાં જરથોશ્ત આ મુજબ બોલે છે.

"કેમેના મજદા મવઇતે પાયૂમ દદાત
હ્યત મા દ્રેગ્વાઓ દીદરેશતા અએનઙ્હે
અન્યેમ થ્વહ્માત આથ્રસ્ચા મનઙ્હસ્ચા
યયાઓ શ્યઓથ્નાઇશ અષેમ થ્રઓસ્તા અહુરા
તાંમ મોઇ દાંસ્તવાંમ દએનયાઇ ફ્રાવઓચા."

એટલે, હે મજદા! જ્યારે બુરો મને કીનાની નજરે જુએ, ત્યારે તું સિવાય બીજો આદર અને બેહેમન ની મને અને મારા લગતાઓ માટે પાસબાની કોણ આપશે? હે અહુરા! જે બેનાં કામોથી અષ ને રક્ષણ મલે છે. દીનને માટે તે ડાહાપણ મને તું જાહેર કર (હા ૪૬, ૭.)

**ખુલાસો.** આ મુજબ જરથોશ્ત અહુરમજદ આગલ અષ (દીન અને દુનિયાની વ્યવસ્થા) ના રક્ષક તરીકે ઉપલી બે શકિતઓની પનાહ શોધે છે. તેમાં અહુરમજદ પાસે કોઇ એક કીનેવર બુરાની દ્રષ્ટિથી પોતાનો અને પોતાના હમશરીકોનો બચાવ શોધતાં આ બે શકિતઓનાં કાર્યો (કુદરતી ક્રિયા) થી અષ નું રક્ષણ થતું જણાવે છે અને સેવટે દીનનું ડહાપણ મેલવવાની આરજુ રાખે છે. હ્યાં જરથોશ્ત અષને ખાતર જે બુરાથી બચાવ શોધે છે, તે ગનામીનો છે, અને તેની કીનાખોર વલણુથી રક્ષણ મેલવવા બેહેમન અને આદરની સહાયતા માંગે છે.

હવે આ બે શકિતઓ શું છે? અને આ બનાવ શું દેખાડે છે? આપણે જાણુતા નથી, આપણુને જણાવવામાં આવ્યું નથી કે આ બનાવનો ખરો ભેદ શો છે? આપણે જોઇશું કે જ્યાં જ્યાં બદીના સરદાર ગનામીનોએ દખલ કીધી છે, ત્યાં ત્યાં આ શકિતઓએ પોતાનું પ્રબલ પુરું પાડયું છે. પેહેલું જગત ઉત્પતિમાં, બીજું નવા મહજબના ફેલાવામાં અને ત્રીજું શાહ જમશેદની પડતી પછી દેશની કીર્તિની જાલવણીના બનાવોમાં તેઓએ બળવાન હિસ્સો આપ્યો હતો,

**ફ્રેવર્દીન યશ્ત.**

આ યશ્તમાં એક ઘણું અગત્યનું વાક્ય મલે છે. તેમાં **સપેનામીનો** અને **ગનામીનો** બંન્ને દુનિયાની પેદાયશ બનાવે છે અને જગત ઉત્પત્તિની શરૂઆતના આ બનાવમાં **બેહમન** અને **આદરને** આપણે આ મુજબ ભાગ લેતા જોઇએ છીએ.

**" યતલિલશ્ત અફ્રેો મઇન્યુશ દાહીમ અષહે વન્ઘેહુઉશ,**
**અંતરે પઈરિ-અવાતેમ વોહુચ મનો આતર્શચ."**

એટલે, જ્યારે **ગનામીનો** ભલી **અષની** પેદાયશમાં દાખલ થયો, ત્યારે **બેહમન** અને **આદર** બંન્ને વચ્ચે ગયા (ફ૦ ૭૬)

**ખુલાસો.**

ત્યાં ભલી **અષ** ની પેદાયશ ( જગત ઉત્પત્તિની વ્યવસ્થા ) માં જ્યારે ગનામીનો દાખલ કરેછે ત્યારે તેમાં **બેહુમન** ( અહુરમજદનું મનોબળ ) અને **આદર** ( ગરમી અને રોશની તત્વ ) ની ત્યાં આપણે દર્મિયાંનગીરી જોઇએ છીએ અને તેઓની કુમકથી અશોની **ફ્રવશીઓ** બુરા ગનામીનોની ખરાબીઓને તોડી નાંખે છે, જેથી તે બુરો પાણીના વેહેવાને અને ઝાડપાનોના ઉગવાને અટકાવી શકતો નથી અને તુરતજ પાણી વેહેતાં થાય છે અને ઝાડપાનો ઉગવા માંડે છે. (ફ૦ ૭૬-૭૮.) ત્યારે **બેહુમન** અને **આદર** એ બંન્નેનું કુદરતી કાર્ય ત્યાં ખુલ્લું થાય છે અને તે જગત ઉત્પત્તિની શરૂઆતમાં **શેરની ગરમીનાં સાધન** તરીકે **આતશે** અને ઇશ્વરી ડાહાપણનાં સ્વરૂપ તરીકે **બેહુમને** આપેલા હિસ્સાની યાદ આપે છે. કુદરતનું કાર્ય જે દુનિયાની શરૂઆતની વ્યવસ્થામાં ગનામીનોની દખલથી ઉત્પન્ન થતી અવ્યવસ્થા દુર કરી જાનદારોને જીવનશક્તિ પુરી પાડનારાં સઘલાં સુખ સાધનોને ઊધરભાવ આપવા, તેઓને વ્યવસ્થાસર ગોઠવવા અને ગતિ આપવાનું હતું તે આ બે શક્તિઓએ બજાવ્યું હતું.

**આદર ઇજદ અને જાલીમ ઝોહાક.**

**જમ્યાદ યસ્ત** માં **કયાની ખુરેહ** ની બાબદ આવે છે અને તેમાં તે મેલવવા **સપેનામીનો** અને **ગનામીનો** વચ્ચેના ઝગડાનું વર્ણન મલે છે. પેહેલો **બેહુમન, અહીએહેસ્ત** અને **આદર ઇજદ** ને અને બીજો **અકોમન** અને **એશમ** દેવોને તથા **ઝોહાક** અને સ્પિત્યુર ને પોતપોતાના કાસદો તરીકે છોડે છે. હવે ત્યાં પેલાં ક્યાંની નુરને મેલવવા **આદર** અને **ઝોહાક** વચ્ચે જંગ શરૂ થાય છે. **આદર** અને **ખુરેહ** બે જુદી શક્તિઓ નથી પણ આતશ ખુદ ખુરેહનુંજ પ્રગટ રૂપ છે

અને તેની પાસેથી ખુરેહ ખુંચવી લેવા ઝોહાક બળ વાપરે છે. તેને ધારણ કરવા એકવાર ઝોહાક જોકે ફાવી જાય છે, પણ આખરે આદર ઇજદ તેની પાસેથી તે છીનવી લેવાને શકિતવાન થાય છે. હવે પેલું ખુરેહ ઝરે વર્કશ સમુદ્રમાં રક્ષણ મેલવે છે અને **અપાંમ નપાત** જે પાણી અને ગરમીનું મૂળ બીજ છે તે પેલાં નુરને સંઘેરી રાખે છે ( ફ૦ ૪૬-૫૨. )

**આ વર્ણન શું દેખાડે છે?**

આ એક જુની ઇરાની તવારીખના બનાવનો આપણને ખરો ખ્યાલ આપે છે અને તે **શાહ જમશેદ** ની જીંદગીનો એક દુખી બનાવ છે. તેમાં જમશેદની પડતી અને તેનાં સુખી રાજ્યની ઉઠલપાઠલના એક ખરા તવારીખી બનાવોની સચ્ચાઇનું ત્યાં અલંકારીક વર્ણન થયલું મલે છે. એમાં ક્યાની ખુરેહ અગત્યનો ભાગ ભજવે છે અને ખુરેહનો અર્થ બાદશાહી દબદબો, પ્રબલ પ્રતાપ અને મહાન કીર્તિ થાય છે. આ વર્ણન મુજબ જ્યારે જમશેદ પોતાનું ક્યાની ખુરેહ ખોહી બેસે છે ત્યારે તે મેલવવા, બીજા બોલોમાં જમશેદ જેવો પ્રતાપી નીવડવા ઝોહાક તલબગાર થાય છે. આ વેળા આદર અને ઝોહાક વચ્ચેના ઝગડામાં એકવાર ઝોહાકને ફત્તેહમંદ ઉતરતો આપણે જોઇએ છીએ. આ બીના જમશેદની બુલંદ કીર્તિ ઝોહાકે છીણવી તેનાં તાજો તખ્તનો ધણી થવા, તેની ઝળકતી કારકીર્દીનો અંત લાવવા અને તેનાજ ખુની ભાઇ **સ્પિત્યુર** ના હાથથી તેનું ખુન રેડાવવાના દુખી બનાવની યાદ આપે છે. બીજા હાથપર આખરે ઝોહાકના હાથમાંથી આદર ઇજદ પેલું ખુરેહ છીણવી લેવાને શકિતવાન થાય છે, તે બીના ફતેહમંદ **ફરેદુને** ઝોહાકની જુલ્મી ગુસરીમાંથી ઇરાની આલમને છોડવવા, બાપીકાં તાજો તખ્ત પોતાને સ્વાધીન લેવા અને દેશની કીર્તી જાલવવાના બનાવની સુખી યાદ આપે છે. ત્યાં દેશના બચાવ અને તેની કાર્તિની જાલવણીમાં **બોહુમન** અને **આદરને** આપણે ભાગ લેતા જોઇએ છીએ, તેમાં **અદીબેહેરત** જે આદરનોજ હમકાર છે તેની શામેલગીરી મલે છે અને ત્યાં તે દેશ અને દુનિયાની સર્વોત્તમ વ્યવસ્થા જાલવનારી શકિત તરીકે કામ કરે છે.

**ખુદાઇ ડાહાપણ.**

કુદરતમાં કાર્ય કરતી **બોહુમન** (ડાહાપણ, ઇશ્વિરી બળ) અને **આદર** (ખુરેહ) ની જોડ શકિતએ શરૂઆતની જગત ઉત્પત્તિમાં આપેલા હીસ્સાની ત્યાં બીજી વધારે દલીલ કરીશું અને તેમાં આપણે આ શકિતઓની વધારે સારી પિછાંણને પામીશું. **અહુરમજદ યશ્તમાં છ અમશાસ્પંદોની** પેદાયશનું બયાંન થયું છે અને તેમાં આ પેહેલે દરજ્જેની પેદાયશ

પેદા કરવાની શહાદત તરીકે, હાડમંદ દુનિયા પેદા કરવાની પોતાની એક બળવાંન શકિતના થયલા ઉપયોગથી જરથોસ્તને વાકેફ કરતાં અહુરમજદ કહે છે કે,

" વએથાચ તત્ચ કથચ આઇ અશાઉમ જરથુશ્ત્ર
મન ખ્રથ્વાચ ચિસ્તીચ યાઇશ આ અંહુશ
પઓઉરૂયો બવત-યથાચ અંહત અપેમ અંહુશ."

એટલે, અએ અશો જરથોસ્ત ! તું જાણ, તે કેમ ? મારી ખ્રથ્વ ( અકકલ ( અને ચિસ્ત ( ડાહાપણુ ) થી દુનિયા શરૂ થઇ હતી અને સૌથી આખરે દુનિયા તેમજ થશે.*

ઉપલા ફકરાના **મારાં ડાહાપણ અને અકકલ** એ શબ્દો ઘણા અગત્યના છે અને તેઓ આપણને ખુદાની સર્વ શક્તિના ઉંચા ખ્યાલનો નવોજ ખોરાક પુરો પાડે છે. હ્યાંથી એ બાબદતું આપણને જ્ઞાન થાય છે. પેહેલું, દુનિયા પેદા પડવાના મહાન બનાવમાં અહુરમજદનું મહાન મનોબળ કામે લાગું હતું અને બીજું, કયામતન આખર વખતે બી એજ મહાબળ કામે લાગશે. જરથોસ્તી મજહબનાં શિક્ષણ મુજબ દુનિયાની ઉત્પત્તિ અનિયમીત સંજોગો કે કોઇ કાંટાબાજ કુદરતનું પરિણામ નથી, પણ તેમાં અવ્વલ અને આખર અહુરમજદનું ડાહાપણ નિયમીત કાર્ય કરે છે. દુનીયાની શરૂઆત જેમ તેનાં ડાહાપણનું પરિણામ હતું, તેમજ તેને નવેસરથી તાજગી બખશવાના બનાવમાંબી એજ ઇશ્વરી ડાહાપણના ઉપયોગ તરફ મજકુર કલામ આપણું ધેઆન ખેંચે છે. ત્યારે **ફરવરદીન યશ્ત** મુજબ શરૂઆતની જગત ઉત્પત્તિનાં સંકટોના બળવાન બચાવમાં જે જોડ શક્તિ કામે લાગી હતી તેમાં એક **બેહેમન** હતી, અને તે કોઇજ નહીં પણ **અહુરમજદ યશ્ત** મુજબ પેલુંજ **ઈશ્વરી ડાહાપણ** ( ભલું મન ) છે. જરથોસ્તી ખુદા **અહુરમજદ** નો અર્થજ **મહાજ્ઞાની સાહેબ** છે અને એજ ઇશ્વરી સર્વજ્ઞ શક્તિ તમામ વિશ્વમંડળમાં કાર્ય કરે છે. **હવે બેહેમનની** જોડ શક્તિ **આદરઇજદ** સાથે ઝોહાકે ઝગડો જગાડયો હતો અને તેની પાસેથી કયાની ખુરેહ મેલવવાની તલબ કીધી હતી. ત્યારે તે ખુરેહ આદર ઇજદનુંજ સ્વરૂપ છે અને **આતશ નિયાયશના** " **આથ્રો અહુરહે મજદાઓ પુથ્ર** " વાલા ભાગમાં

* હયાં દુનિયાની શરૂયાત અને સેવટ માટે જે બે વાકયો મલે છે, તે ગાથાનાં લખાંણમાંથી અને બે જુદે ઠેકાણેથી અનામત લેવામાં આવ્યાં છે અને ત્યાં તેઓ બે જુદી મતલબે વપરાયાંછે ( હા ૨૮, ૧૧ તથા ૩૦, ૪ ).

આતશ સાથે તેનો નિકટ સંબંધ જોડાયલો મલે છે. હવે આપણે જોઇશું કે, પેલું ઇશ્વરી ડાહાપણ જગતના સંબંધમાં જે કાર્ય કરી રહ્યું છે તેવું કોઇ બળ શું કયાની ખુરેહ ધરાવે છે ?

**જમ્યાદ યશતમાં** કયાની ખુરેહને ખુદ અહુરમજદની બળવાન શક્તિ તરીકે ઓલખાવી છે, અને તેમાં એજ શક્તિને ઉપયોગમાં લેઇ આ

**કયાની ખુરેહ.** જગતને આબાદ અને તુરમંદ બનાવેલી કહી છે.

**'યત અસ્તિ અહુરહે મજદાઓ'**
**યથ દામાંન દથત અહુરો મજદાઓ."**

એટલે, જે ( ખુરેહ ) અહુર મજદનું છે, જેથી અહુરમજદે પેદાયશો બનાવી ( ફ૦ ૧૦ ) વળી એજ શકિત મારફતે દુનિયાને સેવટની તાજગી અને અમર્ગી બખશવા જણાવ્યું છે ( ફ૦ ૧૧-૧૨ ). આ મુજબ કયાની ખુરેહ ખુદ ઇશ્વરી શક્તિ છે, તે એક ઇશ્વરી બળ છે, અને જે ઇશ્વરી ડાહાપણ જગત પ્રગટ થવા અને તેને નવાં સ્વરૂપમાં ફેરવવાનું બળ ધરાવે છે, તેજ બળ કયાની ખુરેહને ધરાવતું ત્યાં આપણે જોઇએ છીએ. ત્યાં બેઊ શક્તિનાં કાર્ય અને બળ બે જુદાં નહીં પણ એકનાં એક છે અને તેઓ જુદી જુદી દિશાએ પોતાનું બળ પુરૂં પાડે છે. ત્યારે દુનિયાની ઉત્પત્ત અને બીજા મહાન બનાવોમાં કામે લાગેલી શક્તિ **બેહેમન** કોઇજ નહી પણ મહાન ઇશ્વરી ડાહાપણ છે અને **આદર** ખુદાઇ ખુરેહ ( ગરમી અને રોશ્નીની તત્વ)નું પ્રગટ રૂપ છે. આ તેજ જોડ શક્તિ છે કે જેણું જગત ઉત્પત્તિમાં ખલલ, દેશમાં બખેડા અને નવા મજહબનાં સંકટોના બનાવોમાં તેના સૌથી બળવાન હરીફ **ગનામીનો** સામે એકત્ર બચાવ કીધો હતો, એટલુંજ નહીં પણ દુનિયાને નવેસરથી સમારવાના સેવટના બનાવમાંથી એજ શકતી પેલા બળવાન હરીફ ગનામીનો અને તેના હમશરીકોને એકત્ર રહીને સેવટની હાર આપવામાં સામર્થવાન થશે (૫૦ જ૦ ફ૦ ૯૬). આ મુજબ દીન, દેશ અને દુનિયાની વ્યવસ્થા જાલવવામાં ઇશ્વરી ડાહાપણ (બેહેમન) સાથે ઇશ્વરી તેજ (આદર, ખુરેહ) એકત્ર ક્રિયા કરે છે. અને આખર વખતેબી રોશ્ની-ગરમીના સાધન તરીકે એજ એકત્ર શક્તિતો બળવાન હાથ કુદરતમાં કામે લાગી તે ફત્તેહમંદી સાથ પાર પાડવાને શક્તિવાન થશે.

ગાથાના મથાળે ટાંકેલા શ્લોકમાં અશો જરથોસ્ત અષ ને રક્ષણ આપવા બેહેમન અને આદર એ બે મુવક્કેલ શક્તીઓની નવી દીનના ફેલાવામાં અહુરમજદની પનાહ શોધે છે. આપણે જોયું છે કે આ બે બળવાન શક્તીઓએ જુદી જુદી દિશાએ પોતાનું બળ પુરૂં પાડયું છે અને તેઓમાંનું એક નવી દીનના ફેલાવામાં છે. તેમાં આ શ્લોકની જે તળીએની મકસદ ઉઠાડવામાં આવી છે તેને મજકુર પહલવી કેતાબમાં જોકે જુદા આકારમાં સમજાવવામાં આવી છે, તોપણ તેની ગર્ભિત મતલબ નવી દીનના ફેલાવાની છે. ત્યાં જરથોસ્તી દીન કબુલ કરવા અને તેનો ફેલાવો કરવા આ ઇજદ—અમશાસ્પંદને અહુરમજદ ગુસ્તાસ્પ તરફ ગોયા પેગાંમીઓ તરીકે રવાના કરે છે અને તેઓ સાથે અર્દીબેહેસ્તની શામેલગીરી નસે છે. તેઓ ગુસ્તાસ્પની દરબારમાં દેખાવ દે છે અને આ અદભુત દેખાવથી ગુસ્તાસ્પ અને તેના દરબારીઓ જ્યારે ધાસ્તી ખાઈ જાય છે ત્યારે બાદશાહને તેઓ સધ્યારો આપે છે. તેઓ નવી દીન કેવી ભલી છે તેની ખાતરી આપે છે અને તેને કબુલ કરવા તથા તેનો ફેલાવો કરવાની સીફારસ કરે છે. વળી તેઓ બાદશાહને એક હાથપર ધાસ્તી અને બીજા હાથપર આશા અને ઉમેદો આપે છે અને આખરે ગુસ્તાસ્પ નવી દીનનો દસ્તગીર થાય છે ( બાબ ૭ ફ૦ ૭૪–૮૨, કર્ત્તા દસ્તુર દા૦ પે૦ સંજાણા બી૦ એ૦).

**દીની કદ.**

આ અજાયબ વર્ણન તેના મહાન દસ્તુરે ગાથાનો મજકુર શ્લોકને સંબોધીને બેશક કીધું છે, તોપણ તેમાં તેને જે રૂપ આપ્યું છે તે આગલા જમાનાના દસ્તુર સાહેબોની દીનનાં લખાણોની જુની એક રૂઢી છે. તેની અંદરની મકસદ નવી દીનના ફેલાવામાં **બેહેમન** ( અહુરમજનાં ડાહાપણ ), **અર્દીબેહેસ્ત** ( દીનના કાયદા તથા તેની વ્યવસ્થા ) અને **આદર** (ગરમી–રોસ્ની, અકસર દીનના એલમની રોસ્ની) ની મુવક્કેલ શક્તીઓ અને સાધનોએ આપેલા બળવાન હિસ્સાની યાદગીરી આપે છે.



## ૨૨—"કયાની ખુરેહ,"
## પુરાતન તવારીખના થોડા બનાવો.

---

**જમ્યાદ યશ્ત**માં નીચલું વાક્ય મલે છે.

**" યત ઇસત મઇર્યો તુર્યો ફ્રંઘ્રસે જરયંગ્હો વોઉરૂ-કષહે. "**

એટલે, ઘાટકી તુરાની અફ્રાસ્યાબે કયાની ખુરેહને વોઉરૂકશ સમુદ્રમાં શોધ્યું (ક. ૫૬).

**જમ્યાદ યશ્ત**માં કયાની ખુરેહ મેલવવા **ઝોહાક** અને **આદર** ઇઝદ વચ્ચેનાં ઝગડાના અલંકારીક વર્ણનમાં શાહ **જમશેદ**ની પડતીના એક કરૂણારસીક તવારીખનો બનાવ વર્ણવેલો આપણે જોયો છે અને એજ યશ્તમાં એજ ખુરેહના સંબંધમાં બનેલા એવાજ બીજા ઇરાની તવારીખના બનાવોનું અલંકારીક વર્ણન મલે છે. આ તવારીખી બનાવ તુરાનના બાદશાહ **અફ્રાસ્યાબ** સાથે સંબંધ ધરાવે છે, તે ઇરાન દેશ ઉપર વારંવાર હુમલાઓ લાવ્યો હતો અને તેને પાયમાલ કરવા તથા દેશનો ધણી થવા ચાહતો હતો. વળી આપણે જોઇશું કે તવારીખના આ બનાવો સાથે ત્યાં પેદાયશ ઉત્પત્તિના કુદરતી બનાવોને એકજ વળાંમાં ગુંથી લેવામાં આવ્યા છે, માટે તેઓને તેનાં ખરાં સ્વરૂપમાં છુટાં પાડી દેખાડવાની નમળી કોશેશ કરીશું.

**ઝોહાક અને અફ્રાસ્યાબ.**

આ બંન્ને બળવાન બાદશાહો ઇરાન દેશના શત્રુઓ હતા અને બંન્નેએ કયાની ખુરેહ મેલવવામાં રાખેલી ઇંતેજારી અને કીધેલી તલબગારીનું એક સરખું વર્ણન થયલું મલે છે. બેબીલોનના પરદેશી બાદશાહ ઝોહાકે પ્રતાપી પાદશાહ જમશેદ ઉપર જીત મેલવીને ઇરાનવેજ મુલકનો એકવાર ધણી થયો હતો અને તેણે જીતાયલી પ્રજા ઉપર ઘણો કેહેર વરસાવ્યો હતો. તેણે જમશેદના હાથે આબાદીની ઉંચી શીખરે પોહોચેલી આર્ય સલતનતને સરગરદાંન અને પરેશાંન કરવા ચાહ્યું હતું, પણ તે પોતાની મુરાદમાં નિષ્ફળ થયો હતો. તે દેશની પાયમાલી ચાહતો હતો, તોપણ અવસ્તામાં તેને '**અષ-અઓજંઘ**' એટલે, પુરો તેજસ્વી જાહેર કીધો છે. અવસ્તાનું આ વિશેષણ સંસ્કૃત '**ओजस**' શબ્દ સાથે મલેછે અને તેનો એક અર્થ તેજસ્વી થાય છે. આ મુજબ ઝોહાક જોકે સ્વદેશનો શત્રુ હતો તોપણ અવસ્તાના હોકમાઓએ તેની એકલી ખાંમીજ દેખાડી નથી પણ તે સાથે તેની ખુબી દર્શાવવાનું ઉદાર દિલ દેખાડયું છે, અને તેમાં અવસ્તાના લખાણના એક

મહાન સચ્ચાઇ જાહેર થય છે. આ મુજબ ઝોહાક જોકે બાદશાહી તેજ ધરાવતો હતો તોપણ તે કયાની ખુરેહ મેલવવા તલબગાર થયો હતો. તે મેલવવા તેણે જોકે આદર ઇજદ (ખુરેહનાં સ્વરૂપ) સાથે જંગ મચાવ્યું હતું તોપણ તેના હાથથી બચી જવા પેલું ખુરેહ જરેવરકશ (પાણી તત્વ)માં રક્ષણ મેલવે છે અને **'અપાંમ નપાત'** (પાણીની મુવક્કેલ શકતી) તેને સંગેરી રાખે છે (ક. ૮) આ વરણનને સંબોધીને હવે આપણો મુળ સવાલ હાથ ધરીશું.

**અફ્રાસ્યાબ.**

હવે દેશનો આ બીજો મોટો શત્રુ ઉભો થાય છે અને તેણે ઝોહાક મિસાલ દેશને પાયામાલ કરવાનો ઇરાદો રાખ્યો હતો. તેણે જોકે ઇરાની બાદશાહોના જુદા જુદા અંમલમાં દેશને ઘણી હાંણી પોહોચાંડી હતી, તોપણ અવસ્તાના મહાન કર્તાઓએ તેને **'અષ-વરેચઙહ'** (સંસ્કૃત **વર્ચસ**) એટલે પુરો તેજસ્વી જાહેર કીધો છે અને તેના દુગુણો સાથે તેની મોટાઇ તથા તેના દબદબા અને દરજ્જાની સચ્ચાઇ છુપાવી નથી. આ મુજબ તે જોકે બાદશાહી તેજ ધરાવતો હતો, તોપણ તેણે ઝોહાક મિસાલ કયાની ખુરેહ મેલવવાની તલબ કીધી હતી. એટલુંજ નહી પણ આ કીર્તિના લોભી અફ્રાસ્યાબે ખુદ અશો જરથોસ્તનું સૌથી બળવંત ખુરેહ મેલવવા જીવ પટકીને જેહેમત ઉઠાવી હતી. આ માટે તેણે પેલાજ વોઉરૂકશ સમુદ્રમાં પરવરેશ થયલું આ કીર્તિવંત ખુરેહ મેલવવા અનેક ઉપાયો યોજ્યા હતા અને તે તરફ તેણે બારીક શોધખોલ ચલાવી હતી. તેની આ કોશેશ જોકે દેશની બદબખ્તી લાવવાની હતી, તોપણ તેમાં તે નિષ્ફળ થયો હતો અને તેના બદઇરાદાથી ઉલટુંજ પરિણામ નીપજ્યું હતું. તેની આ કોશેશનાં પરીણામ તરીકે દેશમાં **'હઓસ્રવઙહ,'** **'વઙહુજદાઓ'** અને **'અવજ દાન્વ'** નામના ત્રણ ફળદ્રુપ સરોવરો વેહતાં થયાં હતાં અને દેશની આબાદીમાં વધારો થયો હતો.

ઝોહાક અને અફ્રાસ્યાબ બન્ને જોકે બાદશાહી તેજ, દબદબો અને દરજ્જો ધરાવતા હતા, તોપણ તેઓ જ્યારે કયાની ખુરેહ મેલવવા તલબગાર થાય છે અને ઇન્તેજાર રહે છે, ત્યારે આ ખુરેહ કોઇ વધારે બળવંત અને વધારે કીર્તિવંત બેશક હોવું જોઇએ. આવતા લેખમાં આપણે ખાતરજમા કરીશું કે તે પુરા પ્રવિણ ગુરૂ વર્ગનું ખુરેહ હતું. તે અકસર ગુરૂ વર્ગનું ખુરેહ હોવાથી અફ્રાસ્યાબ ઇરાની દેશોના જન્મ પામેલાઓ સાથે જન્મ નહીં લીધેલાઓમાંના એક બેનમૂન શખ્સ તરીકે ખુદ જરથોસ્તનું નામ દે છે અને તેની સાથે આ ખુરેહની પિછાણ કરે છે. આ નામીચું

ખુરેહ મેલવવામાં જ્યારે તેને નિષ્ફળતાં મલે છે ત્યારે તે '**આવોય**' એટલે હાથ અફસોસ કરે છે. તે આ નાસેપાસીના આવેશમાં આવીને દેશની ખોરાક-પાણીની આબાદીનો નાશ કરવાની ધમકી આપે છે અને ઘણા ગુસ્સા અને જુસ્સા સાથે બોલે છે કે, '**નોઇત ખરેનો પઇરી અપઓમ .. યચિત અશઓનો જર-થુસ્ત્રાહે**' એટલે, પેલું જ અશો જરથોસ્તનું ખુરેહ હું મેલવી શકયો નહી (ક૦ ૯). પાછલથી આ બળવંત ખુરેહ અશો જરથોસ્ત ઉપર વારેદ થાય છે અને તેના પ્રબળ પ્રતાપે પોતાની કીર્તિવંત કારકીર્દીની ઉંચે ટોંચે પુગીને તેઓ ઇરાની આલમ વચ્ચે સરખાંમણી કરી નહી શકાય એવા મહાન પેગાંમ્બર નીવડે છે (ક૦ ૧૩).

**પેદાયશ ઉત્પત્તિના બનાવો.**

અવસ્તાનાં મજકુર બયાનમાં જે જાણવાજેગ રહસ્ય સમાયલું છે તે વિષે હ્યાં થોડા વીચાર કરીશું. ઝોહાક જે સ્વદેશનો શત્રુ હતો તે આદર ઇજદ જે ખુદ કયાની ખુરેહનું એક સુંદર સ્વરૂપ છે તે તેનીપાસે જબરતીથી છીનવી લેવા જ્યારે બળ વાપરે છે ત્યારે તે ઇરાનીઓની કીર્તિ લુટી લેવા, અકસર **જમશેદ** જેવો નામવર નીવડવાની-ઉમેદ રાખે છે. બીજુ, તેના આબાદ દેશની કીર્તિ લુટીને ત્યાં જ્યારે તે પાયમાલી પાંથરવા માગે છે ત્યારે પેલું ખુરેહ દેશની કીર્તિ જાલવવા અને આબાદાની પાછી લાવવા સમુદ્ર (પાણીતત્વ)માં રક્ષણ મેલવે છે અને 'અપાંમ નપાત' (પાણીના મુવક્કેલ) તેને સંગેરી રાખે છે, હ્યા પેદાયશ ઉત્પત્તિના કુદરતી બનાવનો ઇશારો હોવાનું હું સમજું છું. સબબ આ બનાવમાં જે ઇજદી શક્તીને ભાગ લેતી જણાવી છે તેને તુરતજ '**યો નેરેઉશ દથ**' અને '**યો નેરેઉશ તતષ**' એટલે, માણસોને જન્મ આપનાર અને તેનો **ઘાટ ઘડનાર** તરીકે ઓલ-ખાવી છે (બ૦ ફ૦ ૫૨). ત્યારે હ્યાં ખુરેહ એટલે ગરમી ગરમી તત્વનું પાણીમાં અલેપ થવાનાં અને પાણીની ઇજદી શક્તીએ તેને રક્ષણ આપવાના આ માર્મિક લખાણમાં ભવિષ્યની પેદાયશ ઉત્પત્તિમાં ગરમી, રોશની અને પ્રવાહી તત્વોએ પોતાનો હિસ્સો આપવાના કુદરતી બનાવનો ઇશારો છે અને તે જરથોસ્તને ભવિષ્યમાં પેદા પડવાનો મહાન બનાવ છે. એનો બીજો જે સબળ સબબ છે તે પાછલથી **અફ્રાસ્યાબ** પેલાજ સમુદ્ર તરફ અને એજ **ખુરેહ** મેલવવા ભારે જુસ્તેજુ ચલાવે છે અને જરથોસ્તનાં જન્મ પેહલાં તેમનું આ સૌથી બુલંદ **ખુરેહ** મેલવવા તે ત્રણ ત્રણ મરતબે પ્રબળ પ્રયત્ન કરે છે, પણ જરથોસ્ત જેવો નામીચો નીવડવાના અને જરથોસ્ત મિસાલ પાદશાહ અને પેગાંમ્બરના બંન્ને મહાન અધિકારો સાથે સાથે ભોગવવાના

તેના દરેક લોભી પ્રયત્નો નિષ્ફળ જાય છે. સેવટે આ ખુરેહ જરથોસ્ત ઉપર નઝલ થાય છે અને તેઓ ઇરાની આલમના 'અહુ' ( Temoral Lord ) અને 'રતુ' ( Spiritual Master ) નું અવસ્તાના આખાં સાહિત્યમાં ઇરાંની આલમ વચ્ચે કોઇએ બી નહી મેલવેલું મહાન પદ પામે છે.

અવસ્તામાં કુદરતી બનાવોના આ બયાનનાં વળાંમાં જે બીજા બનાવો ગુંઠી લેવામાં આવ્યા છે તે તવારીખને લગતા બનાવો છે.

**તવારીખના બનાવો.** આગલા લેખમાં કયાની ખુરેહ હાંસેલ કરવાનાં આદર ઇજદ સાથનાં ઝોહાકની લડતનાં બયાનમાં જમશેદની પડતી સાથે દેશની બદબખ્તીના દુખી બનાવની યાદ અને ફરેદુનની ફતેહમાં દેશની કીર્તિ પાછી તાજી થવાની સુખી યાદના બનાવો આપણે જોયા હતા. હવે મજકુર વર્ણનમાં પાછલથી એજ કયાની ખુરેહ મેલવવાની અફ્રાસ્યાબની કોશેશો સાથે એવાજ કેટલાક તવારીખના બનાવો જોડાયલા દેખાડવાની કોશેશ કરીશું. અફ્રાસ્યાબ ત્રણ ત્રણ મરતબે કયાની ખુરેહ મેલવવા જે જેહેમત ઉઠાવે છે, તે ઇરાનનું રાજ્ય મેળવવા, દેશ અને દેશના ધર્મની કીર્તિ લુટવા અને તેને પાયમાલ કરવાની તેની જીવતોડ કોશેશ છે અને તે બીના ઇરાન ઉપરના તેના વારંવારના નાશકારક હુમલાઓના તવારીખના બનાવોની આબાદ યાદ આપે છે. તેણે એવી પેહેલી કોશેશ પહલવી **જરથોશત નામે** મુજબ **શાહ મીનોચેહેર** ના અમલમાં કીધી હતી. પુરાતન ઇરાનીઓનો પેશો ખેતીવાડી અને બાગબાની હતો અને તેજ તેઓના નિર્વાહનું એકલું સાધન હતું. આ જુના અને સાદા જમાનામાં તેઓની મુખ્ય ખેતી જવ, ઘઉં અને ઘાસચારો હતી. ત્યાં કહે છે કે અફ્રાસ્યાબે પાણી જે દેશ ( ખેડુત પ્રજા ) ની આબાદીનું મુળ છે તેને દુર કરવા અને દેશમાં પાણીની ટીપણી લાવી સંકટ ફેલાવવાની કોશેશો કીધી હતી, પણ **સપંદારમદે** એક કન્યાના રૂપે આવીને તેને પાણી પાછું આપ્યું હતું. કહે છે કે જરથોસ્ત પુર્સેશ પાસોખમાં પોંહોચ્યા તેની ૬૨૮ વર્ષ આગમજ આ બનાવ બન્યો હતો. વળી પહલવી દીનીકર્દ મુજબ આ બનાવ **ઉજુબે તુમાસ્પ** ના રાજ્યમાં બન્યો હતો. (વૉ૦ ૭ ફ૦ ૩૧) **શાહનામે** મુજબ બીજી મરતબે તેણે **નવદરશાહ** ને કતલ કરીને તે ઇરાનના તખ્તનો ધણી થઇ બેઠો હતો અને ત્રીજી મરતબે તેણે માજનદરાંન પ્રાંતમાં કયાની પાદશાહ **કએકાઉશ** ની બતંગ હાલત તથા તેની ગેરહાજરીનો લાભ લેઇ કેટલાંક વર્ષો સુધી ઇરાનમાં રાજ્ય ભોગવ્યું હતું. આ મુજબ ત્રણ ત્રણ વારની તેને મલલી આ ટકને તેણે ગેરલાભ લીધો હતો અને દેશની આબાદી તથા સુખશાંતિનો

નાશ કરવા સરોવરના પાણીના માર્ગો ફેરવી તેને જરેવર્ફશમાં ખાલી કરવાની તેણે નિષ્ફળ કોશેશો કીધી હતી. તે પોતાની આ મહાન યોજનામાં ફતેહમંદ ઉતરયો નહી હતો અને ત્રણ ત્રણ વારની તેની આ હીકમતી ઇજનેરી કળાનાં ફળ તરીકે ઇરાન દેશને ત્રણ ત્રણ સરોવરોનો સંગીન લાભ મલ્યો હતો. અને દેશની આબાદાની અને ફળદ્રુપતામાં વધારો થયો હતો. આ મુજબ દેશનાં આ બન્ને બળવાન શત્રુ બાદશાહોની નેમ એકસરખી હતી. એક દેશને વેરાન કરવાની અને બીજી ઇરાનીઓની કીર્તિ છીણવી લેવાની હતી. તેઓ ઇરાંનીઓ જેવા કીર્તિવંત ગણાવા ઉમેદવાર હતા, પણ આખરે તેઓ પોતાની મુરાદમાં નિષ્ફળ થયા હતા.

**અર્દશીરે બાબકાંન અને અર્દવાંન.**

અવસ્તાનાં લખાણોમાં કયાની ખુરેહ સાથ જોડાયલા તવારીખના કેટલાક બનાવોના વર્ણનોથી આપણે વાકેફ થયા છીએ અને એવાજ એક રાજદ્વારી મોટા ફેરફારમાં એજ ખુરેહે આપેલા બળવાન હિસ્સાનું એક પહલવી કેતાબમાં જે વર્ણન મલે છે તે અવસ્તાનાં મજકુર વર્ણનોની આપણને આબાદ યાદ આપે છે. તે પાર્થિયન પાદશાહાતની પડતીના અને પાર્સી પાદશાહાત બરપા થવાના મહાન બનાવો સાથ સંબંધ ધરાવે છે. તે પાર્થિયન પાદશાહ **અર્દવાંન** અને પારસી પાદશાહ નામવર **અર્દશીરે બાબકાંન** વચ્ચે બનેલો એક કરૂણારસીક બનાવ છે. અર્દશીર જ્યારે વરસ પંદરનો નવ જવાન હતો ત્યારે તેને અર્દવાને પોતાની પનાહ હેઠળ લીધો હતો. એક વેળા શિકારગાહમાં અર્દશીરને હાથે થયલા ગોરખરના શિકારનો એક શાહજાદાએ દાવો કીધો, પણ બહાદુર અર્દશીરે બાહિમ્મત તેનો દાવો ખોટો જાહેર કીધો. આથી અર્દવાનની તેની પર ઇતરાજી થઈ અને તેને ઘોડાના તબેલાની રખેવાલીનું હલકું કામ સોપ્યું. આ બનાવથી અર્દશીર નારાજ થયો હતો. એક વેળા બાદશાહની બાહેશથી દરબારના નજુમી દસ્તુરે નજુમ જોઈ અને વરતારો કાઢી પાદશાહને તેની પાદશાહીની પડતીનું ભવિષ જણાવતાં કહ્યું કે, ત્રણ દિવસમાં તેનો એક ખીદમતગાર તેની પનાહમાંથી નાહાસી જશે, તેની ઉપર **કયાની બાદશાહી ખુરેહ** ઉતરશે અને તે દેશનો એક બળવાન બાદશાહ થશે. આ ભવિષ્યવાણીથી બાદશાહની એક માનીતી બાનુ **ગુલનારે** અર્દશીરને વાકેફ કીધો અને બંનેએ તેનો લાભ લેવાનો નિશ્ચય કીધો. ઠરાવ મુજબ તેઓ બંન્ને બે ઘોડા ઉપર સ્વાર થઇ રાતોરાત નાહાસે છે અને અર્દવાન તેઓની પુઠ પકડે છે. રસ્તામાં ગામડીઆઓથી તેને ખબર મલે છે કે, બામદાદમાં બે ઘોડે સ્વારોને વંટોલ્યા વેગે જતા તેઓએ જોયા હતા અને તેઓની

પાછલ એક દબદબા ભરેલુ **ગરૂડ પક્ષિ** ઉડતું હતું. આ ગરૂડ પક્ષિનો ખુલાસો દસ્તુરને પુછતાં તેણે બાદશાહને વાકેફ કીધો કે, પેલું પક્ષિ એ **બાદશાહી ખુરેહ** છે અને તે હજુ અર્દેશીર ઉપર વારેદ થયું નથી, તેથી સેતાબ કુચ કરવી જોઇએ અને તેની ઉપર ખુરેહ નાઝલ થાય તે પેહેલાં તેને પકડવો જોઇએ. ત્યાંથી બીજી મંજલે કુચ દરમ્યાન મલેલી વંજારનાં માણસોને પુછપરછ કરતાં જણાવવામાં આવ્યું કે, એક સ્ત્રી અને એક મરદ ઘોડા દપતાવતા પવન વેગે જતાં હતાં અને મરદના ઘોડા ઉપર **એક પક્ષિ** બેઠેલું હતું. આ જવાબનો ભેદ પુછતાં દસ્તુરે બાદશાહને જણાવ્યું કે, પેલું **બાદશાહી ખુરેહ** અર્દેશીર ઉપર નાઝલ થયું છે, માટે હવે તેની પુઠ પકડાવી બેજા છે ( કારનામે અર્દેશીર બાબકાંન ).

આ વાર્તા મુજબ હ્યાં આપણે **કયાની ખુરેહ** ને દીન અને દેશની લુટાયલી કીર્તિની જાલવણીમાં આગેવાન ભાગ લેતું જોઇએ છીએ. તેની બરકકતથી ખુરેહમંદ અર્દેશીર બળવાન બાદશાહ અર્દવાન ઉપર ગાલેબ આવે છે અને બાપીકાં તાજે તખ્ત પોતાને સ્વાધીન લે છે. તે કોમ અને મજહબ એ બંન્નેમાં જમાનાની ગર્દેશથી આમેજ થયલાં બીગાડાનાં બીજો વીણી કાઢવાના પ્રબળ પ્રયાસો કરે છે અને હમકોમ તથા હમમજહબની મહાન સેવા બજાવે છે.



## ૨૩—"ગઓમેન્ત" અને "મધુમન્ત."

મરણના પેહેલા ત્રણ દિવસો ગોશ્ત ખાવું શું નારવા છે?

**વંદીદાદની** પરગરદ ૮ મીમાં નીચલું વાકય મલે છે.

**"વસો પસ્ચએત મજદયસ્ન અહે નમાનહે મ્યજદેમ દઇથ્યારેશ ગઓમૅન્તેમ મધુમન્તેમ યઓજદયાંન અનાસ્તરેતેમ હુમથ યથ પરચિત."**

**તર્જુમો**—"ત્યાર પછી મરજી મુજબ માજદયસ્નો તે ઘેરમાં **ગોશતનું** તથા **દારૂનું** ખાણું બનાવે તો, (તે તૈયાર કીધેલું ખાણું) અગાઉની માફક રીમન થયા વગર પવિત્ર ગણાય" (મર્હૂમ એ. કાંગા. ફ. ૨૨).

કોમી મતફેરીના આ સવાલમાં કોઇબી એક પક્ષ તરફ ઢગી પડવાની નબળાઇ આપણે દેખાડીશું નહી, પણ પક્ષાપક્ષીથી અલગ રેહેવાના નિશ્ચયને વળગી રહી સાચે સાચાં ધાર્મિક ફર્માનો શું છે તેજ દેખાડવાની કોશેષ કરીશું. ખરૂં છે કે તેઓમાં પાછલાં પહલવી, પાજંદ અને ફાર્સી લખાણો દીનનાં અસલ ફરમાનોને કયાં સુધી અનુમોદન આપે છે અને કયાંથી જુદાં પડી ગંભિર અનર્થો કરે છે તે બિનતઅસુબીએ સાફસાફ દેખાડવાની હું પવિત્ર ફરજ સમજું છું.

મથાલે ટાંકેલું અવસ્તાઇ વાકય મરણના નજદીકના પેહેલા ત્રણ દિવસના ગંભિર પ્રસંગ સાથ નિકટ સંબંધ ધરાવે છે. તેમાં એક મરનાર જરથોશતીની લાસને ઠેકાણે પાડયા પછી ઘરોમાં **મ્યજદ** નો પવિત્ર ખોરાક તૈયાર કરવા કહે છે અને તેમાં 'ગઓમૅન્ત' તથા 'મધુમન્ત' શબ્દો મરણના પહેલા ત્રણ દિવસોમાં ગોસ્ત નહી ખાવાના ચાલતા આવેલા અચોકસ રેવાજ તરફ આપણું લક્ષ ખેંચે છે.

**ગઓમૅન્ત અને મધુમન્ત.**

બાજુમાં દેખાડેલા શબ્દોના અર્થોના સંબંધમાં કોમના ભણેલા અને અર્ધભણેલા વર્ગ વચ્ચે મતફેર છે. પેહેલો તેઓનો અર્થ ભાષા શાસ્ત્રના આધારે ગોસ્તનો તથા દારૂનો કરે છે અને બીજો દુધનું પકવાન તથા મધનો કરે છે. બંન્ને એકેકથી જુદા પડે છે અને એક પુર્વ તો બીજો પશ્ચિમ છેડે જઇ ઉભો છે. પહેલો ગોસ્ત અને દારૂ રવા ગણે છે અને બીજો નારવા જણાવે છે. આપણે જોઇશું અને

ખાતરજમા કરીશું કે, જરથોસ્તી મજહબ **શાહી** કે **ગમો** ના કોઇપણ પ્રસંગે એક જરથોસ્તીને અમુકજ ખોરાક ફરજીઆત ખાવાની ફરજ પાડતો નથી, બલ્કે તેમાં તે આપણને ડાહાપણ ભરેલા મધ્યમ માર્ગ ઉપર મુકે છે. આ ભલો મજહબ કોમમાં રેવા અને નારવા વચ્ચેના નાહક બરપા કીધેલા મતફેરીના આ ઝગડાનો કેવળ એકજ શબ્દમાં મનમાનતો નિર્ણય કરે છે અને તે મથાલે મુકેલાં વાકયમાં દર્શાવેલો **અર્થસુચક** શબ્દ **વસો** છે.

**વસો.** હું ઘણા ભાર સાથ જણાવીશ કે, જરથોસ્તી ધર્મે માણસના ખોરાક જેવી બાબદને કોઇ ખાસ અગત્યતા આપી નથી, પણ તેમાં માણસની મરજીનું છુટાપણું બખશવામાં આવ્યું છે. કોમનો જે વર્ગ અવરતાને નામે અને ધર્મને બહાંણે ગોશ્ત ખાવુ નારવા જણાવે છે, તે કાંઇજ નહીં પણ મજહબનાં ખરાં જ્ઞાનની નાવાકેફી તથા તેઓની પારકી અને પરધર્મી ખોટે રસ્તે દોરવાયલી ભુલભરેલી લાગણીનું પરીણામ છે. મજકુર વાકયમાં લાસને અવ્વલ મંજલ પોંહોંચાડવા પછી 'ગઓમૅન્ત' અને 'મધુમન્ત' નો ખોરાક તૈયાર કરવા કહે છે, તે એ જોઇએ તો ગોસ્ત અને દારૂના ખોરાક-પાણીના ખરા અર્થમાં મુકો, અગર દુધ અને મધના અર્થમાં લેઓ, તોપણ આ ઉદાર ધર્મમાં અમુકજ ખોરાક લેવાની જેમ ફરજ પાડી નથી તેમજ તેને માટે મનાઇબી કીધી નથી. ત્યાં ફરજ અને મનાઇ નીષેધક લક્ષ દેવા લાયક જે અર્થસુચક શબ્દ મલેછે તે **વસો** છે અને તેનો એક સર્વમાન્ય અર્થ **મરજી, ખાહેશ, ઇચ્છા, મુરાદ,** વગેરે થાયછે (ફ્રિ૦ વી૦ અ૦ ૨-૧). ત્યારે અમુક ખોરાક ખાવાનું આ મજહબમાં એક જરથોસ્તીની મરજી ઉપર છોડવામાં આવ્યું છે અને ભાષાશાસ્ત્રની રૂએ **મ્યજદ** નો આ પવિત્ર ખોરાક ગોસ્ત તથા શરાબનો છે. અગર તેઓને દુધ અને મધના અર્થમાં મુકયે તોપણ તે **મરજી** હોય તોજ લેવાનું છે. હવે સ્વભાવિક સવાલ થઇ શકશે કે, દુધ અને મધનું પકવાન લેવાની મરજી નહી હોય તો શું કરવું? એનો જવાબ એકજ છે, તે કોઇપણ જાતનો, તનદરસ્તીનો માફક આવતો, મન પસંદ તથા મરજી મુજબ લેવાનો છે અને તેમાંથી ગોસ્ત અને શરાબનાંજ ખોરાક—પાણીને પહેજ રાખવા કેહેવું એ આપણી સાદી સમજથી ઉલટું અને દીનનાં ફરમાનનું ઉલંગન કરનારૂં છે. ખોરાકના સંબંધમાં આ મહાન મજહબે બખશેલાં મરજીના છુટાપણાનાં માઆકુલપણાને પુષ્ટી આપનારી બીજી ધરખમ દલીલ મજકુર વાકયના બીજા જે શબ્દો પુરી પાડે છે તે '**હમથ. યથ. પરચિત**' છે.

**હમથ. યથ. પરચિત.** બાજુમાં દેખાડેલા શબ્દોનો સતાહાર અર્થ, **આગલનીજ** ( પરચિત ) **માફક** (યથ) **એક સરખો** ( હમથ ) અને મરજી મુજબનો ખોરાક લેવાનો થાય છે. આ અગત્યના અચુક શબ્દો સુચવે છે કે, તમારો જે ચાલુ ખોરાક હોય તે છોડીને બીજો ખોરાક લેવાનો નથી, પણ જેખોરાક તમુને માફક આવે છે અને જેનું તમુને માતાના ગર્ભમાંથી ખમીર થયલું છે તેજ મનપસંદ ખોરાક **આગલનીજ માફક** અને **વગર ફેરફારે** લેવાનો છે. દીનની આ ધરખમ દલીલ પારદર્શક દેખાડે છે કે, ગોસ્તનો ખોરાક તથા શરાબ લેવામાં પાપ નથી અને દુધ કે અનફળ શાકનો ખોરાક ખાવામાં સવાબ નથી. ત્યારે ગોસ્ત મચ્છીનો ચાલુ ખોરાક તજાવીને દુધ અને ભાજીપાલાનાજ ખોરાક ઉપર કોમને નિર્વાહ કરાવવાનો જેઓ દયાળુ સાહાસ ખેડે છે તેઓ કોમને દીનથી ઉલટા ફટવા આપી આડે મારગે દોરવી જવાના નિષ્ફળ પ્રયાસો કરે છે. તેઓનું આ નમાલી બાબદમાં નાહક પોતાની શક્તિ ખપાવી દેવાથી પર્હેજ રેહેવા અને ધરમના છુટાપણાના આ મઆકુલ શીક્ષણ ઉપર ગંભીર ગોર કરવા લક્ષ ખેંચીશું. ત્યારે ખોરાક લેવાના મરજીનાં છુટાપણાના આ સ્વભાવિક સવાલમાં આ મજહબ માટે દયા ગુણની ગેરહાજરીનું ગુમાન લઇ જવાનું કીંચીત કારણ નથી. ગોસ્ત કે ભાજીપાલો ખાવાના ગુણ-દોષનો આ સવાલ નથી અને તે તકરારી સવાલ વૈદક વિઘાના સાક્ષરો માટેજ બાજુ રાખીશું. હયાં આપણો મુખ્ય સવાલ દીનના ફર્માનનો છે અને તેનું સાચું શિક્ષણ શું છે તે ' મારે કોમ સન્મુખ ધરવા અને તેની સારી સમજ ઉપર છોડવાનું છે.

**ગઓમૅન્ત એટલે ગોસ્તનું પકવાન.** અવસ્તામાં દુધને માટે જ્યારે **પયઙહ** સંસ્કૃત **पयस** શબ્દ ખાસ મલે છે ત્યારે ' ગઓમેન્ત ' નો અર્થ દુધનું પકવાન થતો નથી પણ ગોસ્તનો ખોરાક થાય છે. **વંદીદાદમાં** સુવેલું બચ્ચું જણનારી એક સુવાવડી બાઇને **ગાંમ** અને **મધુ** સાથે **પયઙહ** આપવા ફરમાવે છે ( ૫૦૭, ૫૨-૫૪ ) ત્યારે આપણે વાજબી દલીલ કરીશું કે ' ગાંમ ' કે ' ગઓમૅન્ત ' દુધ કે દુધનું પકવાન નથી, પણ તેઓનો એકજ અર્થ ગોસ્ત અથવા ગોસ્તનો ખોરાક થાયછે. મજકુર ફકરામાં એક સુવાવડી બાયડીના ખોરાક તરીકે ગોસ્ત અને શરાબ સાથે દુધને માટે જ્યારે **'પયઙહ'** નામ ખાસ મલેછે, ત્યારે હયાં 'ગાંમ' નો અર્થ દુધ કદી થતો નથી, પણ માત્ર ગોસ્ત થાયછે તેની મજકુર ફકરો એક ધરખમ દલીલ છે. હયાં આ બાઇને પુષ્ટીકારક ખોરાક તરીકે 'અનાપેમ' એટલે, ભુજેલું ગોસ્ત આપવા ફર્માવ્યું છે અને તેને વળી **'ખાસ્ત'**

એટલે સ્વાદીસ્ત ખોરાક તરીકે ઓલખાવ્યો છે. ઇજશ્ને વગેરે મોનેપર ક્રિયાઓમાં 'ગાઉશ હુધાઓ' એટલે, સારાં બનાવેલાં ગોશ્તને 'ઘી' માં અને 'ગાંમ જીવ્યાંમ' એટલે, તાજાં માંસને 'દુધ' માં ફેરવવામાં આવ્યા છે એ ખરૂં, પણ આ ફેર ફારથી ગોસ્તનો ખોરાક તરીકે વ્યહવારૂ ઉપયોગ કરવાના મુળ શબ્દ ઉપર તથા તેના અર્થ ઉપર કોઇ જુદી અસર થતી નથી અને તેનો અસલ અર્થ નાબુદ થતો નથી.

**મધુમન્ત એટલે શરાબનું પીણું.**

**વંદીદાદ** ઉપરથી જણાયછે કે, 'મધુ' કેફીપીણું નહી હતું પણ એક તનદરૂસ્ત પીણું હતું. તેનો ધાતુ 'મધ' અથવા 'મદ' સંસ્કૃત 'મધ' નો એક અર્થ, ઇલાજ કરવો, તનદરૂસ્તી આપવી અથવા રોગ દુર કરવો થાયછે. તે દવા–દારૂનો ગુણ ધરાવેછે અને દવા તરીકે તેનો ઉપયોગ થતો હતો. તેથી **વંદીદાદમાં** સુવેલું બાળક જણનારી બાઇડીને 'મધુ' આપવા ફર્માવે છે. કારણકે આ સુવાવડી હાલત એક જાતની માંદગી છે, તેથી તેની નબળાઇની ખરાબ અસર દુર કરવાના તથા તેને કૌવત આપવાના એક અસરકારક ઇલાજ તરીકે ખાસ લિજજતદાર ભુજેલું ગોશ્ત અને શરાબ આપવા જણાવેછે. વળી 'મધુ' **વંદીદાદ** મુજબ એક નિર્દોષ પીણું છે, તેથી તેને ગોસ્ત સાથે એક અશો માણુસને ભેટ કરવા લાયક જણાવ્યું છે (પ૦ ૧૪, ૧૭). આ અવસ્તા નામ પહલવી 'મીઆ' અને ફાર્સી 'મય' સાથે મલેછે અને તેઓનો એકજ અર્થ શરાબ થાયછે. ગાહમબારની ક્રિયાની ચાસ્નીમાં 'ગર્મનાન' એટલે ગરમ રોટી સાથે 'હુરા' સંસ્કત **'સુરા'** એટલે દારૂ તથા **'મય ખુબ'** એટલે, ઉંચો શરાબ નિર્દોષ પીણા તરીકે ભેટ ધરવાનું સવાબકાર જાહેર કીધું છે. અવસ્તામાં કેફીપીણા તરફ નાપસંદેહગી જાહેર કીધીછે અને પહલવી લખાણો મુજબ શરાબ 'પતમાન' એટલે, બેઅંદાઝ પીવાનો નથી. તવારીખ ઉપરથી જણાયછે કે, આગલા ઇરાનીઓમાં છાકટપણાની સામાન્ય બદી દાખલ થઇ નહી હતી, કારણ કે અવસ્તા અને પતેતોમાં ગુનાહોની જે સજા ફર્માવી છે તેની ટીપમાં છાટક-પણાંની બદીના ગુનાહનું ખાસ લખાણ મલતું નથી. એના સંબંધમાં તવારીખમાં એકજ અપવાદ નોંધાયલો મલે છે. હખામનીશ અમલમાં ગ્રીકો પાસે તાબેદારી કબુલ કરાવવા મેસીડોન્યા એક ઇરાની એલચીખાતું ગયું હતું, તેણે શરાબની મસ્તીના બહારમાં મેસીડોન્યન બાનુઓ સાથે નિર્લજ છુટ લીધી હતી અને તેના પરીણામમાં આખુ એલચીખાતુ કતલ થયું હતું. આ મુજબ ગોસ્ત અને શરા-બનો ઉપયોગ આગળા જમાનાઓથી ઉતરતો રહ્યો છે, તેમાં જરથોસ્તી ધર્મે અટકાવ

મુકયો નથી અને તે માટે મરજીનું જે છુટાપણું બખશવામાં આવ્યું છે તે આપણે ભુલી જવું જોઇતું નથી.

આપણો મુખ્ય સવાલ મરણના પેહેલા ત્રણ દિવસ ગોસ્ત નહીં ખાવાના ચાલતા આવેલા રેવાજનો છે, પણ **વંદીદાદ** માં નાસને સેવટની ઠેકાણે પાડવા પછી જે ખોરક તૈયાર કરવા કહે છે તેને દીન પાલનારાઓની મરજી પર છોડવામાં આવ્યો છે. ત્યારે આ ત્રણ દિવસ ગોસ્ત નહી ખાવાનાં પાછલાં પહલવી અને ફાર્સી લખાણોમાં જે ફટવા અપાયા છે તે **વંદીદાદનાં** મઆકુલ ફર્માનથી નાપાયદાર ઠરે છે. વળી મરણ જેવા ગંભિર પ્રસંગે ખોરાક ખાવાના સંબંધમાં જરથોસ્તી ધર્મે જ્યારે મરજીનું છુટાપણું બખસ્યું છે ત્યારે બીજા વ્યહવારૂ પ્રસંગોમાં ચાલુ મનપસંદ ખોરાક લેવામાં ધર્મનો કોઇ જાતનો બાધ કે બંધી નથી.

હવે આપણે મરણના પેહેલા ત્રણ દિવસોમાં ગોસ્ત નહી ખાવાનાં પહલવી અને ફાર્સી લખાનો તપાસીશું અને તેઓમાં **વંદીદાદ** ના ફર્માનને ઉલટાવી નાખનારા ફટવા અપાયલા બેદ સાથે જોઈ શકીશું. તે નાપાયદાર પ્રથમ ફટવા પહલવી લખાણોમાં મલે છે.

**ગોસ્ત ખાવાની ગીરફતારી !**

**વંદીદાદની પહલવી શરેહ.** ત્રણ દહાડા અને રાતોમાં તાજુ ગોસ્ત કામમાં નહી લેવું (પ૦૮ ફ૦ ૬૪). એવા અનેક ફટવા પહલવી લખાણોમાં મલે છે.

**સદ્દર બુનદેહેશ્ન.**—મરનારનાં સગાંઓએબી ગોસ્ત મુતલગ નહી ખાવું (સ૦ ૩૪).

**વજર કર્દ દીની.** સવાલ કરવામાં આવે છે કે, માણસનું મરણ થાય ત્યારે તાજું ગોસ્ત શા માટે ખાતા નથી ? અને ખાય તો શું ઉલટાપણું થાય ? એના જવાબમાં કહે છે કે, જે કોઇ તે ખાંણું ખાય તેને તે ગુજરેલાંની '**વોઝરૂશ્ત**' ની ઘાત તેના તન પર પોંહોંચે. તેથી **જાદુનું મોત** વધારે પોંહોંચે છે અને પેલાને તનદરોસ્તી આપવી વધારે મુસ્કેલ થાય છે અને મરવામાં વધારે હલાકી પોંહોંચે છે ! (સ૦ ૧૦).

આ નાપાયદાર લખાણ પંચકમાં એક જરથોશતીનું મરણ થાય તો પંચકનાં પાંચ ઢીંગલાં ઢીંગલી બનાવવાની અને નહી બનાવે તો મરનારના ઘરમાં પાંચ મોત થવાની કોમના વેહેમી વર્ગમાં નખોજી જે રસમ જાયજ છે તેનો આપણને આબાદ ખ્યાલ આપે છે. આ નારવા ફટવાએ પાછલથી ગંભિર રૂપ લીધું છે અને તેની ઘણી ખરાબ વેહેમી અસરો થયલી રવાયતો વગેરે પાછલાં ફાર્સી લખાણોમાં જાબજા મલે છે.

**સદરે નસર.** જે કોઇ ઘરમાં કોઇ એક મરણ પામે ત્યારે ઘટે છે કે ત્રણ દહાડા સુધી ગોસ્ત ખાવું નહી, અથવા ઇજાવવું નહી. કારણકે એવી ધાસ્તી છે કે તેમ કરે તો કોઇ બીજું મરણ પામે ( બાબ ૭૬ ).

**બ૦ કા૦ અને બીજી રવાયતો.** દીનમાં કહેછે કે જે ઘરમાં કોઇ ગુજરી જાય તે ઘરમાં ત્રણ દહાડા સુધી તાજું ગોસ્ત નહી લાવવું, નહી પકાવવું અને નહીં ખાવું કારણકે એવી ધાસ્તી છે કે કોઇ બીજાં માણસ તેની પછવાડે મરણ પામે ( સ૦ ૪૭ વગેરે )

**સારાંશ.** મજકુર પહલવી અને ફાર્સી લખાંણોમાં મરણના પેહેલા ત્રણ દિવસ ગોસ્ત નહી ખાવાના જે ફટવા મલેછે તે **વંદીદાદના** ઉમદા ફર્મોનનું ઉલંગન કરનારા છે અને તેઓને અસલ અવસ્તાનો બીલકુલ ટેકો નથી. આ કલ્પિત ફટવા આપવામાં દસ્તુર સાહેબોએ પોતાનીજ મુનસફી વાપરવાનો અનર્થ કીધોછે અને એક બિન જરૂરી રેવાજને બિનપાય જન્મ આપ્યોછે. અસલ અવસ્તામાં લાસને અવ્વલ મંજલ પોંહાંચાડવા પછી ગોસ્ત અથવા બીજો જે ખોરાક આગલ ખપમાં આવતો હતો તે લેવામાં આંકોશ કે અટકાવ મલતો નથી, ત્યારે પાછલાં લખાંણોમાં અયોગ્ય અટકાવ મુકેલો મલેછે. અવસ્તાના મહાન ગુરૂઓએ અમુક ખોરાક ખાવા અગર નહીં ખાવાની નિર્જીવ બાબદ સાથે મરણ જેવા એક ગંભીર પ્રસંગનો સંબંધ જોડી આપવાનું જયારે મુનાસેબ જોયું નથી, ત્યારે પાછલા દસ્તુર સાહેબોએ અને આજના અર્ધ ભણેલા કેટલાક રાહબરોએ અવસ્તાના વડીલ ગુરૂઓથી ઉલટા ફટવા આપવા અને તે ફાહેરા કરવામાં પોતાના જજમાન વર્ગની કોઇ ઉચી સેવા બજાવી નથી. બલકે આ અને એવાજ બીજા અવસ્તાથી ઉલટા બિનજરૂરી રેવાજો અને નાપાયદાર તરીકતોના પાછલા ખર્ચાળુ બેઅંદાઝ વધારાએ હમકોમના હકમાં ફાયદા કરતા નુકસાન વધારે કીધુંછે, અને પાછલથી તેણે અકસર વેહેમી તરીકતોનું નાપસંદ તત્વ આમેજ કરી આપ્યુંછે. આ લખાણો સાસાન્યન જમાના અને તે પછીના વખતમાં લખાયાંછે અને પાછલા જમાનાના આ પાછલાં લખાણોના કેટલાક દાખલામાં અવસ્તાના અસલ ફર્મોનોને તેના સાચા ભાવાર્થમાં નહી સમજી શકવાની કમનસીબીને લીધે તેઓમાં ઘણા અનર્થો થયલા જાબજા મલેછે. આ પાછલાં લખાણોમાં ત્રણ દિવસ ગોસ્ત નહી ખાવાના ફટવા આપીનેજ પર્હેજ રેહેવામાં આવ્યું હોત, તો તે દીનના ફર્મોનોથી ઉલટા ફટવા આપવાની એકજ ભુલ ગણી શકાતે. પણ હયાં તો આગલા

અને પાછલા દસ્તુર સાહેબોએ વેહેમી તત્વો આમેજ કરી જે ઇલાજો અજમાવ્યાછે તે હદથી જયાદેહ અસહ્ય છે. તેમાં તેઓ મરણનો શોકાતુર ભય પેદા કરેછે અને કોમ વચ્ચે મોતનો બાઉ ઉભો કરેછે! જીવ જવાના જોખમનો આ ધાટકી ઇલાજ ગમે એવાં સંગદિલ માણસનું હૃદય પીગલાવી તથા તેને ભય પમાડી વશ કરવાને અને આ નાપાયદાર વેહમી ફ્ટવાને શરણ થવાને પુરતો છે.

ખરૂં છે કે નવું તે સઘલું કંચન નથી, તેટલુંજ આ બી ખોટું નથી કે જુનું તે સઘલું સોનુ નથી. કેળવણીમાં અગ્રેસર કેહેવાતી પાર્સી કોમ બાપીકા મજહબના બાબમાં કેળવણીના બળે ખરાં કે ખોટાં વચ્ચેનું તોલ કરવાને બી શકિતવાન નથી એ બચીત એક કોમી કંગાળ કમનસીબી છે. પાછલા રેવાજો અને તરીકતોમાં જે કાંઇ ખુબી ભરેલું તથા કોમ અને મજહબને જેબ દેનારૂ હોય તો, તેનેમાનતી નજરે જોવા અને પાલવા આપણે કદી ના પાડી નથી. પણ જે જે રેવાજો અને તરીકતો દીનના ફર્માનથી ઉલટાં, કાળ, સ્થળ અને સ્થીતિને આડે આવનારાં, વેહમી અને ખર્ચાળ હોય તો શા માટે તેઓને પાળવાં અને પંપાલવા જોઇએ? શા માટે અવસ્તાના ઉમદા ફર્માનો ઉપર તેઓને સરસાઇ મલવી જોઇએ? પાક અવસ્તામાં વેહેમી તત્વો આમેજ થયલાં મલતાં નથી, તેમાં ગડલું સડેલું અને કલંકિક કાંઇએ નથી, પણ તેમાં સઘલું સ્વચ્છ અને સાચુ; ખાલેસ અને ખુબીવંતુ મલે છે. ત્યારે અવસ્તાના ઉંચા ખ્યાલોથી જે જે રેવાજો અને તરીકતો જુદાં પડતાં હોય અને તેનો ખુલ્લો અનાદર કરતાં હોય; તેઓ સાથ વેહેમી માન્યતાઓ જોડાયલી હોય અને પાછળથી તેઓને બિનપાય બેઅંદાઝ ખર્ચાળ બનાવવામાં આવ્યાં હોય તો, તેઓને પાલવા અને પંપાલવામાં ખરી દીનદારી નથી, તેમાં ખરી સવાબકારી નથી, ત્યારે અવસ્તાઇ ફર્માનો, તેમાં સમાયલા મોતેબર ખ્યાલો અને તેના અચુક તથા અખંડ ખુબીઓને લીધે તેઓ સર્વોપરી સત્તા સમાન ગણાવાં જોઇએ, તેઓ તરફ માન ધરાવવું જોઇએ અને તેઓ માન સાથ પલાવાં જોઇએ.



## ૨૪—"ગર્મોક" અને "દંદાન ફ્રેશ."

### પહલવી 'ટેક્સ્ટ' ના બે બેગાના શબ્દો.

**સ્પીલ પહલવી** વંદીદાદ માં 'ગર્મોક' શબ્દ મલે છે (૫૦ ૮ ફ૦ ૬૪ ની શરેહ), તેને અવસ્તા-પહલવીના બે નામીચા સ્કૉલરો **તેહ઼ અંકલેસરીઆ** અને **શેઠ ભરૂચા** બે જુદી રીતે ઉકલાવે છે. પેહેલા વિદ્વાન તેનો અર્થ પોશાક કરેછે અને વાજબી કહેછે કે, "તેને 'દર્મુક' વાંચવો કે 'ગર્મોક' વાંચવો તેનો સંદેહ છે" (જ૦ દી૦ બો૦ મં૦ નો એહેવાલ સને ૧૮૯૦-૯૮, સફે ૨૭૨). બીજા વિદ્વાન તેને પહલવીનો બીગડેલો આકાર ગણે છે, તેનો અર્થ ગદલો (પોશાક) કરેછે અને 'ગર્મોક' ને **'નીર્મદ'** * શબ્દમાં ફેરવે છે (રીસ્તિ૦ **સફે** ૪૬). આ અર્થો ઉપજાવવાનું સ્વભાવિક કારણ આ છે કે, મજકુર શરેહમાં ચહારૂમની બામદાદે અર્દાફ્રવશની બાજ આગલ કાંઇ ચીજ મુકવા કહે છે, તેને માટે ત્યાં મજકુર બેગાનો શબ્દ મલે છે અને બાજ આગલ જે ખાસ ભેટ ધરાએ છે તેમાંની

---

* અવસ્તા—પહલવી સ્કૉલરો એકેક શબ્દ ઉપર કેવી બારીક શોધખોલ ચાલાવે છે તેના અનેક દાખલામાંનો એક આ '**નીર્મત**' શબ્દ છે. તેને **ડૉ૦ વૅસ્ત** સમજી શકયો નહી હતો અને તેણે તેનો ખુલાસો મર્હુમ **વિ૦ તેમુરસ** થી મેલવ્યો હતો (બંન્ને વિદ્વાનો વચ્ચે થયલો પત્રવ્યહવાર). આ શબદ ઉપર નીચલે ઠેકાણે વિવેચન થયલું મલેછે (મજકુર એહેવાલ સફે ૧૧૧). **ડૉ૦ વૅસ્ટ** પહલવી સાહિત્યનો તોકે એક અથંગ સ્કૉલર હતો અને તેણે આ સાહિત્ય ઉપર ઘણી નવી રોશની નાખી છે, તોપણ જે બાબદો તે સમજી શકયો નહી હતો, તેમાંની ઘણી બાબદનો ખુલાસો કાંઇબી ગર્વ વગર એક સાચા સ્કૉલર તરીકે મર્હુમ તેમુરસથી મેલવવામાં તે માનભરેલું સમજતો હતો. મરહુમ વિદ્વાને જુદાં જુદાં સાહિત્યોના શાંત અને ઉંડા અભ્યાસે જરથોસ્તી મજહબની જે મહાન સેવા બજાવી છે તે કદીબી ભુલી નહી શકાય એવી અમુલ્ય છે. મરહુમની ખાલી પડેલી જગા તેમનાજ વિદ્વાન બેટા **મી૦ બેહેરામગોરે** રાખી છે અને આ નામીચો સ્કૉલર પોતાની સ્વતંત્ર શોધખોલથી તથા શિક્ષાગુરૂપદેથી સાહિત્ય સેવામાં પોતાનો બળવાન હિસ્સો આપે છે. એવા ગણત્રીના સ્કૉલરો આજ આપણી નાકદર કોમ વચ્ચે પડેલા છે. અગર તેઓની કોમ તરફથી લાયક કદર કરવામાં આવે, તો ધર્મ સાહિતયની ઉંચી સેવા બજાવવામાં તેઓ પોતાનો કીમતી ફાલો આપવાને શકિતવાન થાય અને એમ થાયતો કોમ તથા મજહબની બેહેતરી અને કીર્તીમાં બેશક વધારો થાય. બાપીકાં સાહિત્યની ખીલવણીમાં કમનસીબે કોમનો જરદાર વર્ગ બેદરકાર છે અને તેણે જરના જોરે ઉદારતાથી આ જાથુકનો કલંક હવે ધોઈ નાખવો સજાવાર છે.

એક જામે—એ—અશોદાદ (સીઆવ) હોય છે. આથી સ્વભાવિક રીતેજ બેઉ વિદ્વાનો તેનો અર્થ પોશાક કરે છે. પહલવી શરેહનાં લખાણ ઉપરથી જણાય છે કે, આ નામ શું છે અને શું સુચવે છે તે શરેહ લખનારા મહાન દસ્તુર સાહેબો સમજી શકયા નથી અને તાજુબી ભરેલું તો આ છે કે, એજ શબ્દનો અર્થ વધારે પાછલા દસ્તુર સાહેબોએ ગુનેહગાર કીધો છે! વિ૦ તેમુરસે તેનો એક ઉચ્ચાર 'ગર્મોક' કીધો છે તે દરોબસ્ત છે, પણ બેઉ સાહેબોએ તેનો જે પોશાક અર્થ ઉઠાડયો છે તે શકમંદ જણાય છે. કારણકે પહલવી સાહિત્યમાં પોશાકને માટે 'વસ્તર' અથવા વસ્તર્ગ, 'પેરાહન' (પેહરન) તથા 'શીવીક' (સદરો) વગેરે શબ્દો મલે છે, પણ તેમાં આ 'ગર્મોક' જેવા આકારનું કોઇ નામ મલતું નથી. પહલવી ભાષાના અનેક ઉચ્ચારો થાય છે અને મજકુર શબ્દ દોઢ દજન રીતે વંચાય છે, * તોપણ તેમાંનું એકબી વાંચણ પોશાકના અર્થ માટે મલતું નથી.

**આફ્રીનાંને ગાહમ્બાર.**

એજ રૂપ ખુર્દેહ અવસ્તાના પહલવી તર્જુમામાં બીજી વાર મલે છે, તોપણ તેના મુળ અવસ્તાના શબ્દને સમજવાની બાજી મુશકેલીને લીધે શરેહ કરનારા સાહેબો તેનો કોઇ અર્થ ઉઠાડી શકયા નથી અને અસલ અવસ્તાનો જે ઉચ્ચાર થાય છે, તેનો પહલવી અક્ષરમાં અનામત ઉતારો કીધો છે. પાછલથી તર્જુમો કરનારા સાહેબોએ તેના ગુનેહગાર એવો ગંભીર અર્થ ઉઠાડયો છે અને એક ભુલે બીજા અનર્થોને કારણ આપ્યું છે. ત્યારે આ ચાર અક્ષરના એક નાના શબ્દએ ગુચવાડો ઉભો કીધો છે. એનું મુળ અવસ્તા છે તે આફ્રીનગાન તથા આફ્રીને ગાહમ્બારમાં "ગરેમો વરડંહા" નામમાં મલે છે (ક૦ ૯) અને ત્યાં તેનું પહલવી અનામત રૂપ "ગર્મોક વરગહા" થયું છે. વળી તેનું પાજંદ શરેહમાં "ગરેમો વઇરીમ" રૂપ થયું છે અને તેનોબી પહલવી આકાર "ગર્મોક વર" મલે છે (ખુ૦ અ૦ બા પહલવી માએની સફે ૨૧૦). આ મુજબ અવસ્તાના ઉપલાં નામમાં વપરાયલા ગરેમો નો પહલવી ગર્મો શબ્દમાં ઉતારો (transcribe) કીધો છે અને તેને છેડે 'ઓ' સ્વર આવવાથી વધારાનો (redundent) 'ક' મુકવામાં આવ્યો છે. આ પહલવી રૂપ જોકે કાયદેસર થયું છે, તોપણ મજકુર ખુદ અવસ્તા શબ્દ પ્રથમ બેગાનું હતું અને તેનો અર્થ ઉઠાડવાની પેહેલી મુશકેલી હતી. વળી તેનું

* દાખલા તરીકે ગર્મોક અને ગર્મનક, દર્મોક અને ગર્મરક, જર્મોક, અને ગર્મવક, ચર્મોક અને ચલમોક વગેરે અનેક ઉચ્ચારો ઉપજાવી શકાય છે અને એવા તબદીલ થતા પહલવી અક્ષરો તેના અભ્યાસિઓ માટે એક સૌથી બિકટ બાબદ થઈ પડે છે.

ઉપલું પહલવી રૂપ અવસ્તા જેટલુંજ બેગાનું હતું અને તેનો અર્થ ઉઠાડવો એ બીજી મુશ્કેલી હતી. આ કારણોને લીધે આગલાં વર્ષોમાં 'જ૦ દી૦ બો૦ મંડળી' માં એજ **ગર્મોક** શબ્દ ઉપર ગરમા ગરમ વાદવિવાદ થયો હતો અને તેનો મનમાનતો નિર્ણય થયો નહી હતો. ત્યારે અસલ અવસ્તા શબ્દ, તેનું બેગાનાપણું, તેનો પહલવી અક્ષરોમાં ઉતારો અને ઉતારો થયલાં આ પહલવી રૂપને ઉકલાવવાની મુશકેલીનાં આ સઘલાં સામટાં કારણોને લીધે પાછલથી તેનો અનર્થ થયો છે. એનું એક સ્વભાવિક કારણ **ગર્મોક**ને પાછલા દસ્તુર સાહેબોએ પહલવી **હાર્મોક** ( આશમોગ )નું બીગડેલું રૂપ સમજી તેનો અર્થ **ગુનેહગાર** કીધેલો હું સમજું છું અને શબ્દોના મલતાપણાથી પહલવી અને પાજંદ ભાષાઓમાં અનર્થોના એવા અનેક દાખલા મોજુદ મલે છે. વળી આ અનર્થનું બીજું જે સ્વભાવિક કારણ જણાય છે તે, ગાહાંબારોમાં ઘટતો હિસ્સો નહી આપનારાઓને ગાહાંબારનાં મજકુર ભણતરોમાં તકસીરવાર જાહેર કીધા છે અને તેઓમાંના એક ચોકસ ગાહાંબારમાં ભાગ નહી લેનારને ગુનેહગાર જાહેર કીધેલો સમજવામાં આવ્યો છે. આ શબ્દનો લગભગ એવોજ અર્થ બીજે ઠેકાણે ( રસ્નુ યસ્તમાં ) પશ્ચિમના ઉલમાઓએ કીધો છે અને તે બાબદ "ગાહામબારની ધાર્મિક મજલસો; તેમાંથી અધર્મીઓની બરતરફી" ના મથાલાં હેઠળ આગલા એક લેખમાં કેટલુંક હું બોલ્યો છું.*

**ત્યારે આ નામ શું છે?**

તે પકવાનનું નામ છે અને **ગરમ વડાં**નાં એક ખાસ પકવાનનું નામ છે. તે **પેતેશહેમ** ગાહાંબારમાં ભાગ નહી લેનાર અધર્મી જરથોસ્તીને તેની ચાસ્નીમાં ભાગ નહી આપવાના અર્થમાં મલે છે. જ્યાં એક જરથોસ્તીને ગાહાંબારની ભેટમાંથી જેમ બાતલ કરવા કહ્યું છે, તેમજ **આબાંન, બેહેરાંમ, તીર, મેહેર** વગેરે યસ્તોમાં ઇજદોને ભેટ ધરાતી 'મ્યઝદ' માં એક નાઅશોને ભાગ નહી આપવાનાં લખાણો મલેછે અને તેમાં એવાં નાફર્માન તથા અનીતિમાનો ઉપર ધર્મની જાહેર મંડળીનો આંકોશ મુકવામાં આવ્યો છે.

**રશ્નુ યશ્ત૦**

આ નામ સંબંધી પેહેલાં રસ્નુ યસ્તમાં મલે છે. **રશ્નુ ઇજદને** ભેટ ધરવાનાં **'વરો ઉજદાત'** એટલે, **ખમીર ચહરાવેલી વડી** અને **'પૈરેન૦ વીધ્રજર'** એટલે, **ખારીપુરી, શીરીપુરી** અથવા **ખીરપોળી** નાં પકવાનોનાં નામો મલેછે અને તેમાંનું એક

* ઈસ્વી ૧૯૧૯ ના માસ ઓગસ્ટનું ઇરાન્યન એસોસ્યેશનનું જર્નલ સં૦ ૧૮૫૦.

"વરહ્ઉ" છે. તે હિન્દુ બ્રાહ્મણોની **યજ્ઞક્રિયા** માં ભેટ ધરાતાં એક પકવાન સાથે મલે છે અને તે **વડાં** છે. બ્રાહ્મણોમાં તેને તેલમાં તળવામાં આવે છે અને મજકુર વસ્તમાં મજકુર નામનું જે વિશેષણ મલેછે તે "**રઓઘ્ન્ય**" છે અને તેનો અર્થ **રોગન** અથવા **તેલ** થાયછે. ત્યારે રસ્નુ ઇજદને ભેટ ધરવા **રઓઘ્ન્ય વરહ્ઉ** એટલે, **તેલમાં તળેલાં વડાં** હોય છે (૫૦ રસ્નુ ક૦ ૩ વગેરે) અને ગાહાંબારમાં **ગરેમો વરહ્ઉ** એટલે, **ગરમ વડાં** ભેટ ધરવા કહે છે (આફ્રી૦ ગા૦ ક૦ ૯). આ મુજબ હમરપથમએદેમ ગાહાંબારમાં અશો લોકોને **ગર્મનાન** એટલે, **ગરમ રોટી** અને **મયખુબ** એટલે, ઉંચો અથવા **મીઠો શરાબ** ભેટ આપવાનું સવાબકાર જણાવ્યું છે (આફ્રીને ગાહાંબાર).

**પહલવી વંદીદાદ.**

આફ્રીનગાંને ગાહાંબારમાં **ગરેમો વરહ્ઉ** નામના આગલા શબ્દનો ઉચ્ચાર પહલવી હરફે **ગર્મોકનો** જે ઉતારો થયો છે, તેજ ૩૫ **આઠમા પરગરદની** મજકુર પહલવી શરેહમાં મલે છે. આ જોકે વિશેષણ છે તોપણ તેના બેગાનાપણાને લીધે તે પોશાકની ભેટના નામનાં ફેરવાઇ ગયું છે. આ પહલવી ૩૫ ભેટનું કાઇ ભેદ ભરેલું નામ હોવું જોઇએ અને ચહારૂમની બામદાદે અર્દાફ્રવશની બાજ આગલ ભેટ ધરવાની કોઇ વસ્તુનું નામ હોવું જોઇએ એવાં શકમંદ કારણને લઇને તેને પોશાકની ભેટનું નામ મલ્યું છે. ત્યારે આ બેગાનું નામ બે ઠેકાણે બે જુદા અર્થોમાં વેહેચાઇ ગયું છે અને તે **પોશાક** તથા **ગુનેહગાર**ના બેવડા અર્થમાં ગુંચવાઇ ગયું છે. તેને આપણે 'ગરમ વડાં' નાં અર્થમાં મુકયે છીએ અને તે પ્રથમ **રસ્નુઇજદ**, ત્યારપછી **ગાહાંબાર** અને સેવટે **અર્દાફ્રવશની બાજ** એ ત્રણ જગાએ ભેટ ધરવાનાં એક પવિત્ર પકવાન તરીકે મલે છે.

**ગરેમો વરહ્ઉ અને રઓઘ્ન્ય વરહ્ઉ.**

અવસ્તાના આ બે શબ્દોએ પુર્વ અને પશ્ચિમના ભાષા શાસ્ત્રીઓને ઘણી મેહેનત આપી છે, તેઓએ તેના અનેક અર્થો ઉપજાવ્યા છે અને તે ઉપરથી અનેક અનુમાનો ઉપજાવવામાં આવ્યાં છે. બાજુમાં દેખાડેલાં નામોમાં વિશેષનામ 'વરહ્ઉ' છે પણ તેનાં બે જુદાં વિશેષણો મલે છે. એક '**ગરમો**' અને બીજું '**રઓઘ્ન્ય**' છે. પેહેલાંનો અર્થ ગરમ અથવા ઉનું અને બીજાંનો તેલને લગતું થાય છે. ત્યારે પેહેલાં નામનો અર્થ ગરમ વડાં અને

ોજાંનો તેલમાં તળેલાં વડાં થાય છે. તેલમાં તળેલું જે પકવાન તેજ રમ કીધેલું પકવાન છે અને બંને એકજ મતલબનો એકજ અર્થ રાવનાર બે નામો છે. આ બેમાંના પેહેલા ગાહાબારના આફ્રીનગાંનના શબ્દથી હેલો ગુંચવાડો થયો છે અને તેણે રશ્નુ યશ્તના બીજા શબ્દને ગુચવી નાખ્યો . તેથી પ્રથમ રેવરંદ દા૦ મિલ્સ અને પ્રો૦ ડાર્મેસ્ટેટે પેહેલાં નામનો અર્થ નેહગાર જણાવલો કરે છે અને તેને અવસ્તાના 'વર' એટલે છાતી સાથ સર-ાવી 'ગરેમો વરઙહ'નો અર્થ ગરમ છાતીવાલો કરે છે ( અ૦ ડીક્ષ્નરી સ૦ ૬૬, કર્તા કા૦ એ૦ કાંગા ). હવે એવુંજ વિશેષ નામ રશ્નુયશ્તમાં મલે છે ને તે જોકે જુદાં જુદાં વિશેષણુમાં મલે છે, તોપણુ ત્યાં તો તેના દીનીકર્દ ને શાયાનામેહમાં આવેલાં સ્યાવક્ષ અને અર્દાવીરાફના આતશની સલગાવેલી હમાંથી પસાર થવાના અને છાતીપર ગરમ કંસુ રેડવાના બનાવો સાથ સરખાવી જકુર ગુનેહગારનોજ અર્થ ઉપજાવવામાં આવ્યો છે ( એજ અ૦ ડી૦ સ૦ ૪૬૯ ). નામના સંબંધમાં એક દાખલો મને પાછળથી મલ્યો છે. તેમાં વિ૦ શેહેરી-રજી રશ્નુયશ્તના 'વરઙહ' નામને પહલવી 'લક' અને ફાર્સી 'બરહ' સરખાવી તેનો અર્થ હલવાન કરે છે અને મજકુર યશ્તમાં મલતી આ ભેટને ારમની બામદાદે રશ્ને—આસ્તાદ ઇજદોની બાજ ધરતાં રોગન ( ઘી )માં પકાવેલાં વાનની કુર્બાની આપવાનું અનુમાન કરે છે ( રીસ્ત૦ સ૦ ૪૨૩ ).

## "દંદાંન ફ્રેશ."

**દાદસ્તાને દીનીક.**

આ નામીચી પહલવી કેતાબમાં, અકસર ધર્મગુરૂઓને બાજ ધરીને ખાણું ખાવાની બાબદ મલે છે, તેમાં બાજ મુકવા પેહેલાં પાણીથી મોઢું સાફ કરવા કેહેતાં મથાલે ટાંકેલાં શબ્દો મલે છે અને આ કેતાબનો ઇંગ્રેજી તર્જુમો પહલવી સાહિત્યના અથંગ ઉસ્તાદ ડૉ૦ વૅસ્તે કીધો છે. તેમાં તેણે મજકુર શબ્દનો 'અર્થ ાણુ (Tooth-pick) કીધો છે ( પુર્સેશ ૩૯ ). વળી બીજે ઠેકાણે ( પતેતમાં ) શબ્દ મલે છે અને તર્જુમો કરનારા સાહેબોએબી તેનો અર્થ દાંતણ કીધો ( મર્હૂમ કાંગા અને બીજા સઘલા )

આ નામને 'દંદાંન' અને 'ફ્રેશ' એ બે જુદા શબ્દોમાં અને તેના બે અર્થોમાં વેહેચાયલું હું સમજું છું. આ બેમાંનાં પાછલાં નામનું લગભગ

મલતું રૂપ પહલવી **અયાદગારે જરીરાનમાં** મલે છે, ત્યાં તેનો અર્થ હથિયાર પ્રાય છે અને જ્યાં તેને દાંતનું હથિયાર ગણીને 'દાંતણ' અર્થ કરવામાં આવે છે. આ શબ્દોનું આ મલતાપણું અધુરૂં બલકે શકમંદ જણાય છે. **દાદસ્તાનમાં** તે '**ફરેશ**' અને **અયાદગારે જરીરાન**માં '**ફરશ**' (ફર્શ અથવા પર્શ) મલે છે અને તેઓને બી બે જુદાં રૂપમાં અને બે જુદા અર્થોમાં હું જોઇ શકુછું. સબબ, પેહેલાં નામમાં 'ઇ' અક્ષરનો જે વધારો મલે છે તે બીજામાં મલતો નથી. આથા પેહેલાં 'ફરેશ' ને પહલવી '**પર્હેજશ**'નું હું બીગડેલું રૂપ સમજું છું, તેમાંથી '**જ**' તથા '**હ**' અક્ષરો અલોપ થયા છે અને '**પ**' અક્ષર '**ફ**'માં કાયદાસર ફરવાયો છે. ત્યારે તેનો **અર્થ** હું **પર્હેજવું** કરૂંછું અને 'દંદાંન ફરેશ' નો અર્થ દાંતણ નહી, પણ દાંતોને પર્હેજવાનો ગણુંછું.

**પતેતે પશેમાની.**

**દાદસ્તાન**માં દર્શાવેલું આ નામ પાજંદ પતેતમાં બીજીવાર મલે છે અને તેમાં તેને વધારે સારી રીતે સમજવા પાચમા કર્દાનું એક વાકય ઉપયોગી થઇ પડે છે. તેમાં **મુએ** ( બાલ ), **નાખુન** ( નખ ), **દંદાન** ( દાંત ) અને **દસ્તેશવી** * ( રાતના હાથ ) એવા **હેહેર** ( સુકકા ) નસાના નામો મલે છે અને જ્યાં આ સઘલા **શારીરિક અવયવોને** પહેજવામાં નહી આવે તો તેના ગુનાહનો પસ્તાવો કરવાની બાબદ મલે છે. આ પાજંદ **વાકય**માં મુખ્ય બે બાબદો આપણને મલે છે. પેહેલી 'હેહેર' એટલે સુકકા નસાના શારીરિક અવયવોની અને બીજી તેઓને પર્હેજવાની છે. શરીરના આ મુર્દાર ભાગોને અકસર પર્હેજવાના છે એમ આ વાકયની પહલવી શરેહમાં દર્શાવેલું મલે છે. ( ૧ ) ત્યારે દાંતો સાફ કરવાનાં દાતણ કે 'બ્રશ' શારીરિક અવયવો નથી અને ત્યાં તેઓને પર્હેજવા કેહેવામાં આવ્યું નથી. 'દંદાંન ફરેશ'નો અર્થ દાંતણ કરવાથી પાજંદ વાકયમાં 'પર્હેજવું' શબ્દ તેના અસલ રૂપમાં અને અર્થમાં મલતો નથી, વાક્યની મતલબ અધુરી રહે છે અને 'ફરેશ' શબ્દ તેનાં બીગડેલાં રૂપમાં મોજુદ હોવા છતાં તેનો અર્થ બાહારથી ઉછીનો લેવાની ફરજ પડે છે. ( ૨ ) આ કર્દામાં હેહેર અને નસાથી, આતશ અને પાણીની જેમ જાલવણી કરવા જણાવ્યું છે, તેમજ **પતેતે ઇરાની**માં એજ હેહેર અને નસાથી, આતશ અને

---

* 'દસ્તે શવી' નો અર્થ વિ૦ શેહેરીઆરજી રાતનો વાસીદો હાથ નહી, પણ ચાલ્લા કે છાગરાની રસીવાલો હાથ કરવાની જે દલીલો દેખાડે છે તે વધુ મુઆફુલ છે ( રીસ્વિ૦ સ૦ ૨૧૯ ).

પાણીના એજ કુદરતના પવિત્ર તત્વોને પહેજવા માટે 'પર્હીખ્તન' નું સામાન્ય રૂપ ખાસ મલે છે અને તે ઉપરથીજ ઉત્પન્ન થયલું રૂપ મજકુર વાકયમાં બીગડેલા આકારમાં હસ્તી ધરાવે છે, તોપણ તેના બેગાનાપણાને લીધે તેને પડતું મુકવાથી વાકયનો અર્થ અધુરો રહે છે. (૩) 'દંદાંન ફ્રેશ' નો અર્થ, દાંતણ, દાંતકોતરણી અથવા 'બ્રશ' કર્યે તો દાદસ્તાન મુજબ ખાણાં પછી અને દાંતણથી દાંત સાફ કરવા પછી પતેતના શિક્ષણ મુજબ તેને ભણતર—ક્રિયાથી જમીનમાં દાતીને પહેંજવું જોઇએ અને જ્યારે જ્યારે ખાણું ખાવામાં આવે ત્યારે ત્યારે દાંતણ કરી તેને પહેંજવાની વારંવાર ક્રીયા કરવી જોઇએ. એમ કરવું આપણી સાદી સમજથી ઉલટું અને બેહુદુ છે. (૪) વળી દાદસ્તાન અને પતેતમાં મજકુર શબ્દો જોકે એક સરખાં રૂપમાં મલે છે,તોપણ તેઓ બેઉ ઠેકાણે બે જુદી મતલબે વપરાયલા છે. દાદસ્તાનમાં જીવતા દાંતોને અને પતેતમાં પડેલા મુરદાર દાંતોને પહેજવાના છે. જીવતા દાંતોને પહેજવાની મતલબ ખાણું ખાવા પછી માત્ર પાણીથી કોગલા કરી સાફ કરવાની અને પડેલા દાંતોને હેહેર ગણી તેને જમીનમાં દાતવાની છે.

**અયાદગારે જરીરાંન.**

આ પહલવી કેતાબમાં કારી ઘા કરનાર હથિયાર તરીકે '**ફ્રશ**' (ફ્રશ, પર્શ નામ મલે છે અને લગભગ એવુંજ રૂપ દાદસ્તાન અને પતેતમાં '**ફ્રેશ**' મલે છે. વળી તે આ બેઉ લખાણોમાં 'દંદાંન' શબ્દ પછી મલે છે. અને આ શકમંદ સંજોગને લઇને તેનો અર્થ દાંતનું હથિયાર (દાંતણ) કરવામાં આવ્યો છે. બાજુમાં દેખાડેલી કેતાબમાં 'ફ્રશ' નામ શારીરિક અવયવ (દાંતો) સાફ કરવાના કોઇ નિર્દોષ સાધનના અર્થમાં મલતો નથી, પણ એક દીન દુશ્મનનાં ઝેહેરી પાણી પાએલાં ખુની હથિયાર તરીકે મલે છે. તે કયાની ગુશ્તાસ્પ અને ખ્યઓની અજાસ્પ વચ્ચે નાંનવી દીનનાં પેહેલાંજ ખુનખાર જંગમાં વીદરફ્શ જાદુગરે નામીચા ઇરાની સપેહસાલાર જરીરને પેલા ખુની ફ્રશ ભાલાથી બેજાંન કીધો હતો (ફ૦ ૭૪). ક્યાં એવાં ખુની હથિયારનો ખપ નથી અને ભાલા જેવાં કોઇ કાતીલ હથિયારથી ક્યાં દાંતો તોડી પાડવાના નથી! શરીર ઉપરથી ઉતારેલાં નખો, બાલો કે દાંતોને હેહેર તરીકે પહેજવાં (જમીનમાં દાતવાં) વંદીદાદની રૂએ વાજબી ગણાય, પણ દાંતણ, દાંત કોતરણી કે 'બ્રશ' જેવી કોઇ અશારીરિક વસ્તુ માટે બીજે ઠેકાણે કોઇબી લખાણોમાં એવું અસ્વભાવિક કોઇબી લખાંણ મલતું નથી.

## ૨૫—" દાઈત્યો કત."

વંદીદાદમાં મરનારના પગો વાલવાનું શું અકુદરતી ફર્માન મલે છે?
પાંચમી ફરગરદમાં નીચલું વાક્ય મલે છે.

"યત હે નોઇત એરેદવો—આઓઝ્હુનેમ વધ્ધનેમ ઉપ—જન્યાત
નોઈત ક્રષ પાધએઇબ્ય નોઇત જસ્તએઇબ્ય વીતરે.
અએષાંજી અસ્તી દાઈત્યો કત અએતહેયત ઈરિસ્તહે."

તર્જુમો—( મુવેલાંના ) ઉંચા આસનવાલાં માથાંને ( કત ) નહી લાગે, બે પગોથી વધારે આગલ ( લાબો ) નહી તથા બે હાથોથી વધારે કુશાદેહ નહી. ખચીત આ મુવેલાંનો લાયક કત છે ( ફ૦ ૧૧ ).

કોમના કદીમી અને શાહાનશાહી એ બે ફીરકા વચ્ચે ભુલભરેલી રસમોના કમનસીબ મતફેરોમાં લાસના પગો વાલવાનો આ એક સૌથી ગંભિર અને ઘણો નાજુક સવાલ છે. ત્યાં લાગણી કે માન્યતાનો સવાલ નથી, પણ ધાર્મિક ફર્માનનો મુખ્ય સવાલ છે. લાગણી અને માન્યતા, રેવાજો અને તરીકતો ઘણાં દાખલામાં ભુલાવો ખવાડનારાં સાબેત થયાં છે. તેઓ ઉપર અકસર ધાર્મિક આંકોશ રેહવો જોઇએ અને ધર્મનાં મઆકુલ ફર્માનોજ સર્વોપરી સતાસમાન ગણાવાં જોઇએ. હાથ ધરાતા લેખોનો એકજ ખાસ હેતુ ધાર્મિક ફર્માનો અને તરીકતો વચ્ચેનો તફાવત દેખાડવાનો અને સચ્ચાઇ શોધવાનો છે અને કોમના એક યા બીજા વર્ગને પંપાળવા, એકજ પક્ષ ખેંચવા કે સસતી કીર્ત્તિ ખાતવાનો તેમાં બીલકુલ હેતુ નથી. આ નિયમને વળગીને મતફેરીના આ સવાલ ઉપર અને આપણે અચુક હોવાનો દાવો કીધા વગર સંભાલ ભરેલો વિચાર કરીશું.

મથાલે મુકેલાં વાકયોની આસપાસ ઇરાનના સખ્ત શિયાળાની રૂતુનું વર્ણન મલે છે. ત્યાં પ્રથમ સખ્ત શિયાળાની આફત વેલા મુવેલાંની લાસની વ્યવસ્થા કરવાનો સવાલ થયો છે, અને તેના જવાબમાં બને તો ઘરેઘર અગર નહી તો મોહોલ્લાઓમાં 'થ્રાયોકત' એટલે ત્રણ કતો બનાવવા જણાવે છે ( ફ૦ ૧૦ ) ત્યાર પછી એલા 'કતો'

ઇરાન દેશની રૂતુ.

( Out houses ) કેવા હોવા જોઈએ એવો બીજો સવાલ થયો છે અને તેને મથાલે ટાંકેલાં વાક્યોમાં જવાબ મલ્યો છે. લાસના પગો વાલવાના ટેકામાં જે દલીલો કરવામાં આવે છે તેમાંની એક 'ક્રત' એટલે લાસવાલી જગાની હદ ટુંકી રાખવાની અને વધારે જમીન નહી બગાડવાની છે. આ દલીલને વિ૦ શેહેરીઆરજી જોકે વજન આપે છે, તોપણ લાસના પગો વાલવાનું વંદીદાદમાં સીધું કે આડકતરૂ ફરમાન હોવાનું વાજબી નાપાડે છે ( રીસ્તિ૦ સફે ૯૫ ).

**નોઇત ક્ષ પાધએઇબ્ય નોઇત જસ્તએઇબ્ય વીગરે.**

આપણી બાબદ માટે બાજુમાં દેખાડેલા શબ્દો ઘણા અગત્યના છે અને તેનો અર્થ પ્રથમ ઇરાનના દસ્તુરોએ 'પગ લાંબા રાખવા નહી' અને 'હાથ પોહોલા રાખવા નહી' કીધો છે તે દરોબસ્ત નથી.*

---

**ઇલ્મે ક્ષ્નુમ૦**

* આપણે જોઇશું કે, 'ક્ષ્નુમ' ની ચાવીથી દીનાઇનની તરીકતોમાં અચુક હોવાનો ખાલી ગર્વ કરનાર મહાત્મા બેરાંમશાહ પોતાના 'ઇલ્મ'નાં બળે આ ગંભિર બાબદ ઉપર કેવી રોશની ફેંકે છે ? તેઓ કહે છે કે "સબના પગ વાલવા કે નહી તે સવાલના સંબંધમાં અસલ દીની ફરમાન તો એજ છે કે પગ હંમેશ વાલવાજ જોઇએ, જેથી જોઇએ તે કરતાં વધુ જગ્યા સબથી રોકીને સ્પન્દારમદ અમશાસ્પંદને નાખુશ નહી કરવામાં આવે." ત્યાર બાદ એવણ બાજુમાં દેખાડેલી વંદીદાદની મજકુર શાહાદત ટાંકે છે અને તેનો આ મુજબ અર્થ ઉપજાવે છે.

"**લાંબા પગનું નહીં, અને હાથ છુટા અને લંબાવેલા બી નહી જોઇએ**" ( ચો૦ ન૦ ૩ સ૦ ૧૭ ).

**અવસ્તાના પાક કલામો ઉપર થતી રમત.**

આપણે જોઇશુ કે ઉસ્તાદે જે અર્થ ઉપજાવ્યા તે તદનજ ગલત છે અને સારી સત્તા સાથ કહેવાને હું શક્તિવાન છું કે મજકુર અર્થના અવસ્તા શબ્દોની અસલ વાક્યોમાં હસ્તીજ નથી. તેમાં આવેલા '**પાધએઇબ્ય**' શબ્દનો એમનો અર્થ 'પગનું' થતો નથી, પણ તેનો કાયદેસર અર્થ 'બે પગોથી' થાય છે અને 'પગનું' એવા અર્થ માટે અવસ્તામાં '**પાધહે**' શબ્દ મલે છે. બીજું, મજકુર વાક્યના '**જસ્તએઇબ્ય**' નો અર્થ 'હાથ છુટા' કદી થતો નથી, પણ

ઘાં મુખ્ય સવાલ લાસની વ્યવસ્થાના 'ત્રણ કતો' નો છે અને તેઓનો જે નક્ષ દોરેલો મલે છે, તેઓમાં પેહેલો લાસનો સંસ્કાર કરી મુકવાનો, બીજો આતશ રોશન રાખવાનો અને ત્રીજો જીવતાંઓને બેસવાનો છે (દા૦ હો૦ ૨૦ સ૦ ૨૩૪). આ 'કતો' ઇરાની ઘરોમાં અથવા મોહોલ્લાઓમાં એહેલાયદી પડશાલોનાં બાંધકામો હતા અને તેઓને હાથો તથા પગો વાળવાના મરનારના અઘટીત સંસ્કાર

**તેનાં સ્વભાવિક કારણો.**

---

તેનો અચુક અર્થ 'બે હાંથોથી' થાય છે અને 'છુટુ' એવા અર્થ માટે 'વીત' (પહ૦ ગ્વીત, ફા૦ જુદા કિ૦ અ૦) શબ્દ મલે છે પણ એમનો અશુદ્ધ શબ્દ 'વીતરેમ' મલતો નથી. ત્રીજું, એમનાં 'લંબાવેલા' (લાંબુ) શબ્દના ખરા અર્થ માટે અવસ્તામાં 'દ્રાજઙહ' (પહ૦ તથા ફા૦ દરાઝ, પા૦ દરાના) શબ્દ મલે છે અને તે અવસ્તાના મજકુર વાકયોમાં બીલકુલ મલતો નથી. ત્યારે 'ઇલમ'ના ઉસ્તાદને સીધો સવાલ કરીશું કે આ ભલતા અર્થો એવણના કયાંથી લાવ્યા ? અવસ્તાનાં અસલ વાકયોમાં જે શબ્દોની હસ્તી નથી તેની જગા ત્યાં ગલત અર્થોથી શું અસ્થાને પુરવામાં આવી નથી ? વળી એવણે ઘણાં ભાર સાથે જણાવેલું અસલ દીની ફરમાન કયાં છે ? અવસ્તાની દીની ભાષાનો તર્જુમો કરવામાં તે ભાષાનાં જ્ઞાનનો તે ઉપરના કાબુનો અને તેના લાયકાતનો જો કે ખાસ સવાલ સમાયલો છે, તો પણ ઘાંતો દીનના પાક કલામો સાથે બનાવટી પાસા ફેંકી રમતો રમવાની નબોજી છુટો લેવાયલી આપણે ખેદ સાથ જોઇએ છીએ. આવતા લેખોમાં અનેક દાખલામાં હું દેખાડીશ કે, એમના લખાણોમાં ધર્મના ફર્માનો અને તરીકતો વચેનો તફાવતબી એવણ સમજી શકતા નથી, વળી કેટલીક નારવા તરીકતોને પંપાળવા અવસ્તાના અર્થોમાં એવું અસ્ભાવિક અતેરૂ થવાના અને વળી તેનું કલ્પિત 'સાયન્સ' ઉભું કરવાનાબી અનેક દાખલા મલે છે. એવણ એક ઠેકાણે કહે છે કે "જે ક્રિયાઓ સમજાવવામાં આવેલી છે તે કાંઇ અલ્લટરૂપે સમજાવવામાં આવી નથી" (ચો૦ ન૦ ૩ દી૦ સ૦ ૯). ત્યારે ઉસ્તાદને આપણે પુછીશું કે, મરનારના હાથો અને પગો વાળવાના ટેકામાં દીનના પાક કલામોના અસલ અર્થો ઉલટાવી તેનું સાચ્ચું સ્વરૂપ ફેરવી નાંખવાને અગર અધ્ધર અલ્લટરૂપેનું નામ નહી ઘટતું હોય તો, આ કરતાં બીજી કઇ બાબદમાં તે વધારે બંધબેસ્તુ લાયક નામ થઇ પડે ? એમના આ અને આવતા લેખોમાં અવસ્તાના અર્થો ખરા હોય અને તેઓ બાતેન ઇલમના બળે ઉપજાવ્યા હોય તો, તેના સત્તાદાર આધારો ઉસ્તાદે દેખાડવા જોઇએ. અગર ભાષાશાસ્ત્રની રૂએ મારા અર્થો ખોટા દેખાડવામાં આવે તો મારી ભુલો કબુલ કરવા

સાથે ભેલી નાખવાની અને ત્યાં વંદીદાદની અસલ મકસદ ઉલટાઇ જવાની ગંભિર ભુલ થઇ છે. એવાં બાંધકામો પ્રથમ ઇરાનમાં અને એક સદી ઉપર ગુજરાતના સુરત ભરૂચ શેહેરમાં ઉભાં કીધેલાં કેહેવાય છે. ત્યાંજ મરનારનો સંસ્કાર ( ઉત્તર ક્રિયા ) થતો હતો અને ત્યાંથીજ લાસને અબ્વલ મંજલ લઇ જવામાં આવતી હતી. સુખશાંતિ વિદ્યાના નિયમ ઉપર રચાયલું આ ધાર્મિક ફર્માન પાછલથી પડતું મુકવામાં આવ્યું છે. ( ૨ ) રવાયતોમાં પગો વાલવાનાં હેરફેર લખાણો મલે છે. છ રવાયતોમાં પગો વાલવા અને એકાદ એમાં પગો લાંબા રાખવા જણાવે છે. ( ૩ ) પગો લાબા રાખવાની આ એક સૌથી ધરખમ દલીલ છે કે, અવસ્તામાં પગ માટે જેમ **પાધ** શબ્દ મલે છે તેમજ ધુંટણ માટે **જનુ** વગેરે નામ મલે છે. અવસ્તાના જુના અને સાદા જમાનામાં આંજના 'ફુટ,' ગજ કે વારનાં માપક સાધનો નહી હતાં, પણ અમુક વસ્તુઓનાં માપનું પ્રમાણ ઘણા દાખલામાં શારીરીક અવયવોથી દેખાડવામાં આવ્યું છે. એક ઠેકાણે પાણીની ઉંડાઇના માપ માટે પગનો નળો, કમર અને **ઘુંટણનાં** નામો મલે છે ( વં૦ ૫૦૬, ૨૭ ). ત્યારે લાસના પગો વાલવાનાજ હોત તો ત્યાં 'નોઇત ક્રપ પાધએઇબ્ય' શબ્દોને બદલે '**નોઇત ક્રપ જનુબ્ય**' એટલે, 'એ ઘુંટણોથી લાંબો નહી' એવા પેલા 'કત'ની ટુંકી હદ દર્શાવનાર શબ્દો હોવા જોઇએ પણ ત્યા તે મલતા નથી. બલકે મજકુર વાકયો મરનારનાં માથાના ઉપરના એક છેડાથી પગના નીચેના બીજા છેડા સુધીના આખાં કદનો આપણને ખ્યાલ આપે છે. ( ૪ ) વંદીદાદની ૮ મી ફરગરદમાં સખ્ત શિયાળાની કુદરતી આફત વેળા તે દુર થાય એટલા વખત માટે લાસની કામ ચલાઉ વ્યવસ્થાનો એજ સવાલ બીજીવાર મલે છે અને તેમાંથી મરનારના પગો વાલવાથી થતી પેલી જગાની ટુંકી હદનું માપ મલતું નથી (૬૦ ૮-૯). ( ૫ ) ખરૂં

---

હું પેહેલો તૈયાર થઇશ. હું સમજું છું કે દીનાઈનના બાબમાં મિથ્યાભિમાન અને ખાલી બદગુમાન એ કોમની રાહબરીનો દાવો કરનાર રાહબરની એક કમાલ એબ છે. એવણે લાસના હાથો અને પગો વાળવાની દલીલમાં વંદીદાદનો દેખાડેલો આધાર કંઇજ નહીં પણ '**સાયન્સ**' **નાં** ભપકાદાર નામનાં ઓઠાં હેઠળ અવસ્તાનાં ઉમદા ફરમાનોને તેનાં સાચાં સ્વરૂપમાં નહી સમજી શકાવાની નાદાર હાલતનુંજ કેવળ પરીણામ છે. વળી એમનાં આ અનર્થના બીજાં અર્થસુચક કારણો દરશાવીશું અને જોઇશું કે, એમના નાપાયદાર ફટવા મુજબ મરનારનાં હાથો અને પગોવાલી કેટલાક દાખલામાં લાસો ઉપર અકુદરતી અને અસહ્ય જફા ગુજારવાનું ફર્માન વંદીદાદમાં મલતું નથી અને મલવું જોઇએ બી નહી.

છે કે, વંદીદાદમાં લાસના હાથો અને પગો લાંબા રાખવાનું બી ફર્માન મલતું નથી અને હું ઘણા ભાર સાથે કહું છું કે કદીબી મલવું જોઇએ નહીઃ સબબ, એક લાસની સ્વભાવિક સ્થિતિ હાથો અને પગો લાંબા રહેવાની છે, તેઓ તેની અસલ સ્થિતિમાં રહેવા જોઇએ અને વગર ફેરફારની આ કુદરતી સ્થિતિ માટે ફર્માન આપવાની જરૂર નહી હોવી જોઇએ. લાસની અસલ સ્થિતિમાં અગર અકુદરતી ફેરફાર કરવાનો હોય ત્યારેજ તે માટે ફરમાન આપવાની જરૂર છે એમ આપણી સાદી સમજ કહે છે. ત્યારે પગો અને હાથો વાલવાનું અકુદરતી ફર્માન મલતું નથી એ જેટલું વાજબી છે, તેટલુંજ વાજબી તેઓને લાંબા રાખવાનું બી ફર્માન મલતું નથી. (૬) લાસને ઘાહાન ઉપર પલાંથી વાલી બેસાડેલી કે અબડુ સુવાડેલી હાલતમાં નહી, પણ ચતી સુવાડેલી જે કુદરતી સ્થિતિમાં તેને અન્વમંજલ લઇ જવામાં આવે છે તે માટે વંદીદાદમાં વાજબી રીતે કોઇ ખાસ ફર્માન મલતું નથી. કારણકે તે લાસની સ્વભાવિક સ્થિતિ છે અને એક લાસને કેવી તરતીબથી લઇ જવી તે દીનદારોની સારી સમજ ઉપર છોડવામાં આવ્યું છે.

**સારાંશ.**

ત્યારે મરનારના પગો તેની કુદરતી હાલતમાં લાંબા રાખવાનાં આ સઘલાં સામટાં કારણોથી વાકેફ થવા પછી, પગો વાલવા કે લાબાં રાખવાના આ નાજુક સવાલમાં વધારે વજન કયાં પડે છે તેનું, તથા તેના ગુણ–દોષનું બિનતઅસુબીએ તોલ કરવાનું દીનદારો માટે હવે થોડુંબી મુશકેલ નથી. હવે પછી 'જાદે મર્ગ' એવાં મથાલાં હેઠળ પાછળ આવતા લેખમાં જોઇશું કે, મરનારના પગો લાંબા રાખવાથી અને તેનો ઘટતી હદમાં ઉપયોગ થવાથી લાસ મુકેલી જમીનનો બીલકુલ બીગાડ થતો નથી, એવો બીગાડ થતો વંદીદાદમાં દર્શાવ્યો નથી અને 'ક્ષ્નુમ' ના ઉસ્તાદ સાહેબના ફટવા મુજબ સપંદારમદ અમેશાસ્પંદને દલગીરી ઉપજાવવાના ભયનું રહજબી કારણ રેહેતું નથી. લાશની જગા બીગડવાનું, બલકે તેને 'રીમન' ગણી અમુક રૂતુમાં અને અમુક દિવસો સુધી અલગ રાખવાનું બી ફર્માન વંદીદાદમાં મલતું નથી. ત્યારે મરનારના પગો વાલવાની, લાસવાલી જગાનો બીગાડ થવાની અને તેને અમુક મુદત સુધી અલગ રાખવાની દલીલોમાં થોડુંબી વજુદ નથી. વળી લાસના પગો વાલવાના આ અચોકસ રેવાજથી બાઝ આવવા તેની નાપાયદારીનું આ એકજ સબળ કારણ નથી. કેટલાક દાખલામાં ગુજરનારના અવયવોના સાંધા જ્યારે જ્યારે જડ થઇ જાય છે ત્યારે ત્યારે હાથો અને પગો વાલતાં જે દેખાવો નજરે પડે છે તે અસહ્ય છે અને વહાલાં ગુજર પામેલાંની લાસો ઉપર એવી અકુદરતી સખ્તાઇ ગુજારવા આ ભલા મજહબે એવું અકુદરતી ફર્માન કદી આપ્યું નથી.



## ૨૯—" જાદે મર્ગ. "

**વંદીદાદ** ૬એ મરનારની લાસ મુકેલી જગા શું અલગ રાખવાની છે ?

**પાંચમી પરગરદમાં** નીચલી પુસેંઝ પાસોખ મલે છે.

**" કુશ તે અએતે મજદયસ્ન અએતેમ આતરેમ અઇતી બરાંત અવઅએતેમ ન્આનેમ યત અએશો ના પર ઇરિથ્યાત. "**

**" નવ ક્ષથરેમ ઉપમાંનયેન અએતે યોઇ મજદયસ્ન ઐવિ ગામે આઅત હુમ માંજદ્રાજહીંમ. "**

**સવાલ**—દાદાર ! માણસ મરણ પામે તે ઘરમાં માજદયસ્નાનો **આ આતશ** પાછો ક્યારે લાવે ?

**જવાબ**—તે માજદયસ્નાનો જમેસ્તાનમાં **નવ રાત** અને હામીનમાં **એક મહીના** સુધી યોબે ( ફ૦ ૪૧–૪૨ )

એક મરનાર જરથોસ્તીની લાસનો સંસ્કાર કરી મુકવાની જગાને **વંદીદાદમાં** 'કત' તરીકે ઓલખાવી છે, અને તેને પાછલાં પહલવી તથા ફારસી લખાણોમાં 'જાદે મર્ગ,' 'જાગે મર્ગ' અને 'જાય મર્ગ' એટલે મોતની જગાનું નામ મલ્યું છે. વંદીદાદમાં એવા 'ત્રણ કતો' એટલે ગુમ્બદના એહેલાયદા ઓરડા અથવા પડશાલો (out houses) નાં, બની શકે તો ઘરોમાં અગર નહીતો મોહોલ્લાઓમાં બાંધકામો ઉભાં કરવાનું ફરમાન મલે છે (એજ ફ૦ ૧૦) ત્યારે લાસ મુકવાની જગાની બે ઠેકાણે વ્યવસ્થા રાખવાનું દીન૰ પાલનારાઓની મરજી પર છોડવામાં આવ્યું છે. હાલમાં ઘર બાહાર એવાં ખાસ બાંધકામો બનાવવામાં આવતાં નથી, ત્યાં લાસની વ્યવસ્થા થતી નથી, પણ ઘરોમાંજ 'કશ' માં લાસો મુકવામાં આવે છે અને ઘરની ખાસ જગા વિશેજ મથાલે મુકેલાં વાકયોમાં બોલવામાં આવે છે.

**ખુલાસો.** વંદીદાદ મુજબ જે ઘરમાં મરણ થયું હોય અને ત્યાં પાવમહેલની યોજદાથ્રગરીની કીયાઓ જારી થયેલી હોય તો, મરણના કારણને લીધે ઘરોમાંથી બાહાર કાઢેલાં **આતશ** વગેરે કીયાના સાધનો (ઓજારો, આલાતો ) કેટલી મુદતે પાછાં લાવવાં એવો પ્રથમ પ્રશ્ન કરવામાં આવ્યો છે અને તેના જવાબમાં કહે છે કે, શયાળાની મોસમ હોય તો

નવ રાત અને હુનાળાની હોય તો એક માસ સુધી ચોખ્ખી જવું. આ મુદ્દત પછી ક્રીયાના સાધનો પાછાં ઘરમાં લાવવાં અને રાબેતા મુજબ ક્રીયાઓ જારી કરવી. વંદીદાદનું આ લખાણ એક ઘણી જાણવા જોગ જે બાબદ તરફ આપણું લક્ષ ખેંચે છે, તે વંદીદાદનાં જુના જમાનામાં જરથોસ્તીઓના ઘરોમાં ક્રીયાના સાધનો હોમ, હાવન, તશ્ત, બર્સમ વગેરે સાથે ધાર્મિક મોતેબર ક્રીયાઓ જારી રહેવાનું છે.

**આ ફરમાનનો અનર્થ.**

મથાલે ટાંકેલાં વાકયોમાં મુખ્ય સવાલ ક્રીયાના સાધનોનો છે અને તેની સાથે બે ખાસ મોસમો હુનાળા અને શિયાળાનો નિકટ સંબંધ મલે છે. આ બાબદ સાથે મરનારની લાસવાળી જગાને જો-કે બીલકુલ સંબંધ નથી, તોપણ આ ઘણું તાજુબી ભરેલું છે કે, તેનો સંબંધ મરનારનાં ઘર સાથે અને લાસ મુકેલી જગા સાથે પાછલા વખતમાં પ્રથમ પહલવી શરેહ લખનારા દસ્તુર સાહેબોએ અસ્થાને જોડી આપ્યો છે અને નાહક અગવડમાં મુકનારી એક બિન જરૂરી ક્રીયાને બિનપાય જન્મ આપ્યો છે. તેમાં વંદીદાદનાં એક વ્યહવારૂ સાદાં ફરમાનની ઉલટી સમજ ઉઠાડવાનો અનર્થ થયો છે અને ક્રીયાના સાધનોને બદલે લાસ મુકેલી જગાને શિયાળા અને હુનાળામાં અમુક મુદ્દત અલગ રાખવાનો નાપાયદાર રેવાજ જારી થયો છે. હયાં ક્રીયાના સાધનોની જગા અસ્થાને લાસની જગાએ લીધી છે અને વંદીદાદનાં અસલ ફરમાનનું ઉલંગન થયું છે. આ ભુલ-ભરેલો રેવાજ પહલવી શરેહને આભારી છે. તેમાં વંદીદાદનાં બ્યહવારૂ શિક્ષણને અબ્યહવારૂ ફટવામાં ફેરવી નાખ્યું છે, તેમાં લાસ મુકેલી જગાને અને મરનારનાં ઘરને બિનપાય 'રીમન' ગણ્યું છે અને અમુક અમુક મુદ્દત સુધી ઘરોમાંથી ખોરાક પાણી બાહાર કાઢવા અને સઘળું રાચરચીલું દુર કરવાનો ભુલાવો ખવાડનારો ફટવો આપ્યો છે ( સ્પીગલ ૫૦૫, ફ૦૧૩૪ ની શરેહ, સફે ૬૧ ) હવે આ પહલવી શરેહને સંબોધીને પાછલી ફારસી રવાયતોમાં પેલા ફટવાને વધારે મુશકેલ બનાવવામાં આવ્યો છે અને તેમાં જાતજાતની અગવડો ઉભી કરવામાં આવી છે. તેમાં બીજે ઘરનો ખોરાક (ભાતી) ખાવા અને બીજે ઘરનું પાણી પીવા; ઘરનું રાચરચીલું દુર કરવા અને તેનો ઉપયોગ નહી કરવા; લાસ મુકેલી ભાંય ને નવ રાત અને એક માસની મુદ્દત સુધી અગલ રાખવા અને અમુક મુદ્દત બાદ તેને નુછવા ( ચોખ્ખી કરવા ) ના ફટવા જાબજા અપાયલા મલે છે ( બ૦ ફ૦ ૨૦ સફે ૧૭૪ તથા બીજી રવાયતો ). આ અને બીજી બિનજરૂરી તરીકતો તથા રસમો વંદીદાદનાં અસલ શિક્ષણો ખોટી રીતે સમજવાનું ભુલભરેલું પરીણામ છે. આ રસમ ખોટી છે અને તે ખુદ ખોટી

છે તેનો દાખલો વંદીદાદની શરેહ લખનાર એક દસતુર સાહેબજ પુરો પાડે છે. તેઓ કહે છે કે, મરનારની 'ભાંય' અમુક મુદત સુધી અલગ રાખવાની રસમ ઇરાનમાં એક સરખી રીતે પલાતી નથી (પહલવી ૫૦ ૧૦ ફ૦ ૨૦).

**ગંભિર ઘોંટાળો.** વંદીદાદનું આ અર્થસુચક ફરમાન મરણવાલાં ઘરોમાં યોજદાથ્રેગરીની કીયા થતી હોય તો, **આતશ વગેરે** બાહાર કાઢેલાં કીયાનાં સાધનો અમુક મુદત પછી પાછાં ઘરમાં લાવવા અને કીયા જારી કરવા જણાવે છે. વળી લાસને અવ્વલ મંજલ લઇ જવા પછી આગળનીજ માફક ઘરોમાં મરજી મુજબ **ગોસ્ત** અને **શરાબનું** ખાણું બનાવવા કહે છે અને તેને 'રીમન' થયા વગરનું અને **પાક** ( અયોજદયાંન૦ અનાસ્તરે તેમ ) ઠરાવે છે ( ૫૦ ૮ ફ૦ ૨૨ ) આ સાદાં અને વ્યહવારૂ ફરમાનમાં ગંભિર ઘોંટાળો કરી તેને કેમ ઉલટાવવામાં આવ્યું છે તે હયાં આપણે તેનાં સાચાં સ્વરૂપમાં જોઇ શકીશું. વંદીદાદમાં કીયાના સાધનો અમુક મુદત સુધી જ્યારે ઘરબાહાર લઇ જવા જણાવે છે, ત્યારે પાછલાં લખાણોમાં ઘરનાં ખોરાક-પાણી વગેરે દુર કરવા કહે છે. બીજું, વંદીદાદ ઘરોમાં યોજદાથ્રગરીની કીયા જારી કરવા જયારે અમુક મુદત થોભવા કહે છે, ત્યારે પાછલાં લખાણો લાસ મુકેલી જગાને પેલીજ મુદત સુધી અલગ રાખવા જણાવે છે. અને ત્રીજું, વંદીદાદ જ્યારે લાસને ઠેકાણે પાડવા પછી આગલનીજ માફક ખાણું પકાવવા કહે છે, ત્યારે પાછલાં લખાણો ઘરોમાં ખાણું પકાવવાનો અઘટીત અટકાવ મુકે છે. આ અને એવાજ બીજાં અનેક દાખલા હસ્તી ધરાવે છે કે, આજ પારસીઓમાં જે કંઇ પલાય છે તે ખાલેસ જરથોસ્તી ધર્મ નથી પણ તેનાં અસલ ફર્માનોનું ઉલગન કરનારા કેટલાક નાપાયદાર રેવાજો અને નારવા તરીકતો છે. દીનનાં ઉમદા ફર્માનોની જગા ઘણા દાખલામાં નારવા તરીકતોએ લીધી છે અને કમનસીબે આજ જરથોસ્તી ધર્મ એક રેવાજી ધર્મ થઇ પડયો છે. ઘણા દાખલામાં અવસ્તાના મઆકુલ ફરમાનોની અસલ્યાત ગુમ થઇ છે. તેનાં અકકલ પસંદ સાદાં અને તવંગર કે ગરીબ સર્વને મયસર આવે એવાં ફર્માનોની વ્યહવારૂ સાદાઇ તથા તેનાં ટુકાપણામાં સમાયલાં રહસ્યને પાછલથી અતિ મુશકેલ, બેઅંદાઝ અને ખર્ચાળુ બનાવવામાં આવ્યાં છે. આ દીની ફર્માનોને તેની અસલ ખાલેસીમાં દેખાડવાનાં પોતાનાં અજ્ઞાનપણાને લઇને હાલમાં નવા ઉગી નીકળેલા શાહબરોએ આ બેઅંદાઝ વધારાનું પોકળ 'સાયન્સ' સમજાવવાનું અતેરૂ કીધું છે અને તેણે કોમની આર્થિક સ્થિતિ ઉપર ઘણી ખરાબ અસરો કીધી છે.

**ઘોંટાળો કયાંથી અને કેમ થયો ?**

આ અનર્થનાં થોડાં વજનદાર કારણો નથી. તેણે ચાલતી આવેલી નારવા તરીકતોનું રૂપ લીધું છે, દીની અસલ ફરમાનોનું સુંદર સ્વરૂપ બીગાડયું છે અને તેને વંદીદાદનાં મથાલે ટાંકેલા વાકયોની નાચાકેરીથી કારણ મલ્યું છે. તેમાં મરનારનાં ઘરથી બાહાર લઇ જવામાં આવેલો **આતશ** પાછો કયારે લાવવો એવો સવાલ થયો છે અને એજ **આતશ**ના સવાલના સંબંધમાં પહેલી ભુલ થઇ છે. યોજદાથ્રેગરીની ક્રીયા ના **આતશને** પહલવી શરેહ લખનારા મહાન દસ્તુરો મરનારના ઘરના ચુહુલાનો સાધારણ આતશ સમજ્યા છે અને ક્રીયાના આતશને ઘરમાંથી બાહાર લઇ જવા અને પાછો લાવવાની વંદીદાદમાં દરશાવેલી મોસમ અને મુદતને તેઓએ લાસવાલી જગાને લાગુ પાડી છે અને હયાં બીજી ભુલ થઈ છે. આ ગેરસમજને લીધે ઘરના ચુહુલાના સાધારણ આતશને બાહાર કાહાડવા; ત્રણ દિવસ ઘરોમાં ખાણું નહી પકાવવા; ઘર, તેમાંનું રાચરચીલું તથા લાસવાલી જગાને 'રીમન' ગણવા અને તેને અલગ રાખવાના ફટવા અપાયા છે !

વળી આ અનર્થનાં બીજાંબી કારણો મલે છે અને તે મથાલે ટાંકેલા ફકરા ૪૧ નો તેની પેહેલાના ફકરા ૩૯ સાથના સંબંધ ઉપરથી જોઇ શકાય છે. તેમાં પ્રથમ પેલા ક્રીયાના **આતશ** સાથે **બરસમ, તસ્ત, હોમ, હાવન** વગેરે સાધનોના નામો મલે છે અને તેઓને સંબોધીને સવાલ થયો છે કે, ઘરમાં મરણ થાય તો આ સાધનોની શી વ્યવસ્થા કરવી ? એનો જવાબ ફ૦ ૪૦ માં મલે છે કે, તે સાંધનોને ઘરથી બાહાર લઇ જવાં. ત્યાર પછી ફ૦ ૪૧ માં બીજો સવાલ થયો છે કે, પેલા **આતશ** (વગેરે) સાધનો પાછાં ઘરમાં કયારે લાવવાં ? અને તેનો જવાબ ફ૦ ૪૨ માં મલે છે કે, શિયાળામાં **નવ રાત** પછી અને હુનાળામાં **એક માસ** પછી લાવવાં. હયાં લાસની જગાનો કે તેને અમુક મુદત સુધી અલગ રાખવાનો સવાલજ નથી.

ખરૂં છે કે, બીજા સવાલના જવાબમાં ક્રીયાનાં સઘલાં સાધનોનાં નામો મલતાં નથી, પણ આતશનું એકજ નામ મલે છે અને તેણેજ આ ગંભિર ઘોંટાળાને કારણ આપ્યું છે. હયાં આતશનું જે એકલું નામ મળે છે, તે ક્રીયાના પ્રથમ દરશાવેલાં સઘલાં સાધનોના એક પાક પ્રતનીધી તરીકે મલે છે. એવીજ રૂઢી **વેદીક** લખાણોમાંબી મલે છે. સંસ્કૃતમાં જ્યારે કોઇ શ્લોક કે વાકય ઉપર ટીકા કરવાની હોય છે, ત્યારે આગલા શ્લોકોનો પેહલો એકજ શબ્દ લેઇ તેની હેઠળ પેલા આખા શ્લોક ઉપર ટીકા

કરવામાં આવે છે. દીનાઇનના બાબમાં આ અને એવાજ બીજા અનર્થોએ જોકે ખરાબ અસરો બેશક કીધી છે, તોપણ પહલવી શરેહ લખનારા મહાન દસ્તુરોની સાહિત્ય સેવાની કદરશનાસી આપણે કદી ભુલી જઇશું નહીં.*

---

* અવસ્તાના ફર્માનોને "અખંદ રીતે તેના ખરા આકારમા" સમજાવવાની આપણે કોઇબી તરફથી આશા રાખીએ, તો તે ચીતરાલના સાહેબ દેલાંન સાલેકોના મહાત્મા **સઓષાવરેજ મર્જબાન** સાહેબ તરફથી બાતેન ગ્નાંન મેલવનાર એકલા **બેરામશાહ શરાફ** છે. હાથ ધરેલા સવાલના સબંધમાં એવણ કહે છે કે,

**ઇલ્મે ક્ષ્નુમ.**

" આ ઘેરમાંની એલાહેદી રાખવામાં આવેલી સચકારની જગ્યા, જો જમેસ્તાન (શિયાળો યાને બીજી હાવન)ના પાચ મહીનાનો અમલ હોય તો દશ દીવસ પછી પાક થાય છે, અને જો હામીન (ઉનાળો યાને રપીથવનના સાત મહીના)નો અમલ હોય તો તે જગ્યા એક માસ પછીજ પાક થાય છે, તેથી ઉપલી મુદત મુજબ ભોંય રાખવાનો **હોકમ** છે " ( ચો૦ ન૦ ૩ સ૦ ૨૧ )

આ કેહેવાતો **હોકમ** ગુરૂજી બેરામશાહ **વંદીદાદમાં** અપાયલો સમજીઆ છે, કારણ કે તેની શાહાદત તરીકે પાંચમી પરગરદનો મથાલે મુકેલો **ફકરો ૪૨** મો ટાંકી દેખાડે છે! એમાં ગુરૂજી નવું શું કહે છે? આ ગફલતી પહલવી શરેહ લખનારા મહાન દસ્તુરોથી થતી આવી છે, તોપણ તેઓ દીનાઇનની કેટલીક બાબદમાં પ્રમાણિક એકરાર કરે છે કે, "**અમ લા રૂશન**" એટલે અમે આ બાબદ સમજતા નથી, પણ આ ગુરૂજી તો પોતાને અચુક સમજે છ અને અવસ્તાના ભેદો "અખંદ રીતે તેના અસલ આકારમાં સમજાવવા" નો ગર્વ ધરાવે છે. પણ ગુરૂજીએ વંદીદાદની જે દલીલ દેખાડી છે તેમાં લાસ મુકેલી જગા અમુક મોસમે અને અમુક મુદત સુધી અલગ રાખવાનું ફર્માન કયાં છે? ત્યારે વંદીદાદની શાહાદત રજુ કરવામાં ગુરૂજીનાં ગુપ્ટ ગ્નાનના બળની ઘાંથી આપણને બાતેન બાતમી મલે છે અને એમનાં ગ્નાનનું ઘાંથી ખરૂ તોલ થાય છે. ગુરૂજી બાતેન ફીલસુફી અને 'સાયન્સ' નાં ઓથાં હેઠળ કયાં કયાં ગોટાં ખાય છે અને કોમનાં વેહેમાયલા વર્ગને કયાં કયાં આઠડયાં મરાવે છે તેજ ખનતઅસુબીએ દેખાડવાની હું મારી ફરજ સમજું છું. દીનાઇનના બાબમાં એવણ ખોટો દાવો કરે છે કે,.

" અવસ્તાના સ્તોતના રમ્જ યાને ભેદો ક્ષ્નુમની ચાવી મારફતે ઉકેલાબ્યા વગર દએન તેના અસલ આકારમાં સમજી શકાતી નથી " ( ચો. ન. ૩ નો દીબાચો ).

**લાસ મુકેલી જગાની અવ્યવસ્થા.**

લાસ મુકેલી જગાને અલગ રાખવાની આ જોકે એક ભુલભરેલી રસમ છે, તોપણુ તે એકલી નથી. તેમાં તેની વ્યવસ્થાના સંબંધમાં બીજી બી ભુલો થતી રહી છે અને એક ભુલે બીજી ગંભિર ભુલોને કારણુ આપ્યું છે. આપણાં દીની ભણુતરો અને ક્રિયાઓ દીની વર્ષની ભુલભરેલી ગણુત્રીની આપણી ગંભિર ગફલતીને લઇને તેનાં બરવખ્ત ઉપર થતાં નથી, તેઓમાંની એક લાસ મુકેલી **ભાંયને**

---

ત્યાં આપણે જોઇએ છીએ કે ગુરૂજીનું આ ખાલી ગુમાન અને મિથ્યા અભિમાન છે. ત્યાં અવસ્તાના ભેદો 'ક્ષ્નુમ'ની પેલી કરામતી કીટાયલી 'ચાવી'થી એવણુ ઉકેલી શકયા નથી. ગુરૂજી અવસ્તાનું ફર્માન અને તરીકતોનો તફાવતબી સમજવાને અશકત છે અને પાછલી રવા કે નારવા તરીકતોનેજ અવસ્તાના અસલ ફર્માનો સમજે છે. વળી એવણુ દગલે ને પગલે ગર્વિષ્ટ દાવો કરે છે કે,

"ઇલ્મે ક્ષ્નુમ જરથોશતી દએનની દરેક બાબદ અખંડ રીતે તેના ખરા આકારમાં સમજાવે છે" (એજ).

ગુરૂજીના આ દાવામાં વજન અને વજુદ એ બન્ને નથી. એવણે દેખાડેલી મજકુર તરીકતમાં વંદીદાદનું અસલ ફર્માન **'અખંદ'** રેહેતું નથી પણુ તેનું **ખંડન** થાય છે. વળી; તેની અસલ્યાતના '**ખરા આકાર**'ની હસ્તી ગુમ થાય છે, તેમાં અસલને તજી નકલી તરીકત હસ્તી ધરાવે છે અને તેને ગુરૂજી ધર્મનું ફર્માન સમજે છે.

વળી 'ઇલ્મ'ના ઉસ્તાદ મરનારના ઘરોમાં ત્રણુ દિવસ ખાણું નહી પકાવવાનો બી ફટવો આપે છે (એજ સફે ૩૩–૩૪). એવણુ આ ફટવો આપીનેજ ચુપ બેઠા હોત તો તે એકજ ભુલ ગણી શકાતે પણુ વખતે અને કવખતે પોતાનું શકમંદ 'સાયન્સ' તો દેખાડવુંજ જોઇએ, પછી તે બેવજુદ હોય તો તેનો શું મુજાકો છે? તેથી "૫૪ હાથ એટલે ૭૨ કલાક એટલે ત્રણુ દિવસ" ખાણું નહી પકાવવાના હિસાબનું સરવાયું કાઢવાની ગુરૂજી ફરમાસુ ફીલસુફી ચલાવે છે અને અવસ્તાના અસલ ફર્માનોના થયલાં ઉલંગનનું પોતાનું અજ્ઞાનપણું દેખાડે છે. વંદીદાદમાંતો લાસને ઠેકાણે પાડવા પછી ઘરોમાં ખાણું પકાવવા તાકીદનું ફર્માન મલે છે (૫૦ ૮ ફ. ૨૨). ત્યારે "અવસ્તાના ભેદો ક્ષ્નુમની ચાવી મારફતે ઉકેલવાનો" અને તેના "અસલ આકારમાં" સમજાવવાનો એવણુ જે દાવો કરે છે તે ભુલભરેલો અને એમનો પાલવ પકડી ચાલનારા ભોલા વર્ગને શું ભુલાવો ખવાડનારો નથી? આ ઉપરથી પારદર્શક જોઇ શકાય છે કે, ધર્મના અસલ ફર્માનોને તેનાં સાચાં સ્વરૂપમાં નહી સમજનારા

અમુક મોસમે અમુક મુદત સુધી અલગ રાખવા અને ગુઝવાની આ ભુલભરેલી રસમ છે. ખરૂં છે કે આ રસમ લગભગ તર્ક કરવામાં આવી છે, તોપણ ઘણા ગાંમડાંઓમાં હજુ તે પલાય છે. વળી આ રસમ એકલી નથી પણ તેની સાથે ઉપર દર્શાવેલી બીજી બી અઘટીત તરીકતો ઉભી કરવામાં આવી છે. પહલવી અને ફારસી લખાણો મુજબ મરનારની લાસ ધરેમાં સંસ્કાર કરીને જે જગાપર મુકેલી હોય, તેની વંદીદાદમાં દરશાવેલી મોસમ અને તેની ઠરાવેલી મુદત મુજબ વ્યવસ્થા કરવાની છે, પણ હાલની દીની વર્ષની ખોટી ગણત્રીએ તેને અલગ રાખવા અને પાક કરવાની મોસમ અને મુદત એ બંન્નેને ઉલટાવી નાખ્યાં છે અને પેલી જગાની અવ્યવસ્થા થતી રહી છે. રેવાજી ગણત્રી મુજબ ફ્રરવરદીનથી મેહેર મહિના સુધીની સાતની સંખ્યાની મોસમને વંદીદાદમાં હુનાળાની જણાવી છે અને રપીથવન ગાહની આ મોસમમાં પેલી જગા એક મહિને પાક થવી જોઇએ. પણ કેટલાંક પાછલાં ભુલભરેલાં લખાણો તથા હાલના રેવાજ મુજબ ઉપલી મોસમમાં નવ રાત પછી બાંય તુછી રીમન (!) ગણેલી જગાને પાક થયલી સમજવાનો અનર્થ કરવામાં આવે છે. વળી આવાંથી સંપદાર સુધીના જે પાચ માસ છે તેને વંદીદાદમાં શિયાળાની રૂતુ કહી છે અને બીજી હાવનના અમલમાં પેલી જગા નવ રાતમાં પાક થવી જોઇએ, તેને આજ એક માસની લાંબી મુદત સુધી લંબાવવામાં આવી છે!

મરણના ગંભિર પ્રસંગ સાથ સંબંધ ધરાવનારી આ કેહેવાતી તરીકતની ઉત્પત્તિ અને હસ્તીની બંન્ને બાજુની નાપાયદારી 'ઇલ્મ'ના પેલા ગુરૂ ઉકેલી શકયા નથી. તેની ઉત્પત્તિ વંદીદાદના ફર્માનનું ઉલંગન કરે છે અને તેની હસ્તીમાં જે અવ્યવસ્થા જારી રહી છે તે ઉપર ગુરૂજીએ બાતેન જ્ઞાનનાં બળનો અને પોકળ 'સાયન્સ' નો અખતરો અજમાવ્યો નથી એ આપણી એક અજાયબી છે.

**તખ્તગાહ.** લાસને ધરેમાં 'કષ'ની અંદર કેવી તરતીબથી મુકવી કે જેથી જમીન અપવિત્ર નહી થાય? આ માટે એક રવાયતમાં જે લખાંણ મલે છે, તે વંદીદાદમાં લાસને 'કંત'માં મુકવાની દેખાડેલી તરતીબ સાથે હુબહુ મલે છે. તેને માટે વંદીદાદમાં જે અર્થસુચક નામો મલે છે તે "એરેદવો-આઓઙ્હન" છે, આ સમાસ નામનો બીજો શબ્દ

---

અર્ધ ભણેલા રાહબરો કોમને રવા કે નારવા તરીકતોની ગુલામગીરીમાં જકડેલા રાખવાના અને જડવાદનાં ધર્માધપણા તરફ ધસડી જવાના પ્રબળ પ્રયાસો કરે છે. તેઓનાં આ અને એવાંજ બીજાં નાપાયદાર મતાંધ શિક્ષણોથી કોમનો ગરીબ ભોળો વર્ગ વખત, મેહેનત અને ખર્ચોના અસહ્ય બોજા હેઠળ કચડાતો અને છુડાતો રહયો છે.

સંસ્કૃત **આસન** સાથે મલે છે અને તેનો અર્થ **ઉંચુ આસન** થાય છે ( ૫૦ ૫, ૧૧). વળી બીજે ઠેકાણે એજ વંદીદાદમાં લાસની જગાની વ્યવસ્થાની કામચલાઉ તરતીબ દેખાડી છે, ત્યાં લાસને મુકવાનાં આસન માટે " **ગાતુ**" શબ્દ મલે છે અને તેનો અર્થ જગા, તખ્ત અને બેઠક થાય છે ( ૫૦ ૮, ૮). આ શાહાદતો મુજબ લાસને જમીનથી અલગ કોઈ ઉંચાં આસનની તખ્તગાહ બનાવી તે ઉપર મુકવાની છે અને તે રવાયતના લખાણના ઈરાનીઓના એક જુના રેવાજને ટેકો આપે છે. તેમાં કહે છે કે " ઇરાનમાં ગુજરેલાંને જમીનપર આ રીતે સચકાર કરે છે. પ્રથમ જ્યારે માણસ મરે છે ત્યારે નસાખાનામાં જમીનપર **કાચી ઈંટોપર** તેઓ મુકે છે. એ કારણ સરની કાચી ઇંટો તેઓ પોતાને ત્યાં તૈયાર રાખે છે. જ્યારે કોઇ ગુજરે ત્યારે તેનાં કદ મુજબ જેટલી જોઇએ એટલી કાચી ઇંટો જમીનપર બીછાવીને તેપર તેને મુકે છે. પછી કફન પેહેરાવીનેબી કાચી ઇંટોપરજ મુકે છે. પછી દીનની શરતે ક્રિયા કરીને તેને દાદગાહ દખમે લઇ જાય છે ( ઇન્તેખાબે રવાયત દા૦ હો૦ સફે ૧૩૬). ત્યારે આ લાસનું આસન અને તખ્ત છે અને તખ્તગાહ ઉપર જમીનથી અલગ લાસને મુકવાની છે. વળી લાસને તખ્તગાહ ઉપર મુકીનેજ અવ્વલમંજલ લઇ જવાની છે, તેથી લાસને જે સાધન ઉપર મુકવામાં આવે છે તેનું ફાર્સી નામ " **ગાહાન**" છે, તે ' **ગાહે આહન**' શબ્દોનું અપભ્રંશ થયલું રૂપ છે અને તેનો અર્થ **લોહોડાંનું તખ્ત** થાય છે. જે વેળા વંદીદાદની શરેહો લખાઇ તે વેળા લાસવાલી જગાને અલગ રાખવાનો આ રેવાજ ઇરાનમાં એક સરખી રીતે ફરજીઆત પલાતો નહી હનો એમ એક પહલવી શરેહ ઉપરથી જણાય છે. તેમાં કહે છે કે, ' આપણે જે નવ રાત અથવા મહીના લગી ' કષ' ની જગાને અલગ રાખ્યે છીએ, તેને હેરાત ( અથવા હલબ ! ) એક બીજા તરીકેજ ( બીજી જમીન જેવી ) રેહેવા દે છે અને (તેપર) ચાલે છે ( સ્પી૦ ૫૦ વં૦ ૧૦ ફ૦ ૨૦). આ સવલાંનો સામટો સાર એજ નીકલે છે કે લાસ મુકેલી જગા અમુક મુદત સુધી અલગ રાખવાનું, તેને ' રીમન' ગણવાનું અને તેનો બીગાડ થવાનુ ફરમાન વંદીદાદમાં મલતું નથી અને હાલનો નાપાયદાર રેવાજ વંદીદાદમાં વ્યહવારૂ ઉમદા શિક્ષણને ખોટી રીતે સમજવાનું કેવળ ભુલભરેલું પરીણામ છે.

**એક આવકાર દાયક સુધારો**

લાસવાલી જગા સાથે અમુક મોસમ કે અમુક મુદતનો સંબંધ નથી, તેનો બીગાડ થતો નથી અને તેને અલગ રાખવાની નથી. નાહક હરકત અને અગવડ ઉભી કરનારી આ રસમજ ખોટી છે, તે ભરચક વસતીવાલાં મોટાં શેહેરોમાંથી ફરજઆત નીકળી ગઇ છે અને **પત્થરની લાદીઓ**ની તખ્તગાહ ઉપર લાસને મુકી

તેને પાછલથી ઉચકી લેવાનો જે ફેરફાર થયો છે તેજ વંદીદાદની રૂએ બેહેતર અને બરહક છે. એક નાપાયદાર તરીકત ઉપર આ બેશક સુધારો છે અને એક આવકારદાયક સુધારો છે. આ લાયક સુધારો કરવામાં દીનના ફરમાનથી ઉલટી એક ભુલભરેલી તરીકત તરીકે, સારી સમજ વાપરીને કે જાહેર હિમ્મત દેખાડીને તેને રૂખસદ મલી નથી, પણ ગમે એવી નારવા તરીકતોને અચુક અને અખંદ હોવાની ભુલભરેલી માન્યતા ધરાવનારા, તેઓને જર, જોર અને જેહેમતના કોઇ બી જોખમે વળગી રેહેવાની હદથી જીઆદેહ હથીલાઇ કરનારા અને વડીલોને વફાદાર રેહેવાનો ખોટો દાવો કરનારા દીનના રાહબરો અને કેહેવાતા દીનદારોએ, પોતાના કેવળ સ્વાર્થ અને સગવડને ખાતર તેને તજવા અને તર્ક કરવાની જે નબળાઇ દેખાડી છે, તેજ આપણી એક મોટામાં મોટી દલગીરી છે. પાછલે દરવાજેથી દાખલ થઇ આવકાર પામેલા સુધારાના એવા દર્જનબંધ દાખલા મોજુદ મલે છે કે, નારવા તરીકતોને ધર્મના ફર્માનો ઉપર સરસાઇ આપનારા અને નાપસંદ ખર્ચાળુ તરીકતોને અખંદ રખાવનારા મુર્સદ અને મુરીદ એ બંન્નેને વખતે અને સંજોગે ફરજીઆત નમાવ્યા છે. વખત એવો બળવાન છે કે, લાયક પ્રસંગો ઉભા થતાંજ તે અજ્ઞાનપણાના અંધકારને પોતાની પ્રબળ અસર હેઠળ દાબી દે છે અને પોતાની પાછલ જ્ઞાનની રોશનીના મહાન ફેરફારો લેતો આવે છે.

**સાયન્સનો થતો ભંગ.**

સાયન્સની નજરે જોતાં લાસ મુકેલી જગા લાંબી કે ટુંકી મુદતબી પડત રાખવામાં એક સરખો જોખમ સમાયલો છે અને વંદીદાદ લખનારા મહાન 'સાયન્ટીસટસ' એ તેને અલગ રાખી મુકવાનું ફર્માન નહી આપવામાં સાયન્સના નિયમોની જાલવણી કીધી છે. હાલની સાયન્સ શિખવે છે કે, માણસનો જાન જવા સાથેજ લાસો ઉપર કોહોવાતની પૃથિકકરણની કુદરતી ચિા ચાલુ થાય છે, તેઓમાં રોગોનાં જંતુઓ (માઇક્રોબ અથવા બેસીલસ) જન્મ લે છે અને ઉડતા રોગોના ચેપવાલાં દર્દીની લાસમાંથી વધારે કાતીલ જીવલેણ જંતુઓ બાહાર પડે છે. આ ઝેહેરી જંતુઓ લાસવાલી જગાઓ અને ઘરોમાં ફેલાય છે, ધર્મના સાયન્ટીફીક ફર્માન મુજબ કુદરતનાં જોરાવર સાધન "ખુરશેદ નેગીરસ્ની" (સૂર્યનો તડકો, રોશ્ની) વગરની જગાને પડતલ પાડી રાખવાથી દર કલાકે અસંખ્ય જંતુઓનો ઉપદ્રવ વધી પડે છે અને અંદીઠ રીતે જીવતાંઓ તેના ચેપનો ભોગ થઈ પડે છે. આ કારણને લીધે લાસને ઠેકાણે પાડવા પછી ઘરો (અને લાસવાલી જગા) ને ખુસ્બોદાર વસ્તુઓની ધુપ આપવા ('ડીસીનફેકટ') કરવા ધર્મ તાકીદ કરે છે (વં. ૫૦૮, ૨) લાસને ઠેકાણે પાડવા પછી તેની જગા પાક કરી ઘરોને 'ડીસનફેકટ'

કરવાનું આ મઆકુલ ફર્માન, લાસની જગા પડતલ રાખવાના ભુલ ભરેલા રેવાજના કારણે પાછલથી ભુલી જવામાં આવ્યું છે. "સેનીટરી પ્રીન્સીપલ્સ" નું આ શિક્ષણ પ્રથમ જરથોસ્તી ધર્મનું અને પાછલથી હાલની આગળ વધેલી તબીબી વિદ્યાનું છે. ત્યારે જરથોસ્તી મજહબે લાસની જગાને અમુક મુદત સુધી પડતલ નાખી નહી મુકવાનું જે ફર્માન આપ્યું છે તે સાયન્સની એક મહાન સચ્ચાઇ છે અને જેઓ તેને પડતલ પાડી રાખવાનું સાયન્સ સમજાવે છે તેઓ જરથોસ્તી શીક્ષણ અને સાયન્સ એ બન્નેનું ઉલંગન કરે છે.



## ૨૭—"પઈતિ—દાન."

( અથોરનાનોનું પદાન તથા રથેસ્તારોનું મોઢાંની જાલીનું બખ્તર ).

ગુજર પામેલાંઓને **પદાંન બાંધવા** શું વંદીદાદમાં ફરમાવ્યું છે? **૧૮ મી** પરગરદમાં નીચલું લખાણુ મલે છે.

**"આઇ અષાઉમ જરથુશ્ત્ર,**

પઇતિ—દાનેમ અઈનીમ બરઇતિ અનઇવ્યાસ્તો દએનાંમ.

દીવજત હચ આથ્રવ સઙહઇતે. મા દીમ શ્રુયાઓ આથ્રવનેમ."

અએ અશો જરથોસ્ત! જેઓ દીનના કામમાં વાકેફ થયા વગર **પદાંનને** ખોટી રીતે રાખે છે, (તથા) (તેઓ) ઠગાંઇથી પોતાને આથ્રવન કેહેવા માંગે છે, તેવા (શખ્સ) ને તુંએ આથ્રવન (ઇઆને દસ્તુર-મોબેદ) કેહેવો નહી જોઇએ (એ૦ કાંગા ફ૦ ૧).

મરનારના સંસ્કારની બાબદમાં કોમના **કદીમી** અને **શાહાનશાહી** ટોળા વચ્ચે લાસના પગો વાલવા સાથે બીજો જે તફાવત મલે છે, તે પદાંન બાંધવા કે નહીં બાંધવાનો છે. જેઓ પદાંન બાંધવા કહે છે તેઓ વંદીદાદનો આધાર લે છે અને જેઓ બાંધવા ના પાડે છે, તેઓ રવાયતોનો આધાર લેઇ લાસને **સગદીદ** કરવા માટે તેનો ચેહેરો ખુલ્લો રાખવાની જરૂર જણાવે છે. આપણે જોઇશું કે કદીમી અને શાહાનશાહી બેઉ વર્ગ બંન્ને દાખલામાં ખરા નથી.

વંદીદાદનાં મથાલે ટાંકેલાં વાકયોમાં મરનારને **પદાંન** બાંધવા કે **નહી** બાંધવાનું ફરમાન મલતું નથી. **પદાંન** ધર્મગુરૂના યોજદાથ્રેગરીના પેશાના સંપુર્ણ જ્ઞાનની ઉંચી લાયકાતની એક પવિત્ર **"સનદ"** છે અને તેનો એક પ્રવીન ગુરૂ તરીકે પ્રમાણિક ઉપયોગ કરવાનો છે. અગર તેનો પોતાના પવિત્ર પેશામાં અપ્રમાણિકપણે ગેર ઉપયોગ કરે તો તેની તરફ વંદીદાદમાં એક **ધર્મઠગ** તરીકે સખ્ત નાપસંદગી દેખાડવામાં આવી છે. (૫૦ ૧૮ ફ૦ ૧-૫). ત્યારે ક્યાં પદાંનને મરનારના સંસ્કાર સાથે જરાએ સંબંધ

**ધર્મનું ફર્માન.**

નથી, તેને દીની ફર્માનનો ટેકો નથી પણ તે એક રેવાજ છે. તે જોકે એક ભલો રેવાજ છે, તોપણ પાછલથી એક નાપાયદાર કારણને લઇને તેને નારવા સમજવામાં આવે છે અને તે શકમંદ કારણ **સગદીદ**નું છે.

હવે પદાંન નહી બાંધવામાં જે દલીલ રજુ કરવામાં આવે છે તે ગુજરનારનો ચેહેરો ખુલ્લો રાખવાની અને તેને સગદીદ કરવાની છે. રવા-

**સગદીદ.**

**યતો** કહે છે કે અગર ચેહેરો ખુલ્લો નહી હોય તો સગદીદ રવા ગણાય નહી અને લાસનો **દરૂજેનસુસ** નાબુદ થાય નહી ! એના સંબંધમાં લાસના પગો વાલવા કે નહી વાલવાની રસમ મિસાલ આઠ રવાયતો એકેકથી ઉલટા ફટવા આપવામાં બે બાજુ વેંહેચાઇ ગઇ છે. ચાર રવાયતોમાં પદાંન બાંધવા અને બીજી ચારમાં નહી બાંધવાના ફટવા મલે છે ! આ તરફેણ અને વિરૂધ ફટવા આપનારા દસ્તુર સાહેબો પદાંનના સંબંધમાં જોકે જુદા પડે છે, તોપણ લાસને સગદીદ કરવાના દાખલામાં તેઓ એકમત છે, બલકે તેઓએ લાસના સંસ્કારમાં કોઇબી બાબતને સૌથી વધારે વજન આપ્યું હોય તો તે સગદીદની રસમ છે. હું કબુલ કરૂં છું કે સાસાનીઆન બાદશાહી અમલમાં સુમારે પંદરસો વર્ષથી જારી રહેલી અને વંદીદાદની પહલવી શરેહો લખનારા મહાન દસ્તુરોથી ફાહેશ થયલી આ જોકે પુરાણી રસમ છે, તોપણ બારીક તપાસ પછી જણાય છે કે, તેને જે ખાસ અગત અપાઇ છે, તે **વંદીદાદનાં** અસલ લખાંણની ખોટી સમજ ઉઠાડવાનું એક ભુલભરેલું પરીણામ છે. એમ જ્યારે હું બોલું છું ત્યારે તે બિન આધારે બોલતો નથી અને એમ બોલવાનાં થોડાં વજનદાર કારણો નથી. મરનારના સંસ્કારના એક સૌથી ગંભિર અને સૌથી નાજુક પ્રસંગે લાસો રૂબરૂ સગદીદ માટે કુતરાં રજુ રાખવાં એ આપણી સાદી સમજની હાંસી કરાવનારૂં છે. વળી તેને "ઇલ્મેક્ષ્નુમ" ની પેલી વાહીઆત "**સાયન્સ**" ની "સીના દર સીના" ઉતરતી આવેલી ફરમાસુ ફીલસુફીનાં ઓથાં હેઠળ તેઓની આંખોના કેહેવાતા "**મૅગ્નેટીક પાવર**"થી લાસો ઉપર ચાલટી કોહોવાતની કુદરતી ક્રિયામાં અકુદરતી ફેરફાર થવા જણાવવું તથા તેના રોગો ફેલાવનારાં ઝેહરી સુક્ષ્મ જંતુઓનાં **દરૂજે નસુસ** નાબુદ થવા કેહેવું, એ જરથોસ્તી મજહબનાં મઆકુલ ફર્માનોની મહાન સચ્ચાઇઓને ઝાંખ લગાડનારૂં છે. (ચો. નં. સ. ૩ ૧૪). ત્યારે મરનારના સંસ્કાર સાથે કુતરાંની હાજરી જોડી આપવામાં ગંભિર ગફલતી થઇ છે અને સગદીદ કરવા મરનારનો ચેહેરો ઉગાડો રાખવાનું કોઇ વજનદાર કારણ નથી. આ મુજબ બેઉ બાજુની દલીલોને સમાન દ્રષ્ટીએ તપાસવા

**પછી પારદર્શક જોઇ શકાય છે કે, મરનારને પદાંન બાંધવા કે નહી બાંધવાના દાખલાઓમાં વંદીદાદ અને રેવાયતોના આધારે જે જુદી જુદી દલીલો કરવામાં આવી છે, તેમાં વજન અને વજુદ એ બંન્ને નથી.**

**આવકારદાયક રેવાજ.**

ખરૂં છે કે દીનાઇનની દરેક બાબદમાં ધર્મનાં ફર્માનોની સીધી શાહદતો હોતી નથી, પણ તેથી એમ ઠરતું નથી અને એવી ભુલખી થવી જોઇતી નથી કે, દીનના ફર્માનોનો ખુલ્લો બંગ કરનારા રેવાજોબી રવા ગણુવા જોઇએ અને દીનના ફર્માનો ઉપર નાપાયદાર રેવાજોને સરસાઇ મળવી જોઇએ. રેવાજોનું બંધારણુ ધર્મની 'સ્પીરીટ' ઉપર રચાય છે અને રચાયલું હોવું જોઇએ. તેઓમાં જરથોસ્તી ધર્મનું રહસ્ય, જરથોસ્તી અશોઈ અને જરથોસ્તી એતેકાદ તેના નિયમોનાં ઉંડાં બંધારણ સાથે જલવાવાં જોઇએ અને તેજ પલાવાં જોઇએ. એવા ધાર્મિક રેવાજોને માન આપનારો અને કોમ તથા મજહબને જેબ દેનારા રેવાજો તરફ હું માનની નજરે જોનારો છું. એવો માનનો લાયક આ એક ગુજર પામેલાંને પદાંન બાંધવાનો નિર્દોષ રેવાજ છે, કારણુકે તેની સાથે જીવતાંઓની સુખશાંતિ જાલવવાની ધાર્મિક નેમ સમાયલી છે. ગુજર પામેલાં તરફ ઉંડુ માન અને ઉંચું વહાલ ધરાવવા આપણે તિક્ષણ લાગણી ધરાવ્યે છીએ અને તે માટે ધર્મે મનાઇ કીધી નથી. પણ આ વહાલની ઉંડી લાગણી ધરાવવા સાથે અકસર જીવતાંઓની તનદરૂસ્તીના નિયમો જાલવવા એ જરથોસ્તી મજહબનો સૌથી ખાસ અને સૌથી મોતેબર કાનુન છે, તે ઉમદા કાનુન આ રસમમાં જલવાયલો મલે છે. મરનારની લાસ ઉપર કોહોવાતની કુદરતી ક્રિયા ચાલુ થાય છે અને તે જનસુખાકારીને નુકસાનકારક છે, એ સિધ્ધાંત પેહેલું જરથોસ્તી મજહબનું અને પાછલથી આજની આગલ વધેલી વૈદક વિદ્યાનું છે. સુખશાંતિ વિદ્યાના આ અને બીજા નિયમોમાં આપણા ન્યાગાંનો ઘણા આગળ વધેલા હતા અને લાશના સંબંધમાં સઘલી ઘટતી સાવચેતી રાખવાના અનેક ઇલાજોમાંનો એક લાસનો ચેહેરો કપડાનાં બેવડાં પડના એક કકડા ( પદાંન ) થી ઢાંકવાનો છે. વંદીદાદ મુજબ લાસનાં શારીરીક સુરાખો નાંક, આંખ, જબાન, કાંન અને શર્મગાહોમાંથી કોહોવાતનું ઝેર અથવા ઝેરી હવા વધારે બહાર પડે છે અને ઉડતા રોગોવાલાં દર્દીની લાસમાંથી બાહાર પડતી હવાનાં ઝેરી જીવલેણ જંતુઓ ( દરૂજે નસુશ ) ની કાતીલ અસર જીવતાંઓ માટે પ્રાણઘાતક થઈ પડે છે. ( ૫૦ ૩, ૧૪). તેથી લાસનાં બીજાં છીદ્રો જેમ ઢાંકવામાં આવે છે તેમ કોહોવાતની ખરાબ અસરથી

થોડે દરજ્જેબી બચાવમાં રેહેવાના એક અસરકારક ઉપાય તરીકે નાક અને મોઢાંપર કપડાંનો પરડો કરવામાં જીંદગીની સલામતી સમાયલી સમજવામાં આવી છે.

સાસાની અમલમાં વંદીદાદની પહલવી શરેહો લખાઇ હતી, તેઓમાં મરનારના પગો વાળવા અને તેને પદાન નહી બાધવાના રેવાજો હસ્તીમાં હોવાની શાહાદત મલતી નથી. બીજું, પાછળા વખતમાં લખાયલી ફાર્સી રવાયતોમાં આ અને એવાજ બીજા હેરફેર રેવાજી ફટવા પ્રથમ અપાયલા મલે છે. અને ત્રીજું, છેલી બે સદી સુધી હિન્દના જરથોસ્તીઓમાં આ રસમો પલાતી નહી હતી, પણ ઇસ્વી **૧૭૨૧** માં જામાસ્પ વીલાયતી નામના એક ભણેલા ઇરાની હિન્દમાં આવ્યા અને તેમણે લાસના પગો વાલવા, પદાંન નહી બાંધવા અને રેવાજી માહમાં ફેરફાર કરવાના ઇરાની ફટવા આપ્યા હતા. ત્યારબાદ બે દાએકા પછી ઇસ્વી ૧૭૪૦ માં જમશેદ નામના બીજા ઇરાની હિન્દ આવ્યા અને તેમણે પોતાના નવા ફટવાઓ સાથે જામાસ્પના ફટવાઓને ટેકો આપ્યો હતો. આ બનાવના ચાર વર્ષ પછી આ ઇરાની ફટવાઓએ જોશ પકડયું અને સુરત શેહેરના બે કાબેલ દસ્તુરો **કુમાના દારાબ** (દાદા) અને તેમનાજ પીત્રાઇ **કાઉસ** ની આગેવાની હેઠળ પ્રથમ થોડાક જરથોસ્તીઓએ ઇસ્વી **૧૭૪૫** અને યજદજરદી સને **૧૧૧૪** ના રોજ મારેસ્પંદ અને માહ આદરને દીને, કોમને બે તડાંમાં વેહેચાઇ જવાનાં એક કમનસીબ ચોઘડીએ ઇરાનીઓના મજકુર ફટવા અમલમાં મુકયા, કદીમી માહા ભણ્યા અને તેઓ કદીમી તરીકે ઓલખાયા હતા.

**ફટવાઓની નાપાયદારી.**

**પદાંન** અવસ્તાના બે શબ્દો "પઇતિ-દાન" નું ટુકું રૂપ છે અને તેનો અર્થ મોઢાં ઉપર રૂબરૂ રાખવાની વસ્તુ થાય છે. ધર્મમાં તેને આથ્રવન ગુરૂઓના બીજાં હથિયારોમાં એક કીમતી હથિયાર (આલાત) ગણેલું છે. જેમ એક હુન્નરમંદ સિપાહ વગર હથિયારે પોતાનો હુન્નર દેખાડવાને અશક્ત થઇ પડે છે, તેમ એક અથોરનાનને પદાંનના હથિયાર વગર ચોકસ ભણતર-ક્રિયા કરવામાં અટકાવ પડે છે. વળી આ એકલું અથોરનાનોનુંજ હથિયાર નથી પણ રથેસ્તારો (લડવૈયાઓ) નુંબી હથિયાર છે અને મોંઢું ઢાંકવાની લોખંદની જાલીનાં બહાદુર ઇરાની પેહેલવાનોનાં એક બખ્તર તરીકબી એજ પદાંન શબ્દ મલે છે (વં० ૧૪, ૮). મોબેદોનું પદાંન જોકે રૂના સફેદ કપડાં જેવી એક નાચીજ છે, તોપણ તેના લાયક ઉપયોગમાં સમાયલી અનેક ખુબીઓને લીધે તે ઉપર ધાર્મિક છાપ માર્યો છે અને તેને ધર્મમાં ઉંચી ઉપમાં આપી છે.

## ૨૮—ઈરાની ભાષાનાં થોડાં સમાસ નામો.

### પાય-દશ, પાય-મોજદ અને પાદ-રૂજ.

### અવસ્તાની ઉત્પત્તિ—પઇતિ-દથ, પઇતિ-મીજદ અને પઇતિ-રઓચન.

**પ્રથમજ** મારે કબુલ કરવું જોઇએ કે હાથ ધરેલી આ કોઇ મહત્વની બાબદ નથી. '**પાય-દશ**' આપણા વચ્ચે ચાલુ વપરાસમાં આવતું જોકે એક સાધારણ નામ છે, તોપણ તેની ઉત્પત્તિ તથા તેના અર્થથી આપણે નાવાકેફ છીએ. આ કારણને લીધે તેની મુળ મકસદ તથા તેનું અસલ સ્વરૂપ એ બંન્ને ફેરવાઇ ગયલાં આપણે જોઇ શકીશું. હાલમાં મરનારની લાસ પાછલ તેનાં માનાર્થે સરોજબાજ ભણી અને બે જને જોડ થઇ તથા પએવંદ પકડી અવ્વલ મંજલ જવાની ક્રિયાને અથવા અવ્વલ મંજલ જનારા જરથોસ્તીઓની મજલસને આ રેવાજી નામ મલ્યું છે અને તેને રવાયતોમાં વાજબી રીતે ઘણું સવાબકાર ગણ્યું છે. મિ૦ શેહેરીઆરજી '**પાય-દશ**'ના આગલા શબ્દની ઉત્પત્તિ ફાર્સી '**પય**' એટલે પાછલ અથવા પુઠે ઉપરથી લાસ પાછલ જવાનું કામ હોવાનું અનુમાન કરે છે, પણ પાછલો '**દશ**' શબ્દ શું છે તે દેખાડયો નથી ( રીસ્તિ૦ સ૦ ૧૩૧–૧૩૨ ).

**પાત-દેહેસ્ન.** આ નામની ઉત્પત્તિ પહલવી ભાષાને આભારી છે, તે બાજુમાં દેખાડેલા શબ્દનું બગડેલું રૂપ છે અને તેના અર્થ અવેજ અથવા બદલો થાય છે. તે અવસ્તાના બે શબ્દો "**પઇતિ-દથ**" ઉપરથી નીકલેલું સમાસનામ છે અને તેઓ અવેજના બેવડા અર્થમાં મલે છે. અવસ્તાના આગલા શબ્દનું પહલવી 'પાત' અને પાછલાનું 'દેહેસ્ન' રૂપ થયું છે. એનું પાજંદ રૂપ 'પાદ-દેહેશ્ન' મલે છે, તેના પેહેલા શબ્દનો પાછલથી પહલવી ઉચ્ચાર 'પાય' થયો છે અને બીજાનું ટુંકુ રૂપ 'દશ' થઇ '**પાય-દશ**' સમાસ નામના અધુરાં રૂપમાં મલે છે અને તેનો મજકુર અર્થ અવેજ અથવા બદલો થાય છે. અવસ્તાના અસલ શબ્દોનાં પહલવી, પાજંદ અને ફાર્સી ભાષાઓમાં અપભ્રંશ થયલાં એવાં અનેક રૂપો મલે છે.

**બદલો નામ શું દેખાડે છે?** હાલમાં 'પાય-દશ' લાસ પાછલ ભણતર સાથે પએવંદ પકડી જવાની ક્રિયા અથવા લાસને અવ્વલ મંજલ પોહોચાડવાની મજલસ માટે ચાલુ વપરાશમાં આવતું જે રેવાજી નામ છે, તેને આપણે 'બદલા'ના અર્થમાં મુકીએ છીએ, તે પેહેલી નજરે બચીતજ અસાધારણ જણાય છે. જ્યાં આપણને સ્વભાવક સવાલ ઉત્પન્ન થાય છે કે આ બદલો શું છે અને શાનો છે?

આપણી આ દલીલને વંદીદાદની આઠમી પરગરદની પહલવી શરેહમાં અર્થસુચક ખુલાસો મલે છે. તેમાં ગુજર પામેલાંને અવ્વલ મંજલ લઇ જવા બાબદ શરેહ થયલી મલે છે અને તે માટે નીચલું લખાંણુ થયું છે.

**પહલવી શરેહ.**

**"જીવાક પવન વાહક ઝદુન્તન.**
**અવસ્તાક મીન આખર ગુકતન."**

તર્જુમો—જે જગાએથી જાય તે જગાના પ્રમાણ પ્રમાણે ખરીદી કીંમત આપે. તેની પછવાડે અવસ્તાનું પઢાંણુ કરવું (મરહુમ દસ્તુર જા. મી. જામાસપ આશાનો તર્જુમો. સ. ૮૩).

મજકુર શરેહમાં લાસને લઇ જવાની જગાની લાંબી ટુકી હદના અંદાઝ મુજબ જે કીંમત આપવા કહે છે તેજ **પાય-દશ** એટલે મેહેનતનો **બદલો** છે. ત્યારે આ એક કામના બદલાનું જે અસલ નામ છે, તે પાછળથી અવ્વલ મંજલ જવાના કાર્ય (ક્રેયા) ને મલ્યું છે. આ નામનો ઉચ્ચાર '**પાય-દેહેશ**' છે, તોપણ તેને કેટલાક 'પાય-દસ્ત'માં ફેરવી નાખે છે અને એક અધુરાં રૂપને વધારે બીગાડવામાં આવે છે.

## પાય-મોજદ.

પાય-મોજદ અને પાય-દશ બે જુદા શબ્દો નથી, તેઓ એકજ અર્થ ધરાવનાર શબ્દોનાં માત્ર બે જુદાં રૂપો છે અને તેઓનો એક સરખો અર્થ **બદલો** થાય છે. લાસ લઇ જનારા નસાસાલારો તથા લાસ પાછલ જનારા ધર્મગુરૂઓને તેઓના મેહેનતનો બદલો આપવાના તેના ખરા અર્થમાં આ નામ મલે છે. ત્યારે આ સમાસ નામ 'પાય-દશ' ની ઉત્પતી તથા તેના અર્થની સચ્ચાઇને સીધો ટેકો આપે છે. પાત-મોજદ અને પાય-મોજદ અવસ્તાના "પઇતિ-મીજદ" નું પહલવી, પાજંદ અને ફાર્સી રૂપ થયું છે. આ જોકે શુધ ફાર્સી નામ મલે છે તોપણ તેનો 'પાયમુજી'નો અશુધ ઉચ્ચાર કરવામાં આવે છે અને તેનાં સાચાં સ્વરૂપને બદસુરત બનાવવામાં આવે છે. વળી તે જોકે એક સામાન્ય નામ છે તેને ક્રિયામાં ફેરવવામાં આવે છે.

## પાદ-રૂજ.

એવુંજ એક ત્રીજું સમાસનામ આપણને 'પાદ-રૂજ' માં મલે છે. તે અવસ્તાના "પઇત-રઓચન" ઉપરથી ઉત્પન્ન થયલું છે અને તેનો અર્થ **બામદાદનો બદલો** થાય છે. અવસ્તાના આગલા શબ્દના અનેક અર્થોમાંનો એક અવેજ (શબ્દયોગી અવ્યય) થાય છે અને પાછલો શબ્દ ઇરાની ભાષાઓમાં 'રૂજન' થયલો મલે છે. વંદીદાદમાં 'બામદાદ' અથવા બામદાદની રોસ્નીના અર્થમાં 'રઓચન' (રૂજન) શબ્દ મલે છે. (૫૦૧૮ ફ૦ ૧૬ તથા ૨૪). આ મુજબ અવસ્તાના મજકુર શબ્દો ઉપરથી 'પાદ-રૂજ' નું સમાસ નામ થયું છે. મજકુર ત્રણ સમાસ નામો જોકે એકજ અર્થો ધરાવનાર શબ્દોના માત્ર જુદા જુદાં રૂપો છે, તોપણ તેઓ વચ્ચે જે અર્થસુચક તફાવત મલે છે તે જાણવા જોગ છે. પેહેલાં બે નામો જ્યારે મરનારને અવ્વલ મંજલ પોહોચાડનારાઓની મેહેનતનો બદલો છે, ત્યારે આ ત્રીજું નામ મરનારનાં રવાનના સેરટના બદલા સાથ સંબંધ ધરાવે છે. મરનારની

હયાત જીંદગીની તમામ નેક અથવા બદ કરણીના ઇનસાફના સેવટના ચુકાદાનો સૌથી નાજુક પ્રસંગ ચહારૂમની બામદાદનો છે. આ બારીક પ્રસંગે મરનારની કરણી મુજબ તેનાં રવાંનનો બેહસ્ત કે દોઝખનો જે બદલો તે 'માદ-રૂજ' યાને બામદાદનો બદલો છે. આ મુજબ મરનારની કારકીરદીના સેવટના બદલાનું આ એક નામ છે તે પાછળથી ચહારૂમની બામદાદની ઉઠમણાની ક્રિયાને મલ્યું છે.*

---

*પાય—મોજદ અને પાદ—રૂજ નામોથી મી૦ બહેરામશાહ શરાફે ક્રિયાઓની 'સાયન્ટીફીક' ફીલસુફી સમજાવવામાં પોતાના ચો૦ ન૦ ૩ નાં એકસોથી વધાર સફા રોકયા છે અને તેમાં હદ બાહાર જે અતેરૂં કીધું છે, તે કેટલું નાપાયદાર છે, તે મજકુર નામોના ઉરાદે ઉઠાડેલા કલ્પિત અર્થો ઉપરથી આપણે જોઈ શકયે છાએ. એવણ 'પાય—મોજદ'નો અર્થ "ઉરવાન તરફના પ્યારનો બદલો" કરે છે (એજ ફુટ નોટ ૬૦૬) આ ગલત અર્થ એવણ કયાંથી લાવ્યા ? પાય—મોજદમાં પ્યાર જેવો કોઇ શબ્દ નથી અને તેને દીની ભાષાનો કોઈ આધાર નથી. વળી 'પાદ—રૂઝ'નો અર્થ એઓ "પોતાની કારદાનીના હીસાબનો ચુકાદો એક ઉરવને પોતે જોઇ લેવાનો વખત" કરે છે (એજ સ૦ ૬૫) મજકુર નામમાં 'રૂઝ' શબ્દ મલવાથી તેનો અર્થ આ દાખલામા 'વખત' કરવામાં એવણ ગોથું ખાય છે અને તે અસલ અવસ્તા શબ્દોત્પતિની નાવાકેફીનું પરીણામ છે. ઈરાની ભાષાઓની એવી નાવાકેફીને લીધે 'પાય—દશ'ના કાયદેસર શબ્દોને અશુધ સમજી એવણ બેકાયદે 'પાય—દસ્ત' (હાથ-પગ) લખીને વળી તેને વધારે અશુધ કરે છે ! જ્યાં જ્યારે હું શબ્દોત્પતિ વિશે બોલું છુ, ત્યારે એક ઘણાં અગત્યનાં નામની એમનાં બાતેન જ્ઞાનનાં બળથી થયલી ચુંટણી માટે થોડો વિચાર કરીશુ. એવણે પોતાના બાતેન શિક્ષણને 'ઇલ્મે ક્નૂમ' નામ આપ્યું છે અને તેમા પેહેલાં અરેબીક અને બીજા ગાથીક નામના કીધેલી કચુમર વિષે હું બોલીશ નહી, પણ તેમાં એમના પાયા સમાન ગણાતું અને ગાથામાંથી લીધેલું ગાથામાંથી લીધેલુ એમ વારંવાર ઘણી હુકમાઇ સાથે ઉતારો કીધેલું 'ક્નુમ' નામ તદન બેકાયદે છે. તે કાયદા મુજબ 'ક્નુ' રેહેવું જોઈએ અને તેનાં બીજી વિભક્તિનું પ્રત્યય નહી હોવું જોઇએ. ભાષાશાસ્ત્રના કાયદા મુજબ ક્રિયાપદો વગર વિભક્તિના પ્રત્યયો આવી શકતાં નથી અને બેકાયદે પ્રત્યય લાગવાથી તેનો અનર્થ થાય છે. રામનીની ક્રિયાને પાછલથી અપાયલું 'બરસનુમ' નામ જેટલું અશુધ છે, તેટલુજ અશુધ આ 'ક્નૂમ' છે બીજું, આ નામ તેના મુળ અર્થમાં સાથી ચહડતા ખુદાશનાસીના એલ્મનો અથવા દીનના એલ્મનો જ્યારે પુરો મર્મ બતાવે છે ત્યારે તેની સાથે પર ભાષાનો 'ઇલ્મ' શબ્દ અસ્થાને મલે છે. ત્યારે ભાષાશાસ્ત્રની રૂએ આ નામનો મૂળ પાયોજ ખોટો છે અને ખોટા પાયા ઉપર ઇલ્મની ઇમારત ઉભી કીધી છે. એમનાં લખાણોમાં ધર્મની અવસ્તા ભાષાના શબ્દો સાથ એવી બેકાયદે અઘટીત છુટો લેવાના એકથી અનેક મોજુદ દાખલા મલે છે. દુનિયાની દરેક સુધરેલી પ્રજાઓ સ્વભાષાનાં વ્યાકરણોની સત્તા ધરાવે છે અને વ્યાકરણજ એક ભાષાને શુધ કે અશુધ દેખાડનાર જોકે એક સર્વમાન્ય સત્તાદાર સાધન છે, તાપણ ભાષાએ સાથ પોતાને પેશ પડતી નમોજી છુટો લેનારા અને પોતાનાં લખાણોમાં બનાવતી પાસા ફેકનારા સાહેબો ભાષાશાસ્ત્રને ઉતારી પાડવાની પોતાની કમનસીબ નબળાઇ વારંવાર દેખાડે છે. કારણ કે એક ભાષાના શબ્દો ઉપર થયલા તેઓની રમતોનું ખોટાપણું તે ભાષાનું વ્યાકરણ તથા જબાનશનાસીનો કાયદોજ અચુક આકારમાં દેખાડી આપે છે.

ત્યારે મજકુર સધારણ નામો તથા તેઓના અર્થો અગર અલટપલટરૂપે થયલા હોય તો તેના પાયા ઉપર દેખાડેલી એમની "સાયન્ટીફીક" ક્રિયાઓની કલ્પિત ફીલસુફીમાં કેટલું બધું પોલમપોલ હોવું જોઇએ ?

# ૨૯—મરણના પેહેલા ત્રણ દિવસો અને વંદીદાદ.

**વંદીદાદની પરગરદ ૧૦ મીમાં નીચલું વાકય મલે છે.**

**"ઇમે વચ ક્રમ્ર ચોઇ હેન્તિ ગાથાહુવ**
**બિશામ્રૂત થ્રિશામ્રૂત ચથ્રુશામ્રૂત."**

એટલે, આ કલામો તું ભણ, જેઓ છે ગાથાઓમાં બિશામ્રૂત (બે વાર બોલાત.), થ્રિશામ્રૂત (ત્રણવાર બોલાતા) અને ચથ્રુસામ્રૂત (ચાર વાર બોલાતાં) છે (ફ૦ ૨)

મજકુર પરગરદમાં પ્રથમ એવો પ્રશ્ન થયો છે કે, મુવેલાં ઉપરથી જીવતાંઓ ઉપર દરૂજે **નસુશ** (માઇક્રોબસ, બેસીલસ) ધસારો કરે છે તેને દૂર અને દફે કેમ કરવો? એના જવાબમાં કહે છે કે ગાથામાં બિશામ્રૂત વગેરે સંજ્ઞાથી ઓળખાતા કલામો ઉચ્ચારવા. ત્યાં માણસના મરણ પછી તેનાં મુરદાલ શરીર ઉપર બ્રહોવાતના પૃથકકરણની કુદરતી ક્રિયા શરૂ થાય છે અને તેની ખરાબ અસરથી જીવતાંઓનું રક્ષણ કરવાના એક અસરકારક ઇલાજ તરીકે ગાથાના કલામો ઉચ્ચારવા કહે છે. ત્યાં મારે લક્ષ ખેંચવું જોઇએ કે, આ ટુકા ફકરા અવસ્તા જમાનાનું અસલ **ગાહાસારણું** છે, તેને પાછલથી અહુનવદ ગાથાના હા ૭ માં ફેરવવા અને લંબાવવામાં આવ્યું છે અને તેથી વધારે અસરકારક ટુકા ફકરાઓની અસલ્યાત તથા તેનું રહસ્ય ગુમ થવાં જોઇએ. ત્યાં આપણે આ એકજ ફેરફાર થયલો જોતા નથી, તેઓ જોકે મરણના તુરતના પ્રસંગ સાથ સંબંધ ધરાવે છે અને તેઓ આ ગંભિર પ્રસંગે ઉચ્ચારવાના અસરકારક મંત્રો છે, તોપણ પાછલથી વંદીદાદની પહલવી શરેહમાં ગાથાના આ કલામોને નીચલા શબ્દોમાં **વંદીદાદ** કરાવવા તરીકે ઓલખાવ્યા છે! અને ત્યાંથી આપણે મરણ પાછલ વંદીદાદ કરાવવાનું મુળ જોઇ શકીએ છીએ. ત્યાં કહે છે કે,

**"જવીત દીવદાત યજબહુનેત."**

**એટલે; વંદીદાદ ઈજવો જોઇએ (ફ૦ ૧૦, ૨) મરણમા પેહેલા ત્રણ દિવસ સરોસમાં વંદીદાદ કરાવવાનું મુળ ત્યાંથી આપણુને મલે છે અને આપણે જોઇશું કે વંદીદાદને ગાથાના મજકુર કલામો સાથે બીલકુલ સંબંધ નથી.**

(૧) જ્યાં વંદીદાદ અસ્થાને મલે છે. ગાથા અને વંદીદાદ તેનાં ભાષા અને વખત વચ્ચે મોટો તફાવત પડે છે (૨) ગાથા (ગાહાસારણું) મરણના તુરતના પ્રસંગે લાસના સંસ્કાર રૂબરૂ ભણવાના કલામો છે અને વંદીદાદ લાસને અવ્વલ મંજલ પોહોચાડવા પછી ભણવામાં આવે છે. (૩) ગાથાના કલામોથી 'દરૂજે નસુશ'ની ખરાબ અસરો દુર થવા જણાવ્યું છે. પણ વંદીદાદ ભણાવવાથી તેની નાશકારક અસર દુર થવાની અવસ્તામાં શાહાદત મલતી નથી. (૪) એની સૌથી વજનદાર દલીલ દુર શોધવા જવી પડે એમ નથી. મજકુર પરગરદના ત્રીજા ફકરામાં સવાલ થયો છે કે 'બિશામ્રૂત' વગેરે કલામો કયા ? અને તેના જવાબમાં 'વંદીદાદ નુસ્ક મલતો નથી, પણ **અહ્યાયાસા, ઉશ્તા અહ્માઇ, સ્પેન્તા મઇન્યુ**, વગેરે બે વાર બોલાતા કલામો ખુલ્લા દરશાવેલા મળે છે. ( ૫ ) ત્યાં બેવાર ત્રણવાર અને ચારવાર બોલતા ગાથા અને ગાથાની સાદી એબારતમાં લખાયલા **"યસ્ન હપ્તઙ હાઇતિ"** ના કલામોની ચુંટણીનો જો કે તેના શરેહ લખનાર કાબેલ કર્તાએ પહલવી ભાષામાં ખરો તરજુમો આપ્યો છે, તો પણ શરેહમાં "વંદીદાદ ઇજવા" નો આપેલો ફતવો તાજુબી ઉપજાવે છે અને તેનું કોઇબી વજનદાર કારણ જ્યાં હસ્તી ધરાવતું નથી.

ત્યારે ગાથાના કલામોની આ શરેહમાં મરણ પ્રસંગે વંદીદાદ ઇજવા જણાવ્યો છે તે અસ્થાને થયલી એક ભુલ છે અને હયાંથી મરણના પેહેલા ત્રણ દિવસ સરોશના ત્રણ વંદીદાદ કરવાની પેહેલી ભુલ શરૂ: થાય છે. આ ભુલની પાછલાં પહલવી અને ફારસી રવાયતોનાં લખાંણોમાં નકલો થાય છે અને નાહક એક ભુલભરેલા ખર્ચાલુ રેવાજને કારણ મલે છે. આ પાછલાં લખાણોમાં મરણના પેહેલા ત્રણ દિવસ સરોશના ત્રણ વંદીદાદ કરાવવાના તાકીદના ફતવા અપાયા છે અને તેઓ મજકુર શરેહને બેશક આભારી છે. મરણ પાછલનાં ભણતરો અને ક્રિયાઓના એવા અનેક દાખલા મોજુદ છે કે તેઓની ઉત્પત્તિ અસ્થાને થઇ છે અને તેઓની હસ્તીએ રેવાજનું ભુલ ભરેલું રૂપ લીધું છે.

મરણ પાછલનાં ભણતરોનો બેઅંદાજ વધારો કેમ થયો છે તે વંદીદાદના આ દાખલાથી દેખાડવાની હયાં હું જરૂર સમજુ છું. વંદીદાદના પહલવી તરજુમાના કાબેલ લખનાર કંઇ પણ વજનદાર કારણ વગર ગાથાના "બિશામ્રૂત" ના કલામોની શરેહમાં અસ્થાને વંદીદાદને મુકે છે અને હયાં સુધી તેને આપણે એક ભુલ ભરેલી શરેહ તરીકે જોઇએ છીએ. આ શરેહ હયાંજ અટકી હોત તો તેને આપણે એકજ ભુલ તરીકે પસાર કરી શકતે, પણ તે હયાંજ અટકતી નથી અને પાછળથી આપણી

સનમુખ તે જુદાં રૂપમાં દેખાવ દે છે. તેની પાછલાં પહલવી, અને ફારસી રેવાયતોનાં લખાણોમાં નકલો થાય છે અને તે શરેહ ( કોમેન્ટરી ) ને બદલે અસલ લખાંણુ ( ઓરીજીનલ ટેકસ્ટ ) નું રૂપ લે છે. બીજા બોલોમાં પ્રથમ જે શરેહ હતી, એક ભુલ ભરેલી શરેહ હતી તે હવે દીની કેતાબોમાં દીનનાં ફરમાનોમાં ફેરવાઇ જાય છે અને તે દીનની કેતાબોની શાહાદ તો તરીકે આપણી સનમુખ રજુ થાય છે! એવી અનેક ભુલો આપણે ત્યારેજ જોઇ શકયે અને તેઓને ભુલ તરીકે સાબેત કરી શકીએ, કે જયારે તેનું અસલ મુળ શોધવા અને તેને પુગી વલવાને આપણે શકિતવાન હોઇએ. એવા એક નહી, એક દજન નહી પણ અનેક દાખલા મોજુદ છે કે આજ જરથોશતી મરણ ક્રિયાઓ તેનાં સાચાં સ્વરૂપમાં પલાતી નથી, તેમાં ખાસ વ આંમને મયશર આવે એવાં મજહબનાં મખાફુલ ફરમાનોની જગા થોડી સ્વભાવિક અને ઘણી અસ્વભાવિક તરીકતોએ લીધી છે અને તે દીનના ફરમાનો તરીકે પલાતી રહી છે.

**વંદીદાદ સાદેહ** (બાવીસ પરગરદ) દાદાર હોરમજદ કે કોઇ ઇજદ—અમશાસ્પંદોની આરાધનાને લગતું લખાંણુ નથી, તે પુરાતન ઇરાનીઓનું એક ધારાશાસ્ત્ર છે અને તેમાં ચોખાઇ-પાંખાઇના સુખશાંતિના નિયમો વગેરેનું વર્ણન મલે છે. આ જોકે અરાધનાનું લખાણુ નહી હતું, તેથી પાછલથી તેને આરાધનાનું રૂપ આપવા તેમાં ઇજ્શને અને વીસ્પરદનાં ભણતરો આમેજ કીધાં છે અને તેને ક્રિયાનાં ભણતર તરીકે ગણવામાં આવ્યું છે.



## ૩૦—મરણની છેલ્લી ઘડી.

### અષેમ અને પતેત.

### ( અશોઇના બુલંદ ખ્યાલો સાથે જાનની વીદાયગીરી )

**હાદોખ્ત નુસ્કમાં** નીચલી પુસેશ પાસોખ મલે છે.

**"કા અએવો અષો-સ્તુઈતિશ, યા વીસ્પેમ ઇમત કર્ષવરે યત ખનીરથેમ.**

**યાંમ બા ના ઉસ્તેમે ઉર્વએસે ગયે હે અષેમ સ્તઓઇતિ...... અરેજઇતિ. ફ્રસ્તવનો હુમતચ હુખ્તચ હુવર્શ્તચ૦ નિજબરેગ્નો દુશ્મતચ દુજુખ્તચ દુજ્વર્સ્તચ."**

સવાલ—કઇ **અષેમવોહુ** આ ખનીરથ કેસ્વરની કીંમત બરાબર છે?

જવાબ—જે માણસ ખચીત જીંદગીને છેલ્લે અંતે હુમત, હૂખ્ત અને હવરતથી વખાણ કરતાં તથા દુશ્મત, દુજુખ્ત અને દુજશ્વર્ત રદ કરતાં **અષેમવોહુ** ભણે છે (તેની કીંમત એક આબાદ દેશનાં બરાબર છે) (૬૦ ૮-૯)

મજકુર લખાણમાં મરણની છેલ્લી ઘડીએ એક જરથોશ્તીએ પોતે ખરાં અંતઃકરણના પસ્તાવા સાથે અષેમવોહુનો કલામ યાદ કરવાનું ફરમાન મલે છે અને તેની અગત તથા અસર તુલના કરી નહી શકાય એવી સઘલી સંપત્તિવાલા એક આબાદ દેશની કીંમત બરાબરની જાહેર કીધી છે. માણસની અજલની છેલ્લી ઘડી જીંદગીના બીજા સઘલા બનાવોમાં સૌથી ગંભીર બનાવ છે અને આ બારીક પ્રસંગે ધર્મ એક જરથોસ્તીને ગાથા વાણીના પાક કલામો સાથે જાન છોડવા ફરમાવે છે. ભુલથી થયલાં પાપોના છેવટના પસ્તાવા સાથનું **અષેમવોહુ**, મરણના નાજુક પ્રસંગને બરનું એક ટુકું અને અસરકારક ભણતર છે, તેનો અર્થ **અશોઇ** છે અને અંતની ઘડીએ અશોનો રવાનને ઉંચા વીચારો, વચનો અને કામોના બુલંદ ખ્યાલો પોતાની સાથે લઇ જવા અને પોતાના પેદા કરનાર અહુરમજદનેજ જાનો નેશાર કરવા ધર્મ શીખવે છે. તેમાં આ નાજુક પ્રસંગે અશોઇના ઉમદા ખ્યાલોમાં મનને રોકવા અને તેમાં

મશગુલ રેહેવામાં રવાનને રાહત અને સેવટની શાંતી આપવાની ઉંડી અને ઉંચી નેમ સમાયલી છે. તે અજલની અંતની ઘડીનો ઘંટ વાગતાં મરનારને આકુલ વ્યાકુલ નહી થવા, કુદરતથી નીર્માન થયલા બનાવમાં શાંતી જાલવવા અને અશોઇનાજ ખ્યાલો સાથે જાન છોડવા ધમ આગ્રહ કરે છે. સેવટના પરતાવાના થોડા શબ્દો સાથે બાર શબ્દનો આ અસરકારક કલામ ટુકો છે, તેના ટુકાપણામાં ખરૂં રેહસ્ય સમાયલું છે અને તે ટુકો છે તેથીજ મરણ કાંઠે આવેલાંની નાજુક હાલતના બખ્તવક્ત માટે બરહક છે. મરણ વખતે એક રવાનનું તેનાં શારીરીક ખાકી ખોળીઆંમાંથી છુટું પડવાનો ફેરફાર સૌથી નાજુક પ્રસંગ છે. આ કટોકટ પ્રસંગે એક અશોનાં રવાનને શાંતી આપવા, તેને ગમની ગીરફતારીમાંથી છુટવાં અને ફાણી જીંદગીની અસલ આફતો તથા અજાબોથી મુકત થવાની મુબારકબાદીનાં ગાથાનાં પવીત્ર વચનોની યાદ આપવામાં આવે છે અને તેને બેહેશતનશીનીના અમર્ગ સુખી આશીર્વાદના આશારંત ફેહગારો કાહાડતું દેખાડવામાં આવે છે કે;—

" ઉશ્તા અહ્માઇ યહ્માઇ ઉશ્તા કહ્માઇ ચીત
વસે—ક્ષયાંસ મજદાઓ દાયાત અહુરો."

એટલે, સુખ તેને (હોજો) સુખ કોઇનેભી આપ અખત્યાર અહુરમજદ બખશે! (૫૦ ૨ ફ૦ ૨)

પણ એક નાઅશોનાં રવાનને ફાંણી જીંદગીમાં ગુજારેલી તેની બદ કરણીની બદ બખ્તી, પશેમાની અને નાસેપાસીનાં વચનો પોકારતું આ મુજબ દેખાડયું છે:—

" કામ નેમે જાંમ૦ અહુરમજદ કુથનેમે અયેનિ."

એટલે, હું કઇ બાજુ જાઉં! અએ અહુરમજદ હું કઇ તરફ મારગ લેઉં! ૫૦ ૩ ફ૦ ૨૦).

મરણના આ નાજુક સવાલમાં જે અગત્યની બાબદ ઉપર ત્યાં હું લક્ષ ખેંચવા માગું છું, તે વખત બે વખત અવસ્તાનાં મજકુર મહત્વનાં ફરમાન ઉપર થોડાક સ્વભાવિક અને ઘણા અસ્વભાવિક ફેરફારોની પાછલથી થયલી જુદી જુદી અસરો છે.

**મરનારની વસ્યત.** આપણે જોયું અને તપાસ્યું છે કે, **હાદોખ્ત નુસ્કમાં** સરંથી પેહેલાં મરણના નજદીકના વખતમાં શાંતિ જાલવવાની મોનેબર નેમથી એક જરથોસ્તીએ જાતે ખુદ્દને હાજર જાણી ખરાં જીગરથી સેવટનો પરતાવો કરવાનું અને અષેમનાં કલામો યાદ કરી

અશોઇના ખ્યાલો સાથે જાન છોડવાનું ફરમાન મલે છે. આ ફરમાન પતેતે પશેમાનીના પાજંદ ભણુતરમાં ફેરવવામાં આવે છે અને તેની ફરજ મરનારનાં ફરજંદોને શીર નાખવામાં આવે છે, ત્યાં વસ્યત કરવામાં આવે છે કેઃ—

**"હમે ફરમાયમ અષેમ વાહુ બેગુફીરશની. પતેતી પીશ અજ બેવદીરની પસ વર્દેહમન. મન જાદેહરા અજ ગુનાહ પ પતેત બહોદ ...ફરમુદાર ખાહેશની હમદાસ્તાન હોમ."**

અર્થ—ગુજરતી વખતે અષેમ વોહું અને ગુજરવા પેહેલાં પતેત કરવા હું ફરમાવું છું. મારા ગુજરવા પછી મારા ફરજંદો (બેટા-બેટી) ગુનાહથી પતેત કરનાર થાય તેનો હું ફરમાવનાર, ઉમેદવાર તથા એકમત છું (ક૦ ૧૨).

અવસ્તાના ફરમાન મુજબ અજલની છેલ્લી ઘડીએ એક જરથોસ્તીએ પોતેજ સેવટનો પસ્તાવો કરવાનો અને અષેમનો કલામ યાદ કરવાનો છે અને તેની તેમાં સૌથી ઉંચી કીંમત દર્શાવી છે. તોપણ મરણ એવો ગમખાર બનાવ છે કે, માનસિક નબળાઇને લીધે મરનાર પોતાની ઉપર કાબુ રાખી નહી શકે અને શાંતિ જાલવી નહી શકે એ કુદરતી છે. થોડા દાખલામાં બુઢાપો સહનશીળતા જાલવી શકે, પણ ભરજવાનીમાં જયારે જીંદગીની દોરી અધુરે તુટી જાયછે ત્યારે શાંતિની જાલવણી અસહ્ય અને અશકય થઇ પડેછે. એવા અનિવાર્ય કારણોને લઇને પાજંદ લખાણમાં કોઇ ભણવાને અશકત હોય અગર શક્તિવાન હોય તોપણ આ બણતર તેના કાનો ઉપર નાખવાની છુટ મુકવામાં આવે છે. આ ભણુતરમાં તરાહીત માણસે પતેત ભણવાથી તેના પાપો કપાવાનો જોડાયલો પાછલો ખ્યાલ અજરથોસ્તી છે.

આ લખાણમાં જે છુટ મુકવામાં આવી છે તે તેની ઘટતી હદમાં રહીને પાલવાની ફરજ તરફ આપણું લક્ષ ખેંચે છે. તેમાં એક અથોરનાન કે બેહેદીન વહાલ અને વફાદારીના દીનના કલામોના દીલાસાના થોડા શબ્દોની જે વસ્યત કરે છે તે ગમે તેને માટે નથી, પણ મરનારની પસંદગીનાં અને પોતાનાં ઘણાં અતલગનાં વહાલાં ખેશાવંદો માટેજ છે. તેઓ "મન જાદેહ" એટલે મરનારનાંજ ફરજંદ-વારે સો હોવાં જોઇએ. ત્યારે આ વસ્યત મરનારનાં નજદીકનાં ખેશાવંદો માટે છે અને તે ઉપર તેઓએજ અમલ કરવાનો છે. મરનાર પોતાનાંજ વહાલાંઓથી દીલબરીનો ખરો દીલાસો ચાહે છે અને તેમાં જ્યારે તેઓનો સંપુર્ણ સંતોષ સમાયલો છે ત્યારે પારકા તરાહીત દીલાસાથી તેઓને પુરો સંતોષ નહીં થાય એ સ્વભાવીક છે. આ સાચી વફાદારીની વસ્યત ઉપર ભાર મુકવામાં આવે છે અને દલીલ કરવામાં

આવે છે કે, મરનાર એવી વહાલી વફાદારીનાં "**ફરમુદાર**" એટલે ફરમાવનાર, "ખાહેશની" એટલે, ઉમેદવાર અને "હમદાસ્તાંની" એટલે તેની સાથે એકમત હોવાનો એકરાર કરેછે. ત્યારે મરનાર એક ચોકસ ઘટતી જગાએથીજ અને પોતાનાં નજદીકનાં વહાલાંઓથીજ સીધો દીલાસો મેલવવાની ઉમેદ રાખેછે, તે બરવખ્ત બજા લાવવા તરફ પોતાની પસંદગી દેખાડેછે અને તે સાથે એકદીલ થાયછે. અગરજો મરનારની આતુર ખાહેશ અને ફરમાશથી ઉલટી રીતે પારકે હાથે અસ્થાને ભાડુતી દીલાસો અપાય તો તે કુદરતીજ મરનારની પસંદેહગી મેલવવા પામે નહી, તેની સાથે તે એકમત થાય નહી અને તેને ખરી શાંતી મલે નહી. આ સાદી પણ સૌથી ગંભીર ફરજ અદા કરવામાં જરથોસ્તીઓ ગાફેલ અને ગુમરાહ રહ્યાંછે અને પોતાનાં વહાલાં તરફની સેવટની વફાદારીની પાક ફરજમાં પછાત પડયાંછે. આ ગંભીર ફરજ ગુરૂને માંથે મારવામાં આવેછે અને તેનેજ તેનો હવાલો સોંપવામાં આવેછે. જે ફરજો એકલી જજમાનોનીછે, જે ફરજો ગુરૂઓની નથી અને તોપણ દીનાઇનની રૂએ હૈયાત જીંદગીની આ અને બીજી અનેક ધાર્મિક ફરજો એક બેહેદીને (મરદે કે ઓરતે) હાથે જાતે અદા કરી ખરી સવાબકારી હાસેલ કરવાની અને રવાન બુખ્તગી મેલવવાનીછે, તે ફરજો ગોયા બજારમાંનો સોદો હોય તેમ તેની મરણ પાછલ મરનારની નયતે ખરીદી કરવામાં આવેછે અને એવી ફરજો બજા લાવવાની જવાબદારી ગુરૂને શીર ઠોકવામાં થતા અનર્થો જાબજા મલેછે.

અવસ્તાનું અસલ ફરમાન અને તે ઉપર પાછલથી થયલા ફેરફાર અને વધારાની અસ્વભાવીક અસરોનો હ્યાં ટુક સાર ખેંચેલો જાણવા જોગ **બેઅંદાઝ ફેરફાર** થઇ પડવા વીના રેહેશે નહીં.

અવસ્તા મુજબ અંજલની અંતની ઘડીએ એક જરથોસ્તીએ અષેમ'નો કલામ જોકે જાતે યાદ કરવાનો છે, તોપણ પાજંદ લખાણમાં આ અસલ ફરમાન ફેરવવામાં આવ્યું છે અને તેની ફરજ મરનારને બદલે તેનાં ફરજંદોને માંથે નાખવામાં આવી છે. આ પેહેલો ફેરફાર હતો. અસલ ફરમાન 'અષેમ' સાથે મરનારને જાતે બરવખ્તના માત્ર આઠ શબ્દોમાં સેવટના પસ્તાવાની યાદ કરવાનું હતું, તેની જગા પાછલથી પતેત પશેમાનીના બાર કર્દાનાં લાબાં ભણુતરે લીધી છે. આ બીજો ફેરફાર છે. પાજંદ લખાણ મુજબ આ ભણુતરોની જે ફરજ મરનારના ફરજંદ વારેસોની હતી તે

પાછલથી ધર્મ ગુરૂઓને માંથે નાખવામાં આવી છે. આ ત્રીજો ફેરફાર છે. પાજંદ લખાણોમાં પતેતનું ભણતર માત્ર મરણના પેહેલા ત્રણ દિવસ માટેજ છે તેને મરણ પાછલ વર્ષો સુધી બેઅંદાજ લંબાવવાનો નારવા રેવાજ જારી થયો છે. આ ચોઠો ફેરફાર છે. મરનારની વસ્યત મુજબ ફરજંદ-વારસોએજ માત્ર લાસના સંસ્કાર (સચકાર ) આગલ ભણતર કરવું ઘટે છે, તેને બદલે મરનારની ભાંય આગલ દીવસો સુધી ગાતો દીન મોબેદોથી ભાડુતી ભણતરો જારી રાખવાનો ખોટો અને ખર્ચાલુ રેવાજ જારી રહ્યો છે. આ પાંચમો નાપાયદાર ફેરફાર અને નારવા વધારો છે. વખત બે વખત એક પછી એક દેખાદેખીથી થયલા આ ફેરફારો પારદર્શક દેખાડે છે કે, દીનાઇનના બાબમાં અવસ્તાના મઆકુલ ફરમાનોમાં થયલા રેવાજી ફેરફારો અને તરીકતોની દાદ સીમાજ નથી, તેમાં હદ બાહાર બીનજરૂરી ફેરફારો થતા રહ્યા છે, આ નાપાયદાર ફેરફારોએ કોમના મધ્યમ અને ગરીબ વર્ગની આર્થીક સ્થિતિ ઉપર ઘણી ખરાબ અસરો કીધી છે અને દીનનાં અસલ ફરમાનોની અસલ્યાત તથા તેનું ખરૂં રહસ્ય ગુમ થયું છે.



## ૩૧—મરણના પેહેલા ત્રણ દીવસો,
## 'સેદોશ' ની ક્રિયા અને મરનારની વસ્યત.

પતેતે પશેમાનીમાં આ પાજંદ લખાણ મલેછે.

**" પસ ગુદર્દેહ મન અન જાદેહરા ૦૦૦ સેદોશ ૦૦૦ ફરમાયદ."**

એટલે, મારા ગુજર પામવા પછી મારાં ફરજંદો '**સેદોશ**' ફરમાશે (ક્ર. ૧૨).

એક જરથોસ્તી પતેતનાં મજકુર ભણતરમાં હૈયાતી દરમ્યાન પોતાના ફરજંદો ( બેટા બેટી ) ને એવી વસ્યત કરી જાયછે કે, મારા ગુજરવા પછી 'સેદોશ' નુ ભણતર કરવા ફરમાવે. આ એક ઘણી અગત્યની કીયાનું નામછે માટે આ બે ગાનાં નામની ઉત્પતી વિષે પ્રથમ આપણે બોલીશું.

**સેતુશ.** પાજંદ 'સેદોશ' ની ઉત્પતી પહલવી 'સેતો'શ અથવા 'સેતુશ' નામ ઉપરથી થયલી છે અને તે અવસ્તા નાં 'સ્તુઈતિશ' (સ્તુતી) શબ્દ સાથે મલે છે. તેનો ધાતુ 'સ્તુ' (તારીફ કરવી) ઉપરથી પહલવી વગેરે ઈરાની ભાષાઓમાં 'સેતુદન' (વખાણવું) નું સામાન્ય રૂપ થયુંછે, આ ભાષાઓમાં 'ઉ' વાલાં એવાં રૂપોનો '**આય**' ફેરફાર થાયછે અને તેને છેડે સામાન્ય રૂપનું પ્રત્યય લાગેછે. પણ 'સેતુશ' માં મજકુર ફેરફાર થયો નથી અને તે જોકે કાયદેસર 'સેતાયસ્ન' થયલો મલતો નથી તો પણ પહલવી ભાષામાં એવો ફેરફાર નહી થયલાં રૂપોબી મલેછે. તેઓ 'સતુદ યસ્ત' અથવા 'સતુદ યસ્ન' (અ. સ્તઓત યસ્ન) અને 'સતુદગર' (અ. સ્તુત. ગર) વગેરે રૂપોમાં મલેછે અને આ બેઉ એકવીસ નુસ્કોમાંના પેહેલા અને બીજા નુસ્કનાં નામો તરીકે મલેછે. ત્યારે પહલવી 'સેતુશ' અથવા 'સેતોશનુ પાજંદ 'સેદોશ' રૂપ બેશક થયુંછે અને બેઉ શબ્દોનો એકજ અર્થ માત્ર સેતાયશ અથવા આરાધના થાય છે.

**સેદોશ.** આ પાજંદ શબ્દનો અર્થ સર્વથી પેહેલાં પહલવી શરેહોમાં ત્રણ શરોસ થયો છે અને તેની નકલ સઘલા તર્જુમો કરનારા શાહેબોએ કીધી છે. આ તેનો અસલ અર્થ નથી અને તે બે જુદા શબ્દો કે બે શબ્દોનું બનેલું નામ નથી. તેમાં ઇરાની ભાષાના 'સે' એટલે ત્રણનું સંખ્યા વાચક વીશેષણ નથી, વળી 'દોશ' કાંઇ જુદો શબ્દ નથી અને 'સરોશ' તેનો અર્થ થતો નથી. તે એક સામાન્ય નામ છે, તેના અર્થ સેતાયશ છે, બલકે 'સેતાયશ્ન' નુંજ તે ફેરફાર વગરનું ટુકું અને તેનું બીજું રૂપ છે.

આ વળી 'સેદોશ' નું પાછલું અને બીજું નામ છે અને તે બે શબ્દોનું બનેલું છે. તેમાં ત્રણ એવાં સંખ્યા વાચક વિશેષણનો

**તર્સ સતુદાંન.**

વધારો મલે છે. અને તેનો અર્થ ત્રણ સેતાયશ થાય છે. એમાં 'સતુદાંન' નામ મજકુર 'સેતુશ' નુંજ બહુવચન મલે છે અને તેનાં અસલ અર્થને તે સીધો ટેકો આપે છે. આ નામની ઉત્પતિ **વી૦ શેહેરીઆરજીએ** પોતાના 'રીસ્તિસ્તાન'માં સ્પષ્ટ દેખાડી છે.* મરણ પછીની આ ત્રણ સેતાયશ માટે કોઇબી લાયક ભણતર હોય તો તે બેશક સરોશની આરાધના છે અને તેને 'સેદોશ' ને નામે પહલવી, પાજંદ અને ફાર્સી લખાણોમાં આગલા તથા પાછલા દસ્તુર સાહેબોએ ઓલખાવ્યું છે.

મરણ બાદ ગાહા સારણા (સરોદે ગાસાન) પછી સૌથી અગત્યની આ 'સેદોશ' ની આરાધના છે અને પેહેલી માટે જ્યારે વંદીદાદમાં ખુલ્લું ફરમાન મલે છે ત્યારે બીજી માટે મલતું નથી. ત્યારે આ જોકે દીની શરીઅત છે તોપણ તે ઘણી મઆકુલ છે. તે પાળવામાં થોડું વજુદ સમાયલું નથી અને તેઓમાં એક જે વધારે વજનદાર છે તે, સરોશ ઇજદથી મરનારનાં રવાનને ટકવો અને રાહાત મલવાનું છે. દીન ઉપરનો મજબુત ભકિતભાવ અને તે તરફની ફરમાનબરદારી (સ્રઓષ) ને લઇને એક જરથોસ્તી હૈયાતી દરમ્યાન અવસ્તાના કલામો ઉચ્ચારતાં વારંવાર એવો એકરાર કરે છે કે, **અએ સરોશ ઇજદ!** તું આ જીંદગીમાં અને ભવિસ્યની જીંદગીમાં મારો પાસબાન અને નેગેહબાન થજે (ય૦ સ૦ ક૦ ૨૫). ત્યારે હૈયાતીમાં હમમજહબ તરફની ભાવવાલી ભકિત સાથે ગુજારેલી જીંદગીને લઇને, તેના મુવકકેલ સરોશ ઇજદની ભવિસ્યમાં પુસ્તપનાહી મેલવવાના અંતઃકરણનાં આ પવિત્ર એકરાર સાથે કોઇબી વજનદાર કારણો હસ્તી ધરાવતાં હોય તો, તે મરણના પેહેલા ત્રણ દિવસ સરોશની ઇજશને, સરોશની બાજ અને સરોશનો કર્દો અનઓષ રવાનોને રાહાત આપનારાં આ રેવાજી ભણતરો છે. બીજું, મરનાર હૈયાતીમાંજ પોતાના ફરજંદ વારેશોને 'સેદોશ' ની જ્યારે ખાસ વસ્યત કરી જાય છે ત્યારે મરનારની તે ખાહેશને માન આપવા એક વફાદાર ફરજંદ તરીકે અદા કરવાની આ સૌથી જરૂરની અને પહેલી અગત્યની એક પવીત્ર ફરજ છે.

'સેદોશ' ની ક્રિયામાં ચહારૂમની બામદાદની ચાર બાજ, પાછલી રાતનું 'નીરંગેષુયે દાદન' (ઉઠમણું) અને દહ્યાનનું આફ્રીનગાંન તેના બરવખ્તનાં ઉપલાં જેટ-

* સફે ૩૮૯-૩૯૧.

લાંજ અસરકારક ક્રિયા—ભણુતરો છે. જરથોસ્ની શિક્ષણ મુજબ મરનારની હૈયાત જીંદગીની નેક અને બદ કારકીર્દીનો સેવટનો નિવાય તોલવાનો આ બારીક પ્રસંગ છે. આ સોથી ગંભિર પ્રસંગે મરનારનું રવાન ફાણી દુનિયામાંથી મીનોઇ દુનિયા તરફની સેવટની સફરમાં જે જે અનુભવો મેલવે છે તેના નમુના આ પ્રસંગે ભણુતર ક્રિયામાં દેખાડવામાં આવે છે. આ ઉપરથી ધડો મલે છે કે જીંદગી ટુકી છે, જીવતાંઓને એક વખત આ અનુભવમાંથી પસાર થવાનું છે અને નિયાયની મીનોઈ અદાલતમાં હૈયાતીમાં ગુજારેલી જીંદગીની કરણીનો હિસાબ આપવાનો છે. વળી હકની દરવાહના સેવટના અચુક ઇનસાફ ઉપર ગુનાહના ઘટાડા કે સવાબના વધારાની કસી અસર થતી નથી એવા કરણીના જરથોસ્તી કાયદા ઉપરથી બોધ લેવાનો છે અને તેને દર દિવસની બ્યહવાર જીંદગીમાં અમલમાં મુકવાનો છે.

મહાન પેગાંબ્બર જરથોસ્ત તથા તેમનાં જાયનશીન જરથુસ્તરોતેમોએ ગાથા અને અવસ્તામાં મુકરર કીધેલા અને નીતિની નજરે જોતાં નહી ફેરવી શકાય એવા મજકુર જરથોસ્તી કાયદાને પાછલાં પહલવી, પાજંદ અને ફાર્સી લખાંણોમાં ઉલટાવી નાખવાની કોશેશો થઇ છે. આ નિષ્ફળ કોશેશના પરીણામ તરીકે જરથોસ્તી હૈયાત જીંદગીની નીતિની જાલવણી અને સદગુણની ખીલવણીની ઉંચી અસર નિર્મુળ થાય છે અને તે ઉપરનો ધાર્મીક આંકોશ ઓછો થાય છે. તો પણ ગાથા અને અવસ્તાએ શિખવેલો અષ નો અચળ કાયદો કદી ફેરવાતો નથી, દીન પાલનારા દીનદારો સેવટની નિયાયની અદાલતમાં આ જરથોસ્તી અચુક કાયદાને આધીન રહે છે અને સેવટે પુન અને પાપનાં પ્રમાણ મુજબ તેઓનાં રવાનો નેકી અને બદી (બેહેશ્ત કે દોજખ) નો નતીજો પામે છે.

**સેદોશનું મુળ.** હાં મરણના પેહેલા ત્રણ દિવસ **શરોશની** આરાધનાનું મુળ શોધવાના હવે આપણે કોશેશ કરીશું.

**વંદીદાદની ૯ મી** પરગરદમાં મુવેલાંની લાસના બેકાયદે સીધા સંબંધમાં આવનાર **રીમન** જરથોસ્તીને પાક કરવાનું વર્ણન મલે છે. તેમાં પાકીજગી આપનાર યોજદાથગર મોબેદ અભણ હોય તો તેના પરીણામમાં શેહેરી જીંદગીનો મોટો જોખમ સમાયલો જાહેર કીધો છે અને તેનાં નીવારણના ત્યાં બે ઇલાજ દેખાડવામાં આવ્યા છે. પેહેલો પેલા અભણ મોબેદને ગરદન મારવાનો (!) અથવા બીજો ત્રણ રાત્રી દિવસ આતશ સનમુખ બર્સમ તથા હોમનાં ક્રિયાના સાંધનો સાથે **સરોશની** આરાધના કરવાનો છે અને આ બેમાંના કોઇભી એક ઉપાયથી દેશની આબાદી થવાનો સબબ જાહેર કરવામાં આવે છે (ફ૦ ૫૧-૫૭)

અવરતા સાહત્યમાં એક જરથોસ્તીનાં મરણનાં પેહલા ત્રણ દિવસ સરોશની આરાધનાનું સીધું ફરમાન મલતું નથી, તોપણ તેના રેવાજનું મુળ ત્યાંથી આપણને મલે છે અને પાછલી પહલવી તથા ફાસીં રવાયતોમાં તેની નકલો થયલી આપણે જોઇએ છીએ.

**વંદીદાદ.**

આ રેવાજની ઉત્પતિનું બીજું સબળ કારણ **વંદીદાદની ૧૩ મી** પરગરદની પહલવી શરેહમાં આપણને મલે છે. વંદીદાદના અવસ્તામાં 'સગેઆબી' નામનાં એક જલચર પ્રાણીને ઘણુંજ ઉપયોગી બલ્કે પવીત્ર જણાવ્યું છે અને તેને મારી નાખનારાની તાજેશ (બદલા) તરીકે ત્યાંબી બે ઇલાજ દેખાડવામાં આવ્યા છે. એક ખુનને બદલે ખુનનો (!) અથવા બીજો ત્રણ રાત્રી દિવસ બલતા આતશ રૂબરૂ બીછાવેલી બર્સમ અને ઉભાં રણ થતા હોમથી સગેઆબીનાં નિર્દોષ **રવાન** ને ઇજવાનો છે (ફ૦ ૫૫) "

**પહલવી શરેહ.**

વંદીદાદ મજકુર પ્રાણી માટેજ ત્રણ દિવસ ચોકસ આરાધના કરવા જણાવે છે અને તેમાં કોઇ ઇજદનું ખાસ નામ મલતું નથી. તોપણ પહલવી શરેહ કરનાર તેને સરોશની આરાધના તરીકે ઓલખાવે છે અને આગલ વધી પેલા બેજાંન થયલા ખુની માટેબી સરોશ કરવા જણાવે છે. ત્યારે મરણ પાછળ સરોશની આરાંધના કરવાના રેવાજનું મુળ ત્યાંથી આપણને બીજી વાર મલે છે, બલ્કે આ અને બીજી સઘલી પાછલી ક્રિયાઓનું ઉત્પત્તિ સ્થાન વંદીદાદની પહલવી શરેહો છે અને તેઓ પહલવી જમાનાને બેશક આભારી છે.

## ૩૨—મરણ પાછલની ક્રિયાઓ.

### ગેતી ખરીદ.

પતેતે પશેમાનીમાં નીચલું વાક્ય મલે છે.

"પસ વદર્દેહ મન...ગેતોફરીદ ફરમાયદ."

એટલે, મારા ગુજરવા પછી ગેતોફરીદ (ગેતી ખરીદ !) ફરમાવે (ક૦ ૧૨.)

મથાલે ટાંકેલાં વાકયમાં એક જરથોસ્તી પોતાની હયાતીમાં ફરજંદ-વારસોને વસ્યત કરે છે કે, મારા ગુજરવા પછી ગેતોફરીદ ફરમાવે. આ નામનો અર્થ આગલા અને પાછલા સઘળા તજુમો કરનારા સાહેબો જોકે ગેતીખરીદની ક્રિયા કરે છે, તોપણ આગલ આપણે જોઇશું કે આ તેનો ખરો અર્થ નથી. આ બન્ને નામો તેની ઉત્પત્તિ તથા તેના ભાવાર્થમાં એકેકથી જુદાં પડે છે. પેહેલું નામ અવસ્તાના ચોકસ શબ્દના પહલવી ઉકલાંણનું એક ભુલભરેલું રૂપ છે અને તે ભેટનું એક ખાસ નામ છે. બીજું અવસ્તાથી બેગાંની એક પાછલી ક્રિયાનું નામ છે અને તેનો અર્થ આ દુનિયામાં સવાબ ખરીદ કરવાનો છે. ત્યારે આપણે જોઇએ છીએ કે ગેતોફરીદ તથા ગેતીખરીદ એ બેઉ શબ્દોના મલતાપણાએ હ્યાં અનર્થ કીધો છે. આ અને બીજી સઘળી પાછલી ક્રિયાઓની ઉત્પત્ત પ્રથમ પહલવી લખાણોમાં મલે છે અને પહલવી જમાનાનેજ તેઓ બેશક આભારી છે. હાથ ધરેલી ક્રિયા વિષે બોલીએ તે પેહેલાં આપણે જોવું જોઇએ કે પહલવી લખાણોમાં જુદેજુદે નામે જુદી-જુદી ક્રિયાઓની ઉત્પત્તિ કેમ થઇ હતી ? અને તે થવાનાં સ્વભાવિક કારણો શું હતાં ? આ બે અગત્યના સવાલો ઘણા જાણવા જોગ હોવાથી તેનો પ્રથમ હ્યાં થોડો ખુલાસો કરીશું.

**અવસ્તા સાહિત્ય** અવસ્તામાં જુદા જુદા ચોકસ યજદોની જુદી જુદી આરાધનાના જુદા જુદા ટુકડા અને અસરકારક વિષયો જુદે જુદે હાથે અને જુદે જુદે વખતે લખાયા હતા અને તેઓમાંના કેટલાક બાપીકા રાજ્યની ઉથલ પાથલ તથા જમાનાંની ગર્દેશથી પરાગંદેહ થતા રહ્યા હતા. આ કારણને લઇને ભણતરોના આ ટુકડા અને છુટા ભાગોને એકત્ર કરવાની એક વેળા કોશેશ થઇ હતી. આ એક ઘણી તારીફ લાયક કોશેશ હતી અને

તેનાં પરીણામ તરીકે પેલા વષયોનો એક **સંગ્રહ** થયો હતો. એવા અનેક વિષયોનો જે **સંગ્રહ** તે અકસર હાલનું **ઇજશ્નને** નામનું ક્રિયા સાથનું નામીચું ભણુતર છે. અવસ્તામાં આ ભાગોમાંના કેટલાકને **યસ્ન** (સં૦ યજ્ઞ) નું નામ મલ્યું છે, વળી **યસ્નના** આ ભાગોને **યસ્નો–કેરેતિ** (યસ્નના કર્દા) કહ્યા છે અને 'યસ્ન' ઉપરથીજ તેના થયલા આ સંગ્રહને પહલવી ભાષામાં 'યઝીસ્ન' (ઇજશ્ને) નામથી ઓલખવામાં આવ્યો છે. આ મુજબ ઇજદોની આરાધના વગેરે જુદા જુદા ભાગોને જ્યારે એકત્ર કરવામાં આવ્યા, ત્યારે તેમાં દાદાર હોરમઝદથી લઇને જુદા જુદા ઇજદ-અમશાસ્પંદોની ખશ્નુમનના થોડા શબ્દોના ફેર સિવાય તેઓ દરેક માટે ઇજશ્નેના બોતેર હાનું એકજ કીસમનું ભણુતર ભણવા ઠરાવ્યું છે.

**પહલવી સાહિત્ય.**

ઇજશ્નેનું આ બંધારણ જોકે પુરાતન જણાય છે, તો પણ આરાધનાને લગતું આ એકજ ખાસ ભણુતર હોવાથી, તે એકનાં એક ભણુતરને પાછલથી પહલવી જમાનામાં **ગેતીખરીદ, નાવર, નીરંગેદીન, હમાયશ્ત, જંદેહરવાંન** વગેરે જુદાં જુદાં અનેક નામો આપ્યાં છે અને પહલવી લખાણોમાં ક્રિયા સાથનાં નવીન ભણુતરોનો વધારો થયો છે. આ ભણુતરોમાં જે ફેરફાર મલે છે તે ઇજશ્નેનાં **હા ૭૨** નાં એકનાં એક ભણુતરમાં એકથી વધારે સંખ્યાનો અને એકથી વધારે દિવસોનો વધારો કીધો છે અને કોઇમાં '**વીસ્પરદ**' તથા કોઇમાં વીસ્પરદ સાથે '**વંદીદાદ**' નાં ભણુતરોનો સમાવેશ કરી તેઓને જુદી જુદી ક્રિયાઓનું રૂપ આપ્યું છે. આ મુજબ જુદાં જુદાં નામોથી આપણી દરેમેહેરોમાં પાવમેહેલને નામે ઓલખાતાં હાલનાં ક્રિયા–ભણુતરોમાં ઇજદોની ખશ્નુમનના ગણુત્રીના થોડા શબ્દો સિવાય ઇજશ્નેના **હા ૭૨,** વીસ્પરદના કર્દા ૨૩ અને વંદીદાદની **પરગરદ ૨૨નું** એકનું એક ભણુતર ફરી ફરી ભણુવામાં આવે છે. એઓમાં એકજ એવું ખાસ ભણુતર હતું અને તે ખાસ અવસર માટેજ ઠરાવેલું હતું. તે ગાહમબારના અવસરો છે. અને તેનું ખાસ નામીચું ભણુતર '**વીસ્પરદ**' છે. આ ભણુતરનેબી પાછલથી 'ગેતીખરીદ,' 'નાવર' વગેરે નવીન નામોવાલી પાછલી કેટલીક ક્રિયાઓમાં ભેલવામાં આવ્યું છે. આ મુજબ અવસ્તાના પુરાતન જમાનામાં જુદા જુદા ચોકસ ઇજદોની આરાધના માટે જુદા જુદા મહાન ઉલ્માઓથી ટુકા અસરકારક વિષયો લખાયા હતા, તેઓમાં એકેક ઇજદોની જુદી જુદી સેતાયશનાં વણુનો હતાં, તેઓ માટે ક્રિયાની જુદી જુદી ભેટો ઠરાવેલી હતી અને આ ટુંકા ખાસ ભણુતરો, ક્રિયાની ખાસ ભેટો અને ખાસ સેતાયશો સાથે

તેઓની આરાધના થતી હતી.* જુદા જુદા ઇજદોની શકિતનાં વર્ણનો સાથની આરાધનાનું એજ ધોરણ હાલની યસ્તોનાં લખાણોમાં ઘણે દરજ્જે જળવાએલું મળે છે. અને તેમાં એકેક ઇજદોની બળવંત શકિતની સેતાયશો અને ભેટો સાથે કેટલીકમાં પુરાતન તવારીખના યાદગાર બનાવોનાં રસિક અને સુંદર વર્ણનો ભેલવામાં આવ્યાં છે.

**હૈયાત જીંદગીની ફરજ ગુજારી.**

**ગેતી ખરીદની** ક્રિયા અવસ્તાની ઉત્પત્તિ નથી, અને પહલવી લખાણોમાં આ ક્રિયાનું પેહેલું નામ મળે છે. તેમાં બીજી ફરજીઆતો મીસાલ એક હૈયાત જરથોસ્તીની ફરજીઆત ક્રિયા તરીકે ફરમાવી છે અને પાછલાં લખાંણોમાં તેને હદ બાહાર અગત આપવામાં આવી છે. તેમાં કહે છે કે એક જરથોસ્તીએ પોતાનો નોજુદ (નાવર) કરવો અને નાચાર પાય **ગેતી ખરીદ તો** અવષ્ય કરવી. અગર બીજાં સવાબનાં ઘણુંબી કામો કીધા હોય, પણ ગેતી ખરીદ નહી કીધી હોય, તો મરણ પછી તેનું રવાન પુલ ગુજાર થઇ શકે નહી અને ગરોથમાન બેહેસ્તમાં જાય નહીં! (દાદસ્તાને દીની પુ૦ ૭૯) અગર એક જરથોસ્તીએ હૈયાતીમાં ગુનાહનાં ઘણુંબી કામો કીધાં હોય, પણ તેણે ગેતી ખરીદ ઇજાવી હોય તો મરણ પછી તેનાં રવાન અને દોજખ વચ્ચે એક દીવાલનો પરદો થાય છે અને તેને દોજખથી બચાવી મીનો-ગાહાન (ગાથા) બેહેસ્ત તરફ દોરવી જાય છે! (રે. દા. હો. સ. ૮૬). આ ફતવો અવસ્તાનાં મઆકુલ શિક્ષણોથી ઉલટો અને અજરથોસ્તી છે. પાછલાં લખાણોમાં ક્રિયાઓને અગત આપતાં જે હદબાહાર અતેરૂ થયું છે તેનો આ એક નમુનો છે. આ ફતવો અવસ્તાનાં મોનેબર નીતિશિક્ષણની ઘટતી હદમાં રહીને અપાયો હોત તો વજનદાર ગણાતે, પણ તે પોતાની હદ ઓલંગી જાય છે અને તેમાં કાઇબી વજનદાર કારણ હસ્તી ધરાવતું નથી.

**ક્રિયાએ પકડેલું ભુલભરેલું રૂપ.**

આ ક્રિયાની ઉત્પત્તિ અને હસ્તીમાં પાછલથી થયલો મોહટો ફેરફાર જાણવાજોગ છે. આ પ્રથમ માત્ર જીવતાંઓની જે ફરજીઆત ક્રિયા હતી (દાદસ્તાને દીની પુ. ૭૯ વગેરે), તે હવે બીજી સઘલી પાછલી ક્રિયાઓ મીસાલ મરણ પાછલ રવાનોની નયતે કરવાની ફરજીઆત ક્રિયામાં ફેરવઇ જાય છે ( રવાયતો ).

---

*અવસ્તામાં પ્રથમ જુદા જુદા ચોકસ ઈજદોની આરાધનાનાં જુદાં જુદાં ખાસ ટુંકા ભણતરો હતાં, તેઓની ક્રિયા માટે જુદી જુદી ખાસ ભેટો હતી અને આ ભણતરો સાથે-જ તેઓની આરાધના થતી હતી તે દાખલા દલીલ સાથે દેખાડવાનું હું બીજી જોગવાઈ ઉપર રાખું છું.

આપણે જોયુ છે કે મથાલે ટાંકેલાં વાકયમાં આવેલો પાજંદ 'ગેતોફરીદ' શબ્દ પહલવી 'ગેતીખરીદ' ની ક્રિયાનું બીજું નામ કે તેનો ખરો અર્થ નથી. ગેતીખરીદનો અર્થ આ દુનિયામાં સવાબ ખરીદ કરવાનો છે, અને એવી ખરીદી જો કે હૈયાત જીંદગીમાંજ કરી શકાય, તોપણુ મજકુર પહલવી શબ્દનાં ભુલભરેલાં ઉકલાંણે તેને મરણ ક્રિયામાં ફેરવી નાખી છે.

પતેતનાં અખંડ વાકયમાં **અશેમ વોહુ, પતેત, સેદોશ** અને **ગેતોફરીદ** એવાં ભણતર ક્રિયાનાં ચાર નામો માટે વસ્યત કીધેલી મલે છે અને તે મરણના માત્ર પેહેલા ત્રણ દિવસનાંજ ભણતરો છે, એમ ચોકસાઇ સાથે કેહેવાનાં ઘણાં વજનદાર કારણો છે. હવે 'ગેતીખરીદ' મરણના પેહેલા ત્રણ દિવસની ક્રિયા નથી અને તે આ દિવસો પછી કરવામાં આવે છે. ત્યારે 'ગેતોફરીદ' નો અર્થ 'ગેતીખરીદ' કરવામાં એકજ ભુલ થઇ નથી, તેને વાં અસ્થાને મરણ પાછલની ક્રિયામાં ફેરવી નાખવાની બીજી ભુલ થઇ છે અને આ ભુલે બીજા અનેક અનર્થોને કારણ આપ્યું છે.

**ગંભીર અનર્થ.**

**ગેતિખરીદ**ની ક્રિયા સાથે વળી મોબેદી **'બરેશનુ (મ)'** નામની ક્રિયા જોડવામાં આવી છે, કે જે વંદીદાદમાં ફરમાવેલી અને મુવેલાંના સીધા સંબંધમાં આવેલા એક અપવિત્ર ( રીમન ) જરથોસ્તીને સ્નાન આપવાની ક્રિયા છે (પ. ૮ તથા ૯ મી). આ ક્રિયા મરનારની નયતે કરવામાં આવે છે અને તેની સાથે જ્યારે મરનારનું નામ જોડવામાં આવે છે કે "**બેહેદીન ફલાણાનું તન પાક,**" ત્યારે હું ઘણા ભાર સાથે કહું છું કે, તેમાં દીનનાં ઉમદા ફરમાનેનો ખુલ્લો અનાદર થાય છે. મરણ પાછલની કોઇબી રેવાજી ક્રિયાઓમાં સૌથી નાપસંદ અને નારવા તત્વો આમેજ થયાં હોય તો તે મરનારની નયતે **બરેશનુ** ( મ ) ની ક્રિયા અને રવાંનોને નામે થતાં **પતેતનાં** ભણતરો છે. પાછલા જમાનામાં કોઇ બીનજોખમદાર ગુરૂઓથી ગુજરનારનાં નામો સાથે આ ઘણી નબોજી છુટો લેવામાં આવી છે, ભણતર–ક્રિયાઓના આ પાછલા વધારાએ હદબહાર અતેરૂ કીધું છે અને આ અતેરાંનો આપણી પાસે બીલકુલ બચાવ નથી.

**ભુલનું મુળ કયાં છે?**

**ગેતોફરીદ** અને **ગેતીખરીદ** એ બે નામોના મલતાપણાએ વાં ભુલ કીધી છે અને તે પહલવી અક્ષરોના એકથી અનેક થતા ઉચ્ચારોને એકલી આભારી છે. હવે આ ભુલનું મુળ કયાં છે ? અને તેનાં વજનદાર કારણો શું છે ? તે વાં દેખાડીશું.

**વંદીદાદની ૧૮ મી** પરગરદમાં એક વાક્ય મલે છે અને તેનો પતેતે પશેમાનીમાં નીચે મુજબ શબ્દે શબ્દ પાજંદ તરજુમો થયો છે.

(૧) (૨) (૩) (૪) (૫)
અવસ્તા—**હુઓમહે હુતહે દધાઇતિ ઉસેક્રિતિનાંમવા મ્યઝદ નાંમ (૬, ૧૨).**

(૧) (૨) (૪) (૫) (૩)
પાજંદ—**હોમ** દરૂન **હોશફ્રીદ મ્યઝદાંન નેહાદેહ. (ક. ૯).**

વંદીદાદનાં મજકુર વાક્યમાં આવેલો **ઉસેક્રિતિ** શબ્દ આપણી બાબત માટે અગત્યનો છે, તે પાજંદ **હોશફ્રીદ** શબ્દ સાથે મલે છે અને તેનો અર્થ મીઠાં પકવાંનની **વહાલી ભેટ** થાય છે. તેને ખુલ્લા શબ્દોમાં **મ્યઝદ** (ભેટ) તરીકે ઓલખાવી છે, તે ચહારૂમની બામદાદની ચાશ્નીની ભેટ છે અને વંદીદાદમાં ક્રિયા કીધેલી મ્યઝદની આ ચાશ્નીમાંથી ગુનેહગારોને બાતેલ કરવા કહે છે. **વિ૦ શેહેરોઆરજી** તેનો અર્થ ચહારૂમની બામદાદે ગોસ્પંદની કુરબાંની આપવાનો કરે છે.* ત્યારે કોઇબી રીતે આ બેશક એક ભેટનું નામ છે.

હવે અવસ્તા **ઉસેક્રિતિનું** પહલવી **ઓસ્તોફ્રીદ** રૂપ થયું છે અને તે પતેતે ઇરાની વગેરેમાં તેનાં ખરાં રૂપમાં મોજુદ મલે છે. આ નામમાંથી '**ઓ**' નો લોપ થયો છે અને તેનું **સતોફ્રીદ**નું અધુરૂં રૂપ થયું છે.† આ રૂપના પેહેલા અક્ષર '**સ**' નું પાછલથી પહલવી અક્ષરોના એકથી અનેક થતા ઉચ્ચારોને લઇને '**ગે**' નું ખોટું ઉકલાણ કીધું છે, અને મુળ શબ્દ **સતોફ્રીદ** જે પ્રથમ ભેટ ધરવાના એક પાક હદીઆનું નામ **હતું**, તે પતેતે પશેમાનીમાં **ગેતોફ્રીદ**ના ભુલભરેલા શબ્દમાં અને નામોના મલતાપણાને લઇને મરણ પાછલની **ગેતીખરીદ**ની ભુલભરેલી ક્રિયામાં ઉલટાઇ ગયું છે. ત્યારે મરણના પેહેલા ત્રણ દિવસની ચહારૂમની બામદાદની ભેટને આપણે મરણ પાછલની એક ભુલભરેલી ક્રિયામાં ઉલટાઇ જતી જોઇએ છીએ. ત્યારે મરણ પાછલની ક્રિયાનો આ પાછલો વધારો પહલવી શબ્દના ખોટાં ઉકલાણનું એક ભુલભરેલું પરીણામ છે.

---

* રીસ્તિ૦ સ૦ ૪૮—૫૦. † ઇરાની ભાષાઓમાં મુળ શબ્દોના શરૂઆતના સ્વરો પડી જવાના અનેક દાખલા મલે છે. (૧) ૫૦ 'ઓસપુરી' નું 'સપુરી' (સ પુર્ણ) (૨) ૫૦ 'ઓશસતાર' નું પા૦ 'સાસતર' (જુલમગાર) (૩) ૫૦ 'ઓશતર' નું ફા૦ 'શતોર' (ઊંટ) મલે છે

**ક્રિયાની રચના.** ગેતીખરીદની ક્રિયામાં **વીસ્પરદના** એકજ ખાસ ભણતર સિવાય ઇજશ્નના બોતેર હાતનું આઠ આઠ વખત એકનું એક ભણતર આઠ આઠ દિવસો સુધી જુદા જુદા ઇજદોની ખશ્તુમનના માત્ર થોડા શબ્દોનો ફેરફાર કરી તેની ક્રિયાની રચના કરવામાં આવી છે.*

**ગેતીખરીદ અને નાવરનાં** નામો જો કે ક્રિયાનાં બે જુદે નામે અને બે જુદી મતલબે વપરાયાં છે, તોપણ બંન્નેની ક્રિયા ઘણાજ થોડા ફેર સિવાય લગભગ એક સરખી છે, બલકે એક ઉપરથી બીજીની ઉત્પત્તિ બેશક થઈ છે. આ કારણથી પ્રથમ **દાદસ્તાનેદીની** (પુ૦ ૭૮-૭૯ વગેરે) અને પાછલથી રવાયતોમાં એક હૈયાત જરથોસ્તીએ નાવરની ક્રિયા નહીં કીધી હોય તો નાચારપાયે ગેતીખરીદ કરવા અથવા કરાવવા કહે છે.

---

* **ગેતીખરીદની ક્રિયાની તરતીબ.**

| દિવસો. | કયા ઈજદોની ખશ્તુમન ? | શું ભણતર ક્રિયા ? |
|---|---|---|
| ૭ દિવસોસુધી | મીનો નાવર (!) | ૭ ઈજશ્ને તથા બાજ. |
| સાતમે દિવસે | સરોશઇજદ. | એક ઇજશ્ને તથા બાજ. |
| આઠમે દિવસે | સીરોજા. | એક ઇજશ્ને તથા બાજ. |
| નવમે દિવસે | દાદાર હોરમજદ. | વીસ્પરદ અને વંદીદાદ તથા બાજ. |

ગેતીખરીદ અને નાવરની ક્રિયા વચ્ચે જે થોડો તફાવત મલે છે તે નાવર થનાર બાળકને પ્રથમ તનપાક (!) નું બરેશ્નુ(મ) આપવાનો છે. વંદીદાદમાં 'રીમન' યાને રોગ ફેલાવનારાં શકમંદ સાધન તરીકે મનાતા એક ઘણાંજ અપવિત્ર જરથોશ્તીને બરેશ્નુ (મ)ની ક્રિયામાંથી પસાર થવાનાં ફરમાનો અપાયાં છે અને તેઓને પાછલથી મોબેદી બરેશ્નુ (મ)ની ક્રિયામાં ઉલટાવ્યાં છે.

# ૩૩—મરણ પાછળની ક્રિયાઓ.

## હમાયશ્ત.

**વંદીદાદની ૧૪ મી** પરગરદની પહલવી શરેહમાં નીચલો ફકરો મલે છે.

" અમત હમાક યઝીસ્ન કુનદ શાયદ.

અમત દવાઝદેહ હોમાસ્ત બરા વાદુન્દ અષ્ચ શાયદ. "

એટલે, (ગુનાહની તોજેશ તરીકે) '**હમાક યઝીશન**' (સંપુર્ણ આરાધના) કરે તો ઘટે, અગર **દવાઝદેહ હોમાસ્ત** (બાર ફરેસ્તાની આરાધના) કરે તોબી ઘટે. (ફ० ૨).

**વંદીદાદની** મજકુર પરગરદમાં **સગેઆબી** નામનાં એક જળચર• પ્રાણીને એક માણસના જેટલું ઉપયોગી બલકે **પવિત્ર** ગણ્યું છે. ત્યાં તેને મારી નાખનારને 'રવાન બુખ્તગી' (આત્માના છુટકારા) માટેની તોજેશ (બદલા) તરીકે સખાવત અને પરમાર્થના, ધાર્મિક અને વ્યવહારીક અનેક ઉપાયો દેખાડવામાં આવ્યા છે અને તેઓમાંનો એક તેને ચાબુકના ફટકાની સજા કરવાનો છે. (ફ० ૨). હવે વંદીદાદનાં આ લખાંણ ઉપર પહલવી શરેહ કરનાર આગળ વધી કહે છે કે, પેલો ગુનાહ કરનાર ચાબુકના ફટકા ખમી શકેતો તેને ફટકાની સજા કરવી, અગર ફટકા ખમવાને તે અશકત હોયતો તેણે '**હમાક યઝીશન**' કરવી, ત્યારપછી તેજ ફકરામાં કહે કે '**દવાઝદેહ હોમાસ્ત**' કરે તોબી ઘટે (ફ० ૨).

**હમાયશ્ત** અવસ્તાથી બેગાંની ક્રિયા છે અને તેમાં તેની હસ્તી નથી. આ અને બીજી પાછલી ક્રિયાઓની ઉત્પત્તિ વંદીદાદની પહલવી

**ક્રિયાનું પકડેલું રૂપ.** શરેહ અને બીજાં પહલવી લખાંણોમાં મલે છે. એજ મજકુર શરેહમાંથી આપણને 'હમાયસ્ત' ની ક્રિયાનું મુળ મલે છે

અને ત્યાંથીજ તેણે નવીન ક્રિયાનું રૂપ લીધું છે. આ લખાંણોમાં 'હમાક યઝીસ્ન' નામ વારંવાર મલે છે, તેનો અર્થ સંપૂર્ણ આરાધના થાય છે અને એજ સામાન્ય નામને '**હમાયશ્ત**' ની ક્રિયાના વિશેષ નામમાં પાછલથી ફેરવવામાં આવ્યું છે. એનું સબળ કારણ આ છે કે, આ સામાન્ય નામ પછી તુરતજ '**દવાઝદેહ હોમાસ્ત**' ની જાણીતી ક્રિયાનું નામ મલે છે અને તે બેમાંની એક મોટી હમાયસ્ત તરીકે ઓલખાય છે. આ બેમાં 'હમાક યઝીસ્ન' ને નાની હમાયસ્ત ગણી છે અને તેઓ સાથે અસંખ્ય યજશ્ને તથા વંદીદાદનાં ભણતરોનો બેઅંદાઝ વધારો કીધો છે. આ અનિયમીત વધારો પુરતો સમજવામાં આવ્યો નથી અને તેને હજુ અધુરો ગણવામાં

આવ્યો છે. આથી પહલવી લખાંણુંમાં તેના વળી બાર વિભાગ પાડવામાં આવ્યા છે, તેને જુદાંજુદાં નામો આપ્યાં છે અને તેનાં ભણતરોની જુદીજુદી સંખ્યા દેખાડવામાં આવી છે. તેઓ **હોમાસ્ત, હાશ્ત હોમાસ્ત, દહા(દો) હોમાસ્ત** અને **દવાઝદેહ હોમાસ્ત** છે. તેઓમાં પેહેલી અને છેલી એ બે હમાયસ્તનીજ હાલમાં ક્રિયા કરવામાં આવે છે અને બીજી તથા ત્રીજીથી હાલનો ક્રિયા કરનારો મોબેદ વર્ગ નાવાકેફ છે.

**સખાવતી ધોરણનું ફેરવાયલું સુંદર સ્વરૂપ.**

**વંદીદાદમાં** તોઝે શો યાને ગુનાહોનો બદલો વાલવાનાં ફરમાનો મલે છે, તેઓમાં ખાસ કરી સખાવતી અને પરમાર્થી, ધાર્મિક અને વ્યવહારીક ફરમાનો જાબજા અપાયાં છે અને આ વ્યવહારૂ ફરમાનોની જગા પહલવી લખાણોના ઘણા દાખલામાં જુદીજુદી ક્રિયાઓથી પુરવામાં આવી છે. બીજા બોલોમાં જ્યાં જ્યાં પરોપકાર કરવાથી ગુનાહોની માફી મલતી અને 'રવાન બુખ્તગી' (આત્મિક મુકતિ) થતી જણાવી છે ત્યાં ત્યાં પહલવી લખાણોમાં ભણતર-ક્રિયાઓ કરવાના ફતવા અપાયા છે. પહલવી લખાણોનો આ ફેરફાર એકલો નથી, પણ તેની સાથે વધારે પાછલી પહલવી અને ફાર્સી રવાયતોમાં બીજી ઘણી ગંભીર ગફલતીઓ જોડાયલી મલે છે. પહલવીનાં પ્રથમ લખાણોમાં ગેતીખરીદ, હમાયસ્ત વગેરે જેજે ક્રિયાઓથી હૈયાત જીંદગીમાં 'રવાન બુખ્તગી' મેલવવાની હતી, તેતે ક્રયાઓને પાછલથી મરણ ક્રિયાઓમાં ફેરવી નાખી છે અને આ સઘલી ક્રિયાઓ અકસર મરણ પછી કરવાનો ભુલભરેલો રેવાજ જારી રહ્યો છે.

**શું રેવાજી ક્રિયાઓનાં લખાણો ગુમ થયાં છે?**

કેટલીક તરફથી કહેવામાં આવે છે કે ક્રિયાઓને લગતાં લખાણો અવસ્તામાં મલતાં નથી અને તેનું કારણ એકવીસ નુસ્કનાં લખાણો સાથે તેઓ ગુમ થવાનું છે. આ કોઈ ખરો બચાવ નથી પણ એક ભુલ ભરેલી ભ્રમણા છે. ભણતર ક્રિયાઓનાં મુળો તથા તેઓનાં સ્થાનની ઉલટી દિશાએ તપાસ ચલાવવાનું આ ભુલાવો ખવાડનારૂં પરીણામ છે. હાલનાં રેવાજી ભણતર-ક્રિયાઓની ઉત્પત્તિ‌ની શોધ અવસ્તામાં અસ્થાને ચલાવવામાં આવે છે; તેમાં તેઓનું સ્થાન નથી અને હોવું જોઇએબી નહીં. તેઓની ઉત્પત્તિની અનેક સાબેતી વંદીદાદની પહલવી શરેહ વગેરે લખાંણોમા મલે છે અને ત્યાંજ તેઓ માટે શોધખોલ ચલાવવાની છે. આ ખરો માર્ગ ચુકી જવામાં આવ્યો છે અને ખોટા માર્ગ ઉપર રહી જુસ્તેજુ ચલાવવાથી તેણે ખોટાં અનુમાન ઉપર આવવાને કારણ આપ્યું છે.

ત્યારે અવસ્તામાંથી ધર્મ ક્રિયાઓ ગુમ થવાની માન્યતા ખોટે રસ્તે દોરવાયલી શોધખોળને એકલી આભારી છે. પહલવી લખાણોમાં રેવાજી ક્રિયાઓની એકલી ઉત્પત્તિજ નહી પણ તેઓને ઉત્પન્ન થવાનાં અને પાછલથી તેઓ ઉલટાઇ જવાનાં સ્વભાવિક કારણોબી આપણે જોઇ શકીએ છીએ. એનું કારણ વખત અને સંજોગનું સ્વભાવિક જણાય છે. તે બાપીકી સાસાન્યાન શાહાનશાહાત પડી ભાગવાનું, રાજ્યની પડતી સાથે આવકનાં સાધનો ખુટી જવાનું અને આ કમનસીબ સંજોગને લઇને ગુરૂ વર્ગનાં ગુજરાંણના સાધનો ઉભાં કરવાનું છે.

**ક્રિયાનું અઘટીત જોડાંણ.**

**હમાયશતની** ક્રિયાને એક જરથોસ્તી બાનુની માસિક માંદગી સાથે પાછલથી જોડવામાં આવી છે અને માંદગીની આ હાલતમાં તેણે પરહેજી નહી જાલવી હોય તેની તકસીરની તોજેશમાં 'દવાજદેહ હમાયસ્ત' કરાવવાની તેને શીર ફરજ નાખવામાં આવી છે. (૨૦ દા. હો. સ. ૪૧૦) ક્રિયા સાથનું માસીક માદગીનું આ જોડાંણ ભુલભરેલું અને વંદીદાદ તથા પહલવી શરેહથીબી તદનજ ઉલટું છે. **વંદીદાદની ૧૬ મી** પરગરદમાં માસક માંદગીની પરહેજી જાલવવાનું ફરમાન મલે છે તેમાં તેમજ તેની પહલવી શરેહમાં એક બાનુને માટે ક્રિયાની આ ફરજ કદી જણાવી નથી. પહલવી **દાદસ્તાને દીની** માં ઓરતની માસીક માંદગીની આ હાલતમાં કેવળ જનાકારીની તોજેશમાં 'હમાદીન' (નાની હમાયસ્ત) અને 'દવાઝદેજ હોમાસ્ત' (મોટી હમાયસ્ત, કરાવવા જો કે સર્વથી પેહેલાં ફતવો આપેલો મલે છે, તો પણ તેમાં આ બદકારી માટે તેના તકસીરવાર તરીકે ઓરતને નહી પણ મરદને જણાવ્યો છે. અને તેની તોજેશમાં તેનેજ આ ક્રિયા કરાવવા જણાવ્યું છે (પુસેંશ ૭૭) આ ફતવાનું મુળ હું **વંદીદાદની ૧૮ મી** પરગરદમાં જોઈ શકું છું. ત્યાંબી માસિક માંદગીવાલી ઓરત સાથે જનાકારી કરનાર મરદને તેના ગુનાહની તોજેશના કેટલાક વ્યવહાર ઉપાયો દેખાડવામાં આવ્યા છે અને તેઓમાં એક ક્રિયાના સાધનો બર્સમ, હોમ, જીવાંમ, હધાનએપત અને સુકાં તથા ખુશ્બોદાર બલતણની આતશ અને પાણીને ભેટો ધરવાનું ફરમાન મલે છે (ફ. ૬૭-૭૬). ક્રિયાની સખાવતી ભેટોનાં આ ફરમાને પહલવી લખાણમાં જો કે 'હમાયસ્ત' ની ક્રિયાને કારણ આપેલું જણાય છે, તો પણ વંદીદાદનું આ ફરમાનબી ઓરતો માટે મલતું નથી, પણ કોઈ નિર્દોષને ફસાવનાર બદકાર મરદ માટેજ મલે છે. ત્યારે પાછલાં લખાણોમાં ઓરતોને શીર 'હમાયસ્ત' ની જે ફરજ નાંખવામાં આવી છે તેમાં એકજ ભુલ થઇ નથી પણ તેના સાથે બીજા અનેક અનર્થો જોડાયલા મલે છે.

**ક્રિયાનો થયલો અનર્થ.**

ત્યાં આપણે અવસ્તા અને પહલવી શાહાદતોથી સાબેત કીધું છે કે ક્રિયાની ભેટો અને હમાયસ્ત'ની રેવાજી ક્રિયા એક જબુન ગુનાહની તોજેશો છે અને તેની ફરજ એક જરથોસ્તીએ જાતે અદા કરવાની છે. હવે પાછલથી આ ક્રિયાના સંબંધમાં અનર્થ શરૂ થાય છે અને માસિક માંદગીમાં ઓરતોએ તેની પરેહેજી નહી જાલવી હોય તો તેનાં મરણ બાદ તેની નયતે કેટલાક વંદીદાદ કરાવવાના પાછલી રવાયતોમાં ફતવા અપાય છે (દા૦ હો૦ સ૦ ૪૧૨) અને વધારે પાછલા વખતમાં હમાયસ્ત'ની ક્રિયાનો નાપાયદાર રેવાજ જારી થાય છે.

**'ગેતી ખરીદ'**ના આગલા લેખમાં આપણે જોયું છે કે, યજસ્નેનાં એકજ ભણતરને જુદાં જુદાં અનેક નામોની જુદીજુદી ક્રિયાઓમાં ફેરવવાનો પહલવી લખાણોમાં જ્યારે નવીન વધારો શરૂ કરવામાં આવ્યો ત્યારે તે ક્રિયાઓ સાથે કેવળ હૈયાત જરથોસ્તીઓની સવાબકારી અને જ દેહ (જીવતાં) રવાનની બેહેતરી (રવાન બુખ્તગી)નો ખ્યાલ જોડાયલો હતો (દાદસ્તાને દીની પુ. ૮૦ વગેરે).* પણ તેના લખનારા મહાન દસ્તુરોનો આ ખ્યાલ પાછલાં લખાણોમાં ભુલી જવામાં આવે છે અને જે ભણતરો તથા ક્રિયાઓ પ્રથમ હૈયાત જરથોસ્તીઓની ફરજીઆતો હતી તે પાછલથી બીનપાયે અને બીનઆધારે મરણની ખર્ચાળુ ક્રિયાઓમાં ફેરવાઈ જાય છે અને તેઓમાંની એક આપણી બાબદવાલી **હમાયસ્ત**ની ક્રયા છે.

વળી વંદીદાદની મજકુર પહલવી શરેહમાં 'સગઆબી' ને મારનારની તોજેશમાં 'હમાયસ્ત' ની ક્રિયા કરવા સ્પષ્ટ કહે છે, તે માત્ર હૈયાત જરથોસ્તીએ કરવાની છે

---

* **દાદસ્તાનેદીની**ની પુર્સેશ ૮૦ નો આખો બાબ જીદેહ રવાનની ક્રિયા ઉપર રચાયો છે અને તેની સાથે મરણ ક્રિયાને સ્હેજબી સંબંધ નથી. પણ મજકુર પુર્સેશના ફકરા ૨૫ તથા ૨૯ નાં વાકયોની એબારત ગુંચવાડા ભરેલી છે અને તેનો એક અભ્યાસીની નજરે નહી જોનાર સાધારણ માણસ અનર્થ કરે એ સ્વભાવિક છે. તેમાં જીંદેહ રવાનની ક્રિયામાં ચોથે દહાડે અર્દાફ્રવેશની 'વીસ્પરદ' ઈજવા અને ચોથા દિવસ પછી 'દેવાઝદેહ હોમાસ્ત'ની બાર મહીનાની અર્દાફ્રવશ ફરમાવવા કહે છે. આ એબારત સાધારણ વાંચનારને ચહારૂમના દિવસ પછી હમાયસ્ત'ની ક્રિયાની ફરજ તરફ દોરવી જાય અને મરણ પાછલની ક્રિયા સાથ ભેલી નાખવાની ભુલને કારણ આપે એવી છે. તોપણ ત્યાં તેના મહાન દસ્તુરે ક્રિયાના વિશેષ નામો તરીકે નહી પણ તેના સામાન્ય અર્થમાં મજકુર બેઉ શબ્દો વાપર્યા છે. તેઓનો અર્થ 'અર્દાફ્રવેશની 'વીસ્પરદ' એટલે અશોનાં ફરોહરોના તમામ સરદારોની આરાધના કરવાનો અને 'દેવાઝદેહ હોમાસ્તની અર્દાફ્રવશ' એટલે બાર મહિનાના (રોજગારો) ઉપર અશોનાં ફરોહરોની સંપુર્ણ આરાધના કરવાનો છે. ત્યાં ચહારૂમને દહાડે વીસ્પરદની ક્રિયા જેટલી અસ્થાને છે તેટલીજ અસ્થાને ચહારૂમ પછી **હમાયસ્તની** ક્રિયા છે. અગર ચહારૂમ પછી હમાયસ્તની ક્રિયા રવા ગણાય તો ચહારૂમને દહાડે વીસ્પરદની ક્રિયા સજાવાર ગણાવી જોઈએ પણ તે રેવાજથી ઉલટું છે અને કોઈબી દીની કેતાબમાં તેની શાહાદત કદી મલવાની નથી.

અને તે કોઈ તકમીરની તોજેશ તરીકે તેણે કરવાની છે. [illegible]થી આ ક્રિયાની મુળ મકસદ ઉલટાવવામાં આવે છે અને જે ફરજ જુદેહ રવાનના છુટકારા માટે અદા કરવાની છે તે મરનારના રવાનને પુન હાસેલ કરાવવાની ભુલભરેલી મરણ ક્રિયામા ઉલટાઇ જાય છે. આ ફેરફાર મરણ પાછલની ક્રિયાઓનો અનિયમીત વધારો છે અને તે બેશક એક બીનજરૂરી વધારો છે. આ વધારાનું નમાલુ કારણ '**હુમાક**' એટલે તમામ શબ્દે આપેલું જણાય છે અને તેમાં ઇજસ્ને-વંદીદાદની સેંકડોની સંખ્યાથી આ ક્રિયાની સંપુર્ણતા સમાયલી સમજવામાં આવી છે. આ નાની તથા મોટી હમાયસ્તમાં બાર ફરેસ્તાઓની ખસ્તુમનથી પેહેલીમાં ૨૬૪ ઇજસ્ને તથા ૧૨ વંદીદાદ અને બાજીમાં **૧૪૪ ઇજશ્ને** તથા **૧૪૪ વંદીદાદ**ની સંખ્યા હોય છે. આ બાર ફરેસ્તાઓની નયત બારબાર ઇજસ્ને—વંદીદાદનું બારબારાં ચુમાલસોના ગુણાકારનું જે બેઅંદાઝ સરવાયું કાઢયું છે, તેમાં સમાયલી હદબાહાર મુશકેલીને પુગી નહી વલાવાનો તેના કર્તાએ થોડોબી ખ્યાલ કીધેલો જણાતો નથી અને આ દરેક ફરેસ્તાની ખસ્તુમને ઇજસ્ને તથા વંદીદાદનું એકનું એક ભણુતર બારબાર વખત ફરીફરી ભણવામાં આવે છે.*

---

*** હવાઝદેહ હુમાયસ્તની ક્રિયાની થયલી તરતીબ.**

| કયા ઇજદોની ખસ્નુમન ? | કેટલી ઇજસ્ને ? | કેટલા વંદીદાદ ? |
|---|---|---|
| હોરમજદ. | ૧૨ | ૧૨ |
| તીર. | ” | ” |
| ખોરશેદ. | ” | ” |
| મોહોર. | ” | ” |
| આદર. | ” | ” |
| આવાં. | ” | ” |
| સપંદાર. | ” | ” |
| ગોવાદ. | ” | ” |
| ખોરદાદ. | ” | ” |
| અમરદાદ. | ” | ” |
| સરોશ. | ” | ” |
| આદરફરવશ. | ” | , |
| સરવાલો ૧૨ ! | સરવાલો ૧૪૪ ! | સરવાલો ૧૪૪ ! |

---

પહલવી શરેહોમાં ક્રિયાઓના બાબમાં થયલાં અંતેરાંના કેટલાક દાખલા મલે છે. તેમાં ઉપલા બાર ફરેસ્તાઓમા બીજા દશનો વધારો મલે છે અને આ દરેક બાવીસ ફરેસ્તાઓની ખસ્નુમનથી ૨૬૪ ઇજસ્ને તથા ૨૬૪ વંદીદાદ કરવા કહે છે ! આ બે અંદાજી અંતેરાંનો અઠકાવ આપોઆપ થયો છે અને તેની હસ્તી નાબુદ થઇ છે.

## ૬૪—મરણ પાછળનું ભણતર.

### સ્વાનનો પતેત!

ગાથાના લખાણુમાં નીચલો શ્લોક મલે છે.

"હાત હાઓ શ્યઓથના મીજદવાંન યાચા ઉખ્ધા
અકેમ અકાઇ વંગુહીમ અષીમ વંગહુવે
થ્વા હુનરા દામોઇશ ઉર્વએસે અપેમે."

**અએ અહુરા!** પેદાયશના સેવટના અંત સુધી તારી હિકમત (ઇનસાફ) થી **કરણી અને વચન** મુજબ ભલાંને માટે ભલા આશિષ (બેહેસ્ત) અને બુરાંને માટે બુરો બદલો (દોજખ) તું આપશે. (હા ૪૩, ૫)

મહાન પેગાંમ્બર સાહેબનાં પવિત્ર મુખેથી ઓચરાયલા આ યાદગાર કલામો **'જેવી કરણી તેવી પાર ઉતરણી'** 'જેવું વાવશો તેવુંજ વણશો' નું બેનમૂન નીતિશિક્ષણ આપે છે. આ ઉમદા આત્મિક અને નૈતિક શિક્ષણમાં એક હાથપર નીતિની જાલવણી અને સદગુણની ખીલવણીની મોતેબર નેમ સમાયલી છે અને બીજા હાથપર ભવિષ્યની ભલી જીંદગીના બદલાના ઇનામની ઉંચ આશા અને ઉમેદો જોડાયલી છે.

પતેતની એબારતની અંદરની ગવાહીઓ ઉપરથી જણાય છે કે તેના કર્તા
દાનઆધ.હ **દસતુર આદરબાદ મારેસ્પંદ** કેવળજ જીવતાંઓના
**પતેતે પશેમાના.** ગુનેથી થયલાં પાપોની પશેમાની માટે આ સંગ્રહ રચ્યો હતો. ત્યારે
પાપોના પસ્તાવા તથા તેના તોજેશ એક જરથોસ્તીએ હાથે જાતે
પોતેજ અદા કરવાનાં છે. ગુનાહ એક આત્મિક દરદ છે તેની આ મહાગુરૂ હોકમાએ બરાબર ચિકિત્સા કીધી છે અને તેનો શમભાન ઇલાજ દેખાડયો છે, કે જેને ગુનાહનું દરદ થયું હોય તેની દવા અને તેના ઇલાજો તેણેજ કરવાના છે. એક દરદીને બદલે બીજાંએ દવા પીવાથી કે એક દરદીનાં દરદને બદલે બીજાંએ પોતાનાં શરીરપર વાહાડકાપ ચલાવવાથી જેમ પેલાં દરદીનું દરદ દુર થતું નથી, તેમ એક માણસના ગુનાહની પશેમાની

તરાહીત માણુસે કરવાથી પેલા ગુનાહગારનો ગુનાહ માફ થતો નથી. આ તો એક ધાર્મિક સીધાંત છે, પણ વ્યવહાર કાયદો શું કહે છે? એક માણુસ બીજાનું ખુન કરે અને તેની માફી તરાહીત માણુસ માગે કે તેની તરફથી દંડ ભરી આપે તો પેલા ખુનીનું ખુન માફ થતું નથી, પણ તેનાં પાપીકૃત્યોનો બદલો તેને ફાંસીને લાકડે ચઢાવવાનો હોય છે.

હવે માણુસ માત્ર ભુલને પાત્ર છે અને તે ભુલો સુધારી અશો જીંદગી ગુજારવાની જરૂર જેમ મરદોને તેમજ ઓરતોનેબી હોય છે, તેથી પતેતોમાં બેઉ જાતીઓથી થતા ગુનાહોની એકંદર ટીપ મલે છે. માટે તેમાં જે ગુનાહો નરજાતી માટે સ્વભાવિક છે તે નારીજાતીએ છોડીને અને જે ગુનાહો નારીજાતી માટે સ્વભાવિક છે તે નરજાતીએ છોડીને ભણવું ઘટારત છે, અને એજ અકલપસંદ નેમ તેના લખનાર મહાન દસતુરની હોવી જોઇએ. પતેતોમાં થતા આ અનર્થો દુર કરવાનો અસરકારક ઇલાજ આ છે કે ભણવાની કેતાબોમાં મરદો અને ઓરતો માંટેનાં ગુનાહોનાં જુદાં જુદાં નામો જુદી જુદી નીશાનીઓથી દેખાડવાં જોઇએ અને જે નામો સજાવાર હોય તેજ બોલાવાં જોઇએ. અગર બેહેદીનો, ખાસ કરી મોબેદો પાક ભણતરો પોપટ પેઠે બરડી જવાનું છોડી દે અને સમજી ને ભણવાની પોતાની પવીત્ર ફરજ સમજે તો પતેતોમાં થતા આ અકુદરતી અનર્થો વેહેલા દુર થાય.

**તેનો ગેરઉપયોગ.**

પતેતોમાં થતા આ અનર્થો એકલા નથી, પણ ભુલથી થયલા ગુનાહોની ગુજારેશથી સ્વસુધારો હાથે જાતે કરવાનું અને ભલી જીંદગી ગુજારવાનું આ સાચુ નીતિશિક્ષણ ઊલટાવી નાખવાની બીજી ગંભિર ભુલ થઇ છે, અને પાછલથી એક જરથોસ્તીનાં મરણ બાદ તેના ગુનાહોની માફી માટે બીજો માણુસ **રવાનની પતેત** કરે, અથવા બીજાં ભણતરો અને ક્રિયાઓ કરે તો મરનારનો ગુનાહ માફ થાય છે એવો અજરથોસ્તી ખ્યાલ કોમમાં પ્રવેશ કીધો છે.

**વંદીદાદ** માં પતેત એટલે ગુનાહની તોબા અને તોજશો કરવાનાં ફરમાનો અનેક પરગરદોમાં જાબજા મલે છે.* તેમાં જાણી જોઇને કીધેલાં (અઓધો વર્સ્ત) અથવા ભુલથી થયલાં (નોઇત અઓધો વર્સ્ત) પાપોના પસ્તાવા માટે જ્યાં જ્યાં ફરમાનો અપાયાં છે, ત્યાં ત્યાં દરેક દાખલામાં તેઓ કેવળજ હૈયાત જરથોસ્તીઓ માટે મલે છે. તેમાં મરનારને નામે **રવાનની પતેત** ભણી તેઓની તરફથી ગુનાહ ની

* પરગરદ ૩, ૭, ૭, ૮, ૯, ૧૫, ૧૮, વગેરે.

મારી ચાહવા, તેઓનાં પાપો કપાવા કે દોજખની ઉતરતી હાલતમાંથી બાહાર લાવી તેઓને બેહેશ્તની ચહડતી હાલત ઉપર લઇજઇ મુકવાની શાહાદતો મલતી નથી. જરથોસ્તી મજહબ પાપોના પસ્તાવાના દરેક દાખલામાં વારંવાર દીનદારોને સંબોધીને જાહેર કરેછે કે, એક જરથોસ્તી તેના ગુનાહનો જવાબદાર તે પોતેજ છે, અને મરણ પછી તેની જવાબદારી બીજાંને શીર ચહડાવી પોતાના પાપો ભાડુતી હાથોથી ભુસી વલાવાને ભરૂસે રહી ભુલો કરતાં રેહેવામાં ભવિષયની જીંદગીના ભારે જોખમો સમાયલા છે. પાછલા વખતમાં દીનનું આ ઉમદા ફરમાન ઉલટાવવા, તેને હૈયાતીમાં અદા કરવાનાં બીજાં ફરજીઆત ભણતરો મીસાલ, 'રવાનની પતેત' માં ફેરવી નાખવા અને પતેતોમાં મરનારના નામો અસ્થાને મુકી આપી તેઓને આવકનું એક સૌથી નાપસંદ અને નારવા સાધન બનાવવામાં આવ્યું છે.

**અવસ્તાની પતેત.** વંદીદાદમાં જે પતેત વીષે બોલવામાં આવે છે તેને **દસ્તુર આદ બાદે** રચેલી પતેતે પશેમાની સાથે ભેલવાની ભુલ થવી નહી જોઈએ. કારણકે આ બે લખાણોની ભાષા વચ્ચે મોટો તફાવત છે અને તેઓ જેમ ભાષામાં જુદી છે તેમજ તેઓના લખાણો થવાના વખત વચ્ચે કેટલીક સદીઓ પસાર થઇ છે. વંદીદાદમાં દર્શાવેલી પતેત ટુકી છે, તે ટુકી છે પણ ધર્મના મુળ તત્વોનો બોહોલો ભાવાર્થ ધરાવનારી છે. તેના ટુકાપણામાં ખરૂ રહસ્ય સમાયલું છે અને તે હુમત હુખ્ત અને હવરસ્ત ઉપર ઉસ્તવાર રેહેવાનો તથા દુશ્મત, દુજુખ્ત અને દુજવરસ્તથી સદા દુર રેહેવાનો ઠરાવ કરવાની છે. માત્ર આઠ શબ્દોમાં સઘલી નીતિનો પુરો મર્મ ધરાવનારૂં પસ્તાવાનું આ સાદુ અસરકારક ભણતર ભુલાઇગયું છે અને તેની જગા પાછલાં પતેતે પશેમાનીના બાર કર્દાનાં લાંબા ભણતરે લીધી છે. અવસ્તાનાં એવાંજ બીજાં ટુકાં ભણતરો લાબા ભણતરોમાં ફેરવાઇ જવાના અનેક દાખલા મલે છે. સાસાન્યાન અમલમાં હૈયાતીમાં અદા કરવાનાં ફરઝીઆત ભણતરોની કેટલીક નવીન રેવાજી ક્રિયાઓ ઉપજાવવામાં આવી તે વખતથી લાંબા ભણતરોની શરૂઆત થઇ હતી. વળી સાસાન્યાન અમલ અવ્વલ પાજંદ ભાષાની હસ્તીજ નહી હતી, તે પેહેલાં દરેમેહેરોની પાવમેહેલની મોબેદોથી થતી ક્રિયાઓમાં અને દરેમેહેરની બાહાર મોબેદો કે બેહેદીનોથી જે ફરજીઆત ભણતરો ભણાતાં હતાં તે **કેવળજ અસલ અવસ્તા ભાષામાં** ભણાતા હતા. પાછલી સાસાન્યાન અમલમાં થોડાંક પહલવી અને પાજંદ ભણતરોના વખાણો થયાં છે અને તેઓમાં કેટલાંક અવસ્તાનાં ભણતરોની શરૂઆતમાં અને સેવટે આગલ અને પાછલ પાજંદ નમુનાનો વધારો થયો છે. [illegible] ફેરફાર [illegible] ભણતરો [illegible] આરકયો

નથી અને પાછળથી તેણે નવું અને નાપાયદાર ખર્ચાળ રૂપ પકડયું છે. સાસાની અમલ ખતમ થવા પછી હવે **પતેતો, ગેતીખરીદ, હમાયસ્ત, ગાહામ્બારો, રપોંથવન જંદેહ રવાન** વગેરે ફરજીઆત ભણતરો અને ક્રિયાઓનો પાછળો વધારો કાઇબી વજનદાર કારણ વગર મરણની રેવાજી ક્રિયાઓમાં ફેરવાઇ જાયછે અને આ બેઅંદાઝ વધારાના બેહદ બોજા હેઠળ કોમનો, ભોળો મધ્યમ અને ગરીબ એ બેઉ વર્ગ નાહક કચડાયછે અને છુડાય છે. જે સાહેબો હાલનાં રેવાજી ભણતરો અને ક્રિયાઓનો સીલસીલો પેગાંમ્બર સાહેબથી વારસામાં સીધો ઉતરી આવેલો જણાવે છે, તેઓ પોતાની મતલબ પેશ પાડવા જાણી બુજીને સચ્ચાઇ છુપાવે છે, અથવા અજાણપણામાં પોતાનું અજ્ઞાનપણું દેખાડે છે.

**રવાન બુખ્તગી.** **વંદીદાદની ૧૪ મી** પરગરદની શરૂઆત આત્માની મુક્તિના ખાસ લખાણથી થાયછે અને તેનું સેવટ એજ વર્ણન સાથે આખર થાયછે. તેના બયાનમાં શરૂઆતથી સેવટ સુધીના **૧૮ ફકરા** રોકાયા છે અને તેમાં તોજેશ એટલે ગુનાહનો બદલો વાલી આત્મિક શુદ્ધિ માટે ધાર્મિક અને વ્યહવારીક સખાવતોના આશરે **૩૧ ઉપાયો** દેખાડવામાં આવ્યા છે. તેઓ સઘળા **'રવાન બુખ્તગી'** (જદેહ રવાનના છુટકારા) માટેની ફરજોના છે, આ ફરજોમાંની એકબી સખાવત મરણ પછી અદા કરવાનું ફરમાન મલતું નથી અને એકબી દાખલામાં 'રવાંનની પતેત' વગરે ભણતરોથી 'રવાન બુખતગી' થતી જણવી નથી. 'રવાન બુખતગી' ની સખાવતોના બાબમાં જરથોસ્તી મજહબનું મઆફુલ ફરમાન એજ વંદીદાદમાં તેનાં ખરાં સ્વરૂપમાં મલે છે. ત્યાં 'રવાન બુખ્તગી'નો ધાર્મિક સાચો માર્ગ દેખાડવા પ્રથમ એવો સવાલ થયો છે કે:

**દાદાર!** આ તનોમંદ દુનિયામાં એક દીનદાર 'રવાન બુખ્તગી' માટે જે બક્ષેશો હાજતમંદોને આપે છે તેનો જહેઠો કયાં જમાવ થાયછે? તેનો અવેજ કયાં પાર પડે છે? અને તેનો છેવટ બદલો કયાં મલે છે? આ સવાલોનો સીધો જવાબ મલે છે કે, આ સઘલાંનો બદલો ચહારૂમની બામદાદે હકની દરગાહમાં મરનારનાં રવાનને ખચીત મલે છે અને તે અશોનું રવાન દાદાર અહુરમજદ, અમેશાસ્પંદો અને સોનેરી અર્સ તખ્ત નજદીક; અહુરમજદ, અમેશાસ્પંદો અને બીજા અશોઓના રેહેઠણ ગરોથમાન બેહેસ્ત તરફ બાઆનંદ પસાર થાય છે (પ. ૧૯, ૨૬-૩૨) ત્યારે જીવતાં જીવ જ હાથે જાને થયલી છુપી કે જાહેર સખાવતોજ 'રવાન બુખ્તગી'ની ભલી જીંદગી ગુજારવા માટે એક સૌથી જોરાવર સાધન થઇ પડવા ધર્મ શિખવે છે.

આ મજહબ અવતારના ચોરાસી લાખના ફેરાના ચક્રરમાંથી પસાર થવાની ફીલસુફી શિખવતો નથી, તે એક જરથોશ્તીને મીનો અને ગેતીની મુખ્ય બે હસ્તીનું ભાન કરાવે છે અને તેનાં ભવિષ્ય માટે સેવટના બેજ માર્ગ દેખાડે છે. એક તેની હૈયાત જીંદગીની ભલી કારકીર્દીના બદલાનું ઇનામ (બેહેસ્ત) અને બીજો તેનાં બદ કર્તુકના સેવટની સજા (દોજખ) છે. ભવિષ્ય માટે નિર્માન થયલા અષના આ અચળ કાયદાની વચ્ચે આવી મરણ પછી કોઇબી વસીલો કે કોઈબી રીફારસ, કોઇબી અરજ ગુજારી કે કોઇબી મીનતજારી રવાનનું તારણ કદી કરનાર નથી એ જરથોસ્તી ઉંચ ચારિત્રનાં મજહબનાં મઆકુલ ફરમાનની એક મહાન સચ્ચાઇ છે. 'રવાન બુખ્તગી' માટે એક દીનદારે પોતાના કે પારકાના બાહુની ભરૂસા ઉપર નહી રેહેવા, હાથે જાતે પોતાના રવાનનો છુટકારો કરવા અને મુક્તિ જીવતાં જીવત પોતાની કરણીથીજ મેલવવા સવા સદી ઉપર થઇ ગયલા નવસારીના એક નામીચા દસતુર દારાબ પાહાલન સોનેરી સખુનોમાં ગોયા ખુદ ધર્મનું ફરમાન ટાંકી જાયછે કેઃ

"રવાને ખીશ રા હમખીશ ગમખુર
જનો ફરજંદ રા ગમખાર મશમુર"

ઓ દીનદાર ! તારાં રવાનની ફીકર તું પોતેજ રાખ, તારી ઓરત અને તારાં ફરજંદ તારી ફીકર રાખે તેને ભરૂસે તું ના રેહ (ફરજીઆત નામેહ.)

કેટલાંક પહલવી, પાજંદ અને ફાર્સી લખાણોમાં ધર્મની 'સ્પીરીટ'થી ઉલટા જતા ફતવા અપાયલા આપણે જોઇએ છીએ, પણ દાદસ્તાને દીનીમાં વિદ્વાન દસતુર માનુશચેહેર દીનાઇનની બાબદોમાં દીનના અસલ ફરમાનોને અનુસરીને જે ફતવા આપે છે, તે આપણું માન ઉત્પન કરે એવા અસરકારક હોય છે. એવા ફતવાઓમાં કેટલાક 'રવાન બુખ્તગી માટે અપાયા છે અને તેઓમાંનો એક આ છેઃ—

"સઘલા પોરીઓદકેશીઓબી આ ઉપર એકમત થયલા છે કે, બેહેદીનોથી (એકબેહેદીનને જેમ સજાવાર છે તેમ) પતેત કરવાથી દોજખના માર્ગ ઉપર જવું નથી એ ખરૂં છે, પણ જો તે પતેત જીવતાં જીવત કરવામાં આવે તોજ. દીનમાં કહેલું છે કે, જે શખ્શ જીવતાં જીવત પાક નહી થાય, એટલે પોતાના ગુનાહનો પસ્તાવો કે તોજેશ નહી કરે તેને મરણ પછી ઉતમ મકાન (બેહેસ્ત) કદી બખશવામાં આવશે નહીં. માટે પસ્તાવો કરવા કરતાં ગુનાહજ નહી કરવો બેહેતર છે" (પુ૦ ૪૦).

પતેત પશેમાનીમાં મરનારના નામો અસ્થાને મુકી આપી અને તેનું સ્વરૂપ રવાનની રેવાજી પતેતમાં ફેરવી નાખી તેને બદસુર્ત બનાવવામાં

**તેનો અનર્થ.** થયલા ગંભિર અનર્થોના જે અનેક દાખલા મલે છે, તેઓમાંના બેજ દાખલા ટાંકી આગળ વધીશું.

**'અગર માંન્દેહ બહોદ કુ ગુનાહે ( બેહેદીન ફલાણા ) તોખ્ત ન બહોદ પાદ-ફરાહે સે શબાંનોહા પહશ ખુર્સંદ હુમદાસ્તાંન હોમ "**

ભણનાર બોલે છેઃ—અગર જો ફલાણા મરનાર બેહેદીનનો ગુનાહ રહી ગયો હોય અને તે ગુનાહથી તેનો છુટકારો નહી થયો હોય તો, ત્રણ રાતોની સજા ભોગવવા ઉપર હું રાજી અને એકમત છું ( ક૦ ૧૨ ). આ કેવો અનર્થ? પોપટ પેઠે બાડુતી બણતરો બરડી જનારા મારા ભાઇઓનુ કેટલું અજ્ઞાનપણું? તેઓ કેવી ગંભિર જવાબદારી પોતાને શીર ખેંચી લે છે? ભણનાર મોબેદ આં ખાસ નામ દીધેલ ગુજરનારના ગુનાહના અવેજમાં પોતાના મરણ પછીની ૫૭ વર્ષ જેટલી લાંબી (!) પેહેલી ત્રણ રાતની સખ્તીની અસલ સજા ભોગવવા પોતે તૈયારી દેખાડે છે! ત્યારે એક ખુનીને થયલી ફાંસીની સજાના બદલામાં ભણનારે રાજી ખુશી સાથે ફાંસીને લાકડે ચહડવાનો આં ગોયા પ્રયોગ થાય છે!

વળી ભણનાર ગંભિરાઇથી બોલે છેઃ—

**" અજ મર્ગ આવારોઅ આસ્તાને કે ( બેહેદીન ફલાણા ) અજ એહેરેમન દરવંદ વ દાવાંન અવર રસીદ ખુસંદ બેદ."**

આગળા ફકરામાં ભણનાર પોતાના મરણ પછી પારકાના ગુનાહોનો જોખમ ખેડવાની જયારે તૈયારી દેખાડે છે, ત્યારે આ વાકયમાં મરનારને નામે તેનું રવાંન તકસીરવાર હોય કે નહી હોય, તોપણ તે ઉપર પડતા આજાબો માટે ભણનાર પોતાની ખુશાલી દેખાડે છે! એક જરથોસ્તી પોતાની હૈયાતીમાં મરણ પછીની રંજ અને સખ્તીમાં સંતાષ માની શકે, (૫૦ ક૦ ૨ તથા ૧૨ મો) પણ તેનાં મરણ બાદ બીજાંઓથી જયારે ગમખારી જાહેર થવી જોઇએ ત્યારે આં ભણનાર મરનારને નામે તેનીપરની આફતમાં ખુશાલી જાહેર કરેછે ( પતેત ખરાની ) આં તો ગોયા શાદીમાં રૂદન કરવા અને ગમીનાં વાજાં વગાડવા જેવો અવ્યહવાર અખતરો અજમાવવામાં આવે છે! હવે રવાનોના નામો સાથે બીજા નહી ઇચ્છવા જોગ જે અકુદરતી અનર્થો જોડાયલા છે, તેના આં વધારે દાખલા દેખાડવાથી હું બાઝ રહું છું.

**તેનું મુળ.**

**પાછલાં રેવાજી ભણતરો અને ક્રિયાઓના મુળો આપણને પ્રથમ પહલવી લખાણોમાં** મલે છે, પણ તેઓમાં આ '**રવાનની પતેત**' નું મુળ એક **શકમંદ અપવાદ સિવાય** શોધેલું મલતું નથી અને મલવું જોઇએથી નહીં. કારણકે તેમાં મરનારનાં નામો સાથે માફ થઇ નહી શકે એવી નમોજી અને નિર્લજ છુટો લેઇ નારવા તત્વ આમેજ કીધું છે અને તે છેલ્લી સદીઓમાં કોઇ બીન જોખમદાર ગુરૂથી શરૂ થયલી એક અજરથોસ્તી કોશેષ છે. જરથોસ્તી ધર્મ રોજીંદી ભલી જીંદગીનું ઉંચ ચારિત્ર ઘડવામાં મોટો હિસ્સો આપે છે અને તેમજ ભવિષયની સુખમય જીંદગીની એકલી ચાવી લેખે છે, તે જરથોસ્તી ચારિત્રની **ખાલેસી** ઉપર આવી કોશષો ખરાબ અસરો કરેછે. આ અયોગ્ય સ્વાર્થિ કોશેષ હૈયાતીમાં ગુજારવાની નીતિમાન જીંદગી અને રવાનોની આઝાદેહગીનાં પાક પેગાંમ્બરનાં આત્મિક અને નૈતિક શિક્ષણો ઉપર જે ખરાબ અસરો કરેછે, તેને નામુળ કરવાની દરેક સાચા જરથોસ્તીની એક પવીત્ર ફરજછે. **જજમાનો,** જેઓને પોતાનાં ગુજર પામેલાંઓ તરફ માન અને મોહોબ્બતની ઉંડી લાગણીછે, તેઓએ જર ખરચી આ અકુદરતી અનર્થો જેમ ચલાવી લેવા સજાવાર નથી, તેમજ મારા ભાઇબંધ દસતુરો અને મોબેદોવી સ્વમાનને ખાતર આ અને એવાજ બીજા અધર્મી અનર્થોનો અટકાવ થવો જોઇએ, બલકે ભોલાં અને ભલાં બેહેદીનોને આ બેજા ખર્ચાના બોજામાંથી બચાવી લેવાં જોઇએ.

## પતેત ક્યારે કરવી?

**મથાલે ટાંકેલા** સવાલનો જવાબ આપણને બે ઠેકાણેથી મલેછે. એક પતેત પશેમાની અને બીજું પતેત ખુદછે. પેહેલા ભણતરમાં નીચલું લખાણ મલેછે.

**"હમે ફરમાયમ ૦૦૦ પતેતી પિશ અજ બેવહીરશની**
**પસ વદર્દેહ મન० મન જાદેહરા અજ ગુનાહ પ પતેત બહોદ."**

એટલે, મરણ પેહેલાં હું પતેત ફરમાવું છું અને મારાં મરણ પછી મારાં **ફરજ**ંદોને ગુનાહથી પતેત કરનારાં થાય (એમ ફરમાવું છું) (ક ૦૧૨).

**ત્યાં** એક જરથોસ્તી પતેત માટે ફરમાશ કરેછે અને તેના બે વખત દર્શાવે છે. પેહેલો પોતાના મરણ અગાઉનો અને બીજો મરણ પછીનો છે. અવસ્તામાં મરણ પેહેલા માત્ર એકજવાર પોતે જાતે સેવટનો ટુંકો અસરકારક પસ્તાવો કરી સંતોષ લેવાનું ફરમાન મલે છે (હાદોખ્ત નુસ્ક), તોપણ પાછલથી પતેતોમાં વખત તથા તેના અમલનો ફેરફાર અને વધારો મલે છે. હવે ત્યાં જે વખતો દરશાવ્યા છે તેની કોઇ હદ ઠરાવેલી મલેછે કે? અને તે મરણના કોઇ નજદીકનાં વખત માટેછે કે **હમેશને** માટે છે! આ એક તપાસ કરવા જોગ સવાલછે. ત્યાં **પતેત** સાથે બીજાં

જે ભણુતરોની વસ્યત થયછે તેમાંથી તેનો આડકટરો જવાબ મલે છે. જેઓ **અષમ વોહુ, સેહોશ** અને **ગેતોફરીદ** (!) છે અને તેઓ જ્યારે. મરણુના પેહેલા ત્રણુજ દિવસના ભણુતરો છે, ત્યારે તેઓની જોડેજોડ દરશાવેલું **પતેતનું** ભણુતરબી મરણુના પેહેલા ત્રણુજ દિવસ માટે છે અને હમેશને માટે નથી. તે હમેશને માટે નહી હોવાની બીજી સીધી શાહદત **પતેતે** ખુદ માં આ મુજબ મલે છે.

> **"અંદર સેશબ પવજાદંને આંને શુદ હમ દાસ્તાન હમ**
> **અગર અવમ કારી ચુનાંન બેદ કુ અવીપતેતીશ અજગેતી બરવમ**
> **અગર અજ ખીશાંન નજદીકાંન કસે હમરાહ પતેતીશકુનદ**
> **હમ દાસ્તાન હમ."**

સારાંશ:—મરણુ પછીથી **ત્રણુ રાત**માં થતા ફાયદા ઉપર હું એકમત છું. અગર મેં એવું કામ કાધું હોય કે પતેત વગર હું આજહાંનથી જાઉં અને જો **અતલગનાં બેશાવંદામાંથી** કોઇ સાથી (વહાલું) પતેત કરે તો તે ઉપર હું એકમત છું

આ ઉપરથી પાર દર્શક જોઇ શકાય છે કે, મરણ પાછલ પતેતનું ભણુતર **સેશબ** એટલે **ત્રણુ રાત** (ત્રણુ રાત્રી દિવસ) માટેજ મુકરર થયલું છે, પણુ હંમેશને માટે નથી. પતેતના બાબમાં આ જોકે ખુલ્લી શાહાદત મલે છે, તો પણુ તે 'રવાનની પતેત' ને નામે અને મરનારની 'રવાન બુખ્તગી' ને બહાંણે મરણુ પાછલ વર્ષોના વર્ષો સુધી બાડુતી ભણુતર ભણાવવાનો જે બેઅંદાઝ અને ખર્ચાલુ રેવાજ જારી રહ્યો છે તે બેશક દીનથી ઉલટો અને શરીઅતથી ઉલટો છે.*

---

* પાજંદ લખાણોમાં ત્રણજ દિવસ પતેત ભણવાની જો કે મોજુદ શાહાદતો મલે છે. તોપણ **મી. બેહેરાંમશાહ શરાફનું** અવતારની અજરથોશ્તી 'થિયરી' ઉપર રચાયલું સાયન્સ મરણુના પેહેલા ત્રણુ દિવસ પતેત ભણુવાને નારવા ઠરાવે છે અને ચહારૂમની પછી 'રવાનની પતેત' જાયુક ભણુવાના ફતવા આપેછે! (ચો૦ ન૦ ૩ સ૦ ૮ ૧૦). એમનું આ દબલ સાયન્સ મહાન દસતુરો **આદરબાદ મારેસ્પંદ** અને **માનુશચેહેરે ગોશ ઝનેદમ** ના મતથી બેઉ દાખલામાં ઉલટું અને નારવાછે. એમનું કોઈ સાયન્સ જરથોસ્તી તરીકતના નામને વધારે નામોશી લગાડનારૂં હોયતો, તે **રવાનની પતેત,** મરનારની નયતે **બરેશનુ(મ) અને** નવજોત થતાં નિર્દોશ અને બીગુનાહ બાળક પાસે **પતેતે પશેમાની** કરાવવાનું છે. એમના સાયન્સનો આ એક સૌથી કંગાળ અખતરોછે અને એમના આ અધર્મી સાયન્સનુ અયોગ્યપણું જાહેર કરનારાઓને ઉસ્તાદ શિખ દેછેકે, "શું તેઓ આદરબાદ મારેસ્પંદ જેવા દસતુર જેટલા મરતબામા અશોઇ પરહેજગારી સાથ સંપુર્ણ જ્ઞાન ધરાવેછે કે જેથી આવા વિચારો ફેલાવી દીનદાર જરથોસ્તીઓના દીલ તેઓ ડામાડોળ કરે છે" (એજ). બીજાઓને આ પેચવાન શિખ દેવામાં ઉસ્તાદજી ભુલ કરે છે. એવણુ પોતાના બાતેન ઇલ્મના જોરે શું જોઇ શકતા નથી કે, મહાન દસતુર આદરબાદનાં મજકુર શિક્ષણુનો બેઉ દાખલામાં બેવડો અનાદર કરવાના અને ભોલા દીનદારોને ચકડોળ બનાવવાનાં ગંભિર આરોપમાંથી એઓ મુક્ત કદી થતા નથી. ત્યારે દીનની ઉલટા અને શરીઅતથીઉલટા ફતવા આપવામાં ગુરૂજી દસતુર આદરબાદ કરતાં શું વધારે અશો અને વધારે જ્ઞાની છે?

## પતેત કોણે કરવી!

**પતેત પશેમાની**માં પતેત ભણવાના બે જુદા વખનો દરશાવેલા આપણે જોઇ આવ્યા છીએ, એક મરણ પેહેલાંનો અને બીજો મરણ પછીનો છે. આ બે વખતો જેમ જુદા છે તેમજ પતેત ભણવાના અમલનો અધિકારબી જુદો જુદો છે. એનો ખુલાસો ખુદ ધર્મની 'સ્પીરીટ' ની રૂએ થાય તો તે વધારે લાયક થઇ પડે છે. એમાં મરણ પેહેલાં જે પતેત માટે બોલવામાં આવે છે તે ગુનાહનો સેવટનો એકરાર ( confession) છે, તે એક જરથોસ્તીએ હૈયાતીમાં જાણ કે અજાણ થયલા ગુનાહો માટે ખુદાને હાજર જાણી જીવતાં જીવત મરણની અંતની ઘડીએ એક અશો રાહબર (અઓષાવરેજ) રૂબરૂ સેવટનો અને સાચાં જીગરનો પસ્તાવો કરવાનો છે, અગર તે અશકત હોય તો તેને પેલા દોષ શ્રવણ ગુરૂએ પસ્તાવો કરાવવાનો છે (ક૦ ૩ તથા ૧૦).

હવે મરણ પછી જે પતેત વિષે બોલવામાં આવેછે તે મરનારના ફરજંદ વારસોએ મરનાર તરફ કાંઇપી ગેરવાજબી (પ હર અદાદીહા) ગેર વર્તણુંક ચલાવી હોયતો તે માટે પસ્તાવો કરી ખુદાની માફી ચાહવાની છે. કારણકે પોતાનાં માવતર. જન-ફરજંદ કે ખેશાવંદો વિગેરે તરફ કોઇ તકસીર થઇ હોયતો તે માટે તકસીરવારે પસ્તાવો કરવાની ફરજ અદા કરવાનો પતેતમાં એકરાર કરવામાં આવેછે (ક૦ ૪). વળી એજ પતેતમા પસ્તાવો કરવાની આપેલી કબુલાત તોડવાથી રવાનોને ગમખારી હાસેલ થતી જણાવીછે (ક૦ ૧૧). ત્યારે મરણ પાછલ પસ્તાવાની પતેત કોઇ પારકાંએ કરવાની નથી, પણ એક દાખલામાં મરનારે પોતે અને બીજામાં મરનારનાં અતલગનાં ખેશીઓએજ કરવાની છે, તેની અચુક શાહાદત ઉપર દર્શાવ્યા મુજબ પતેતે ખુદમાં ખુલ્લી મલે છે.

એક જરથોસ્તીનું પતેતોમાં આ ગોયા **વસ્યતનામું** મલેછે અને તે ઉપર નીચલા શબ્દોમાં તે પોતાની સહી કરે છે અથવા પોતાનું મતું અથવા ' સીલ ' મારી જાયછે કે, તેનો હું **ફરમુદાર** (ફરમાવનાર), **ખાહેશની** (ઉમેદવાર) અને **હમદાસ્તાન હોમ** (તે ઉપર એકમત થનાર) છું (ક૦ ૧૨).

**એક કમનસીબ બનાવ.** [illegible]ાં જ્યારે હું પતેત વિષે બોલું છું ત્યારે એક ચોકસ પ્રસંગે કોમ વચ્ચે ઉભા થયલા એક અગત્યના સવાલની આપણને તે યાદ આપે છે. આ એક દુખદાયક બનાવ છે અને તે ઝેહેરી તાવની જીવલેણ બીમારીનો છે. આ કમનસીબ બનાવ વેળા મરનારના સંસ્કાર (લાસ) આગલ ભણતર કોણે કરવું ? મોબેદો નહી મલે તો લાસ આગલ બેહેદીનો ભણતો

ચાલે કે? એવો કોમના દસતુરો આગલ કોમી સવાલ ઉભો થયો હતો. આ સવાલનો જવાબ આપણને મજકુર પાજંદ લખાણોમાં મલે છે. તેમાં કોઇ પારકા નહી પણ **ખીશાંન નજદીકાંન** એટલે, મરનારના પોતાનાંજ નજદીકનાં ખેશાવંદોએ ભણતર ભણી મરનારને સીધો દીલાસો અને શાન્તિ આપવાની છે અને તેની એન ફરજનું ત્યાં ખુલ્લું ફરમાન મલે છે. મરનારના સંસ્કાર આગલ ભાડુતી ભણતરો ભણાવવાના ભુલભરેલા રેવાજને લઇને પોતાનાં અતલગના ખેશીઓ તરફની વફાદારીની આ સેવટની ફરજ ભુલી જવામાં આવી છે અને પોતાની પવિત્ર ફરજ ચુકી જઇ તેનો હવાલો પારકાંને સોપવામાં આવે છે. જજમાનોએ પોતાની ફરજ ભુલવાનો આ એકજ દાખલો નથી. પણ એવા એકથી અનેક દાખલા મલે છે કે, જે ફરજો તેઓએ જાતે અદા કરી પોતે ભલાં થવાની અને ભલી જીંદગી ગુજારવાની, ખરી સવાબકારી હાસેલ કરવાની અને પોતાની કરણીથીજ 'રવાન બુખ્તગી' મેલવવાની છે તે સઘલી ધાર્મિક ફરજો બી મોબેદોનેજ માથે મારવામાં આવી છે।



# ૩૫—બેહેદીન અને દહેમાન કોણ?*

## બેહેદીનોના સ્વમાનનો એક સવાલ.

બરેશનુ વાલા મોબેદોએ બેહેદીનોને હાથના દરૂનનું ઇજવું અને તેઓના હાથનું ખાણું ખાવું શું નારવા છે? એવું કોઇબી દીની કેતાબોમાં ફરમાવેલું છે? આ સ્વભાવીક સવાલોનો સીધો જવાબ આપણે ઘટતે ઠેકાણે જોઇએ છીએ. તે **દાદસ્તાને દીની** નામની એક નામીચી પહલવી કેતાબ છે અને તેમાં નીચલું લખાણુ મલે છે.

**"વ વદ દર જકે યઝીસ્નગરશા લામા મીન જોરતા એ વેહેદીને ખુદ ખુદ.**

**વ આશા મીન જકે વેહેદીનાન કરેદ.**

**વ બસગીઆ મીનજકે ગોસ્પંદે પવન જકે યઝીશ્ન કોરત યકવીમુને ત વરતમુનતન.**

અર્થ—ઇજશ્ન કરનારે (બરેશ્નુ વાલાએ) **વેહેદીને** પોતેજ દલેલા અનાજની રોટી, તથા **વેહેદીનાંને** બનાવેલો શરાબ અને આરાધના સાથે જે ગોસ્પંદ હલાલ કીધું હોય તેનું ગોશ્ટ ખાવું.

આ પહલવી લખાણુમાં કહેલા **વેહદીન** અને **વેહેદીનાંન** કોણ તે ઉપર, તેમજ બરસ્નુવાલા મોબેદોએ બેહેદીનોને હાથનું ખાણું નહી ખાવા કે બેહેદીનોએ કીધેલાં દરૂન ઇજાય તેની ચાશ્ની નહી કરવાના હાલના મોબેદી રેવાજ ઉપર નવુંજ અજવાળું નાંખે છે. અને તે હમદીન બેહેદીનોના સ્વમાનની સંપુર્ણ જાલવણી કરે છે.

**વેહેદીન અને વેહેદીનાંન.** બાજુમાં દેખાડેલાં નામોનો અર્થ **ભલી દીનને લગતા** થાય છે અને તેઓ કોમના કોઇ એકજ વર્ગનો સાંકડો અને સંકોચીત અર્થ ધરાવતા નથી. તેઓનો અર્થ ભલાં જરથોસ્તી માત્ર થાય છે અને એજ બોહોલા-અર્થે તેઓ પહલવી પાજંદ વગેરે લખાણોમાં વપરાયા છે. તેઓ અથોરનાન હોય કે બેહેદીન હોય, મરદ હોય કે ઓરત હોય તે સઘલાં વેહેદીનાંન એટલે ભલી દીનને લગતાં દીનદાર જરથોસ્તીઓ છે. કોમના એક વર્ગને સાધારણ ઓલખ માટે અપાયલું આ બેહેદીન નામ ખુદ પહલવી વેહદીનનુંજ ફારસી રૂપ છે. ત્યારે પહલવી લખાણુના આ સત્તાદાર

---

* તા. ૨૧ મી માર્ચ સને ૧૯૨૧ ને દીને આલબ્લેશબાગમાં "જરથોસ્તી ફસલી સાલ મંડળ" તરફથી જાહેર વએજ આપી હતી.

આધારે આપણે સાબીત કરીશું કે, બરેશનુવાલા મોબેદોએ બેહેદીનોનું પકાવેલું ખાણું નહી ખાવાનો અથવા દદમાનના હાથના દરન ૯જી તેની ચાશ્ની નહી કરવાનો હાલનો રેવાજ નાપાયદાર છે અને તેમાં થોડુંબી વજન કે વજુદ નથી. કેળવણીમાં અગ્રેસર કેહેવાતી અને સુધારામાં આગલ પડતી કોમ વચ્ચે, હિન્દુ ભાઇઓનો 'રોટી વ્યવહાર' બંધ કરી સજા કરવા જેવો આ રેવાજ પાર્સી નામને અને કોમી કેળવણીને કોઇબી રીતે માન કે શોભા ભરેલો નથી. મજકુર પહલવી એબારતની તલીએની મકસદ એકજ છે અને તે બરશ્નુવાલા મોબેદોએ જુદદીનને હાથનું ખાણું નહી ખાવાની છે. ત્યારે હું ઘણા ભાર સાથે કહું છું કે, હમદીન બેહેદીનોનું માન ભંગ કરનારો બંધન-કારક આ રેવાજ વગર ઢીલે દુર કરવો જોઇએ અને તેને પેહેલી જોગવાઇએ દુર કરવાનાં બીજાં ઘણાં વજનદાર કારણો છે.

મજકુર લખાણના આધારે જણાય છે કે, આ રેવાજ અસલી ઇરાની નથી પણ હિન્દમાં જારી થયલો તે એક પાછલો અને પારકો નાપસંદ રેવાજ છે. તે હિન્દમાં પોતાનાજ જાતભાઈ શુદ્રો તરફ સુગ ધરાવનારા હિન્દુ બ્રાહ્મણો પાસેથી ઉછીનો લીધો છે અને તેનું જે નબોજુ કારણ દર્શાવવામાં આવે છે તે હાલના જમાનામાં બંધ બેસતું નથી. કેટલીક સદી ઉપર ગુજરાતના ખુણાઓમાં બની ગયલા કોઇ શકમંદ બનાવોના અપવાદને લઇને સદીઓ વહી જવા છતાં, હાલના એક આખા આબરૂદાર અને નિર્દોષ વર્ગ ઉપર રેવાજને નામે ગુનાહની સજા કરવા જેવું અને સખ્તાઇ ભરેલું આ નબોજુ બંધન ચાલુ ને ચાલુ રાખવું એ તેઓ માટે કોઇબી રીતે શોભા ભરેલું કે સંજાવાર નથી. સમતોલપણું જાલવીને વખતના ફેરફાર સાથે દીનના રાહબરોએ બેસતા થવું જોઇએ, તેઓએ આ ભુલ, એક ગંભિર ભુલ સુધારવી જોઇએ અને દીનદાર બેહેદીનોના સ્વમાનની જાલવણી કરવી જોઇએ. દીનાઇન કે વ્યવહાર કોઇબી બાબદમાં જ્યાં સુધી આપણે અંધકારમાં ગોટા ખાતા રહીએ છીએ, ત્યાં સુધી તેના સંબંધમાં માન-અપમાનનું આપણને ભાન થતું નથી, પણ અમુક બાબદ જ્યારે રોશની જોવા પામે છે ત્યારેજ આપણી લાગણીતીક્ષણ થાય છે, અને બેહેદીનોની એવીજ લાગણીને માન આપવામાં આપણને ખોહોવાનું કંઇજ નથી. દરેકની ફરજ છે કે પોતાનું ઘર પેહેલાં તપાસવું જોઇએ. આપણી નબળાઇ આપણે જોઇ શકતા નથી, પણ બીજાંઓ પારદર્શક જુએ છે. દાખલા તરીકે બરેશ્નુવાલા કોઇ મોબેદોને પાછલે દરવાજેથી એજ ઇરાની બેહેદીનોને હાથનું ચાહપાણી લેવાની અને ખાણું ખાવાની અગર છુટ હોય તો, તેજ હમદીનોને હાથનું જાહેરમાં ખાણું નહી લેવાની અને તેઓના જરથોસ્તપણાં તરફ સુગ અને છીટ ધરાવવાની

આપણને માટે જગાજ નથી અને બેહેદીન વર્ગને ગેરઇનસાફ કરવાનો આપણને હક નથી. બરેશ્નુવાલાએ જુદદીનોને હાથનું ખાણું નહી લેવામાં વજુદ સમાયલું હું કબુલ કરૂં છું, પણ દીનદાર બેહેદીનોને હાથનું ખાણું નહી લેવામાં અને હમદીનોને જુદીનોની પંક્તિ ઉપર મુકી આપવામાં નહીં માફ થઇ શકે એવો મહા અનર્થ થાય છે. ત્યારે શા માટે ભલા બેહેદીનો તરફ અવિવેકી થવું જોઇએ ! અને શા માટે તેઓએ એક દીનદાર જરથોસ્તી તરીકેનો હક નહી ભોગવવો જોઇએ ?

આ રેવાજ આર્થીક નજરે જોતાંબી અગ્વહવારૂ અને ઘણો સખ્તાઇ ભરેલો થઇ પડયો છે. મીઠાઇ બનાવનાર કે ખાણું પકાવનાર અંધ્યારૂં બબરચીઓ કે દરૂનબાજ કરનારી ગોરાંણીઓ એકના ચાર ઘણા પૈસા ખરચતાંબી સેહેલાઇથી મલવાં મુશકેલ થઇ પડે છે. તેથી આ ખરચાલુ રેવાજ કોમના મધ્યમ અને ગરીબ વર્ગ ઉપર નાહક એક બોજા સમાન થઇ પડયો છે અને હાલની અસહય મોંઘવારીના કાતીલ ડંખે તેમાં હદ બાહાર વધારો કીધો છે. આ દાખલામાં વળી ચોખાઇ પાખાઇનો સવાલબી ટકી શકતો નથી. કારણ કે મધ્યમ કે ગરીબ બેહેદીન બાનુઓ વગેરે પોતાનાં વહાલાં ગુજર પામેલાંઓ માટે હાથે જાતે દરૂનબાજ વગેરે ચોખું પાખું કરવામાં જે લાગણી અને જે કાળજી ધરાવે, તેવી અને તેટલી ઉંડી લાગણી અને જાનફેશાની ભાડુતીઓ ધરાવી શકે નહી. ત્યારે આ સઘલાં સામટાં કારણોને લઇને નહી ઇચ્છવા જોગ આ ગંભીર ભુલ સુધારવી જોઇએ અને હમદીન બેહેદીનોએ સ્વમાનને ખાતર આ નામોશી ભરેલાં અઘટીત બંધનમાંથી મુકિત મેલવવી જોઇએ.

પહલવી લખાણના મજકુર સત્તાદાર આધારે ઉપર આપણે બોલ્યા છીએ, પણ આ લખાણોની કેટલીક સદીઓ પછી રવાયતનાં ફાર્સી લખાણો થયાં છે અને તેમાં પાછલા દસતુર સાહેબો આ બાબદમાં જે કાંઇ કહી ગયા હોય તે આપણે જોવું જોઇએ અને તેનું બીનતઅસુબીએ તોલ કરવું જોઇએ. એવી એક રવાયતમાં મોબેદોએ દરૂન દોણના હાથના ઇજવા એવા સવાલનો આ મુજબ જવાબ મલે છે.

**ફાર્સી રવાયત.**

"જે ઓરતે નવરાતનું બરશનુમ નહી લીધું હોય તેને હાથના દરૂન કીધેલા હોય તે મોબેદને ઇજવા નહી ઘટે. જે ઓરતે બરશનુમ નહી લીધું હોય તેને હાથના દરૂન કીધેલાની જે મોબેદ ચાશની કરે તે મોબેદનું બરશનુમ સાબેત નહી રહે. તેને લાજમ છે જે ફરીથી નવરાતનું બરશનુમ નવેસરથી લે ને મોબેદીનું કામ કરે. જો નહી લીએ તો તકસીરવાર થાય." (ઇઠો. ૨. પુ૦ પા૦ ૪૫).

મજકુર ફતવો દફન કરવાના બાબમાં અધ્યારૂ કે બેહદીન વચેનો તફાવત દેખાડતો નથી અને એટલે દરજજે તેનું વાજબીપણું પહલવી લખાંણના આધારે આપણે કબુલ કરીશું, પણ આ ફતવો બીજી જે મુશકેલી ઉભી કરે છે તે ગોરાંણીઓએ બરશનુ લેવાની છે। પહલવી લખાણ ઉપર આ બીન જરૂરી વધારો છે અને તે બેશક એક નાપાયદાર વધારો છે. તે પહલવી ફતવાથી અને અવસ્તાના ફરમાનથીબી ઉલટો છે. બેહેદીનોને હાથના દફન નહી ઇજવા અને ખાણું નહી ખાવાનો રેવાજ ખોટો છે અને તે બેહેદીન વર્ગ વચે જે ખરાબ અસર નીપજાવે છે, તે કરતાંબી આ ફારસી ફતવો ખુદ મોબેદી રૈવાજ અને મોબેદી બરશ્નુ ઉપર વધારે ખરાબ અસર કરે છે. આ ફતવો અને મોબેદી રેવાજ એ બે વચે જયારે મોટો ફરક પડે છે, ત્યારે ફતવો ખરો કે રેવાજ? જો એક ખરો હોય તો બીજો ખોટો ઠરે છે. વળી આ ફતવો હાલનાં મોબેદી બરશનુ ઉપર શક નાખે છે અને તેને રદ બાતેલ થયલાં નારવા જાહેર કરે છે। કારણ કે રવાયતના ફતવા મુજબ હાલ દફન કરનાર ગોરાણીઓને બરશનુ આપવામાં આવતું નથી અને તેને પાક કરવામાં આવતી નથી। ત્યારે ખરૂં શું? દીનઇનની રૂએ જોતાં આ લેખી ફતવો અને અનલેખી રેવાજ એ બંને ભુલ ભરેલા તથા ભુલાવો ખવાડનારા છે અને પહલવી લખાણમાં બેહેદીનોનું સ્વમાન જાલવનારો આપણને જે મઆફુલ ફતવો મલે છે તેજ વાજબી અને બાહવારૂ, પાયદાર અને વજનદાર છે.

ત્યારે હમદીન બેહેદીનો ઉપરનો અટકાવનો આ નાપસંદ આંકોશ અને બંધન કાઢી નાખવાની, તેઓની લાગણીને માન આપવાની અને તે ઉપર લાયક અમલ કરી તેઓને સહાય થવાની તથા સંતોષ આપવાની દીનાઇનની રાહે હું મારી ઐન ફરજ સમજુછું.

**ઈરાન અને હિન્દ.** ઇરાન અને હિન્દના બેહેદીનો વચે કોઇનેબી અદેખાઇ ઉપજાવે એવો તફાવત આપણે જોઇએ છીએ. ઇરાનમાં ધર્મની 'સ્પીરીટ' ને અનુસરતો એક એવો અકકલપસંદ રેવાજ છે કે, જે બેહેદીન ઘટતું ભણતર ભણેલો હોય અને ચોખાઇ પાખાઇની તાલીમ પામેલો હોય તો પ્રથમ વડા દસ્તુર તેની લાયકાતની તપાસ લે છે, તેને મોબેદી પેશાના કેટલાક અધિકારો આપે છે અને તેને **દાહુમોબદ** એટલે દાનાવ-ભલા મોબેદનો માનભરેલો ઇલકાબ મલે છે. એવા દાહ મોબેદો ઇરાનના કેટલાક ગામોમાં હોય છે. એક વેળા **રૂસતમ અર્દશીર** નામના એક ઉમદા બેહેદીને ઇરાનના વડા દસ્તુરનો માનવંત ઓધો ભોગવ્યો હતો. વળી **રૂસ્તમ અસફંદીઆર** નામના એક

બીજા બેહેદીનની કાબેલીઅતને લીધે તેમને મુલ્લાંનો ઉંચો ઇલકાબ મલ્યો હતો અને તેમની ઘણી ફાર્સી મોનાજાતો જોડેલી મલે છે. આજ મુંબઇની બન્ને મદરેસાઓમાંથી, થોડાજ અપવાદ સિવાય હાલના ગુરૂ વર્ગને શરમાવે એવા, ધર્મની અને બીજી 'ઓરીઅનટલ' ભાષાઓની ઉંચી તાલીમ પામેલા અને યુનીવર્સીટીની ઉંચી ડીગ્રીઓ મેલવેલા કેટલાક બેહેદીનો આપણા વચે છે. તેઓને કોમના વડા ધર્મગુરૂ બનાવવા અને તેઓની લાયક કદર કરવા આજના કોઇ દસ્તુર ઉદાર દીલ દેખાડી પોતાની સંમતી આપવા તેયાર થશે?

રવાયતો ઉપરથી જણાય છે કે ચાર સદી ઉપર ઇરાનમાં એક બેહેદીન અથોરનાન કરતાં લાયકાતમાં ઉતરતો ગણાતો નહીં હતો અને દીનાઇનની રાહરસમના બાબમાં એકમેક તરફ ઘણાં માનની નજરે જોવામાં આવતું હતું. દાખલા તરીકે અથોરનાનનો એક બેહેદીન પાલક થઇ શકતો હતો, તેમજ બેહેદીનનો એક અથોરનાનને પાલક કરી આપવામાં સવાબકાર ગણાતું હતું. એટલુંજ નહી પણ ગેલો પાલક અથોરનાન પોતાના પેશાની ઉંચી તાલીમ પામેલો હોય તો તે દસ્તુરીનો માનવંત દરજ્જો ભોગવવાને બી લાયક ગણાતો હતો (જુની મોટી રવાયત સફે ૮૮, બ. કા. ૨. સફે ૧૬૨ વગેરે.) ત્યારે ચાલુ વીસમી સદીમાં એવા બલકે હાલના કરતાં આલા દસતુરી દરજ્જાને કોઇ બેહેદીન વધારે લાયક થઇ ગયા હોય, તો તે "ઓરીઅનટલ સ્કોલર" **મર્હુમ ખુરસેદજી રૂસતમજી કામાજી** હતા એજ મર્હૂમે જીંદગીની છેલ્લી સાંજ સુધી જરથોસ્તી સાહિત્યને તન, મન અને ધન અર્પણ કીધું હતું અને આ ફૂસલમંડળ મર્હૂમની જીવતોડ કોશેષનુંજ ઉમદા ફળ છે.

**દહુમાન.**

હાલમાં સાધારણ રીતે બેહેદીનોને **દહુમાન** કેહવામાં આવે છે. એ તેઓ માટે થોડું માનભરેલું નથી. તે બેહેદીન મીસાલ કોઈ એકજ વર્ગ માટેનું વિશેષણ નથી, પણ તે તમામ જરથોસ્તી અથોરનાન અને બેહેદીનનો, મરદ અને ઓરતનો બોહોલો અર્થ ધરાવે છે અને આ બોહોલા અર્થને પાછળથી કોમના એકજ વર્ગના સાંકડા અર્થમાં સંકોચવામાં આવ્યો છે. તે અવસ્તાના **દહુમ** શબ્દનું પહલવી રૂપ છે, તેનો ઉમદા અર્થ દાનાર, ભલાં, નિર્દોષ, સવાબકાર વગેરે થાય છે અને જેઓ દીનદાર જરથોસ્તી જીંદગી ગુજારે છે તેઓ સઘલાં **દહુમાન** છે. અવસ્તાની ગવાહી ઉપરથી જણાય છે કે બેહેદીનો માટે આ ઓળખ જેટલી આવકારદાયક છે તે કરતાં ખુદ ધર્મ ગુરૂઓ દહુમાનો તરીકે ઓલખાવા વધારે લાયક છે. એનું સબળ કારણ આ છે કે,

અવસ્તામાં દહમાનો હાનાવ અને ભણેલા ગુરૂઓ તરીકે માનવંત જમા રાકેછે અને તેની સાથે ધર્મને લગતો ઉંચો અધિકાર જોડાયલો છે. તેઓ દરેમેહેરોના પાવમેહેલોમાં અને તેની બાહાર થતી મોબેદી ક્રિયાઓ તથા તેની તરતીબોની તપાસ અને તે ઉપર દેખરેખ રાખનાર શાહઅરો હતા અને એક પરીક્ષકના જેવો તેઓ ઉંચો દરજ્જો ભોગવતા હતા. તેઓ માટે અવસ્તામાં વારંવાર **દહમો–પઈરીશ્તા, દહમો—પઈરી—અંગ હુશંત, દહમો—યઓજદાત** વગેરે લખાણો મળે છે અને તેઓનો અર્થ દહમાને પાકીજગી આપેલી, દહમાને ગાળેલી અને દહમાને પરીક્ષા કીધેલી ક્રિયાઓ, તેની ભેટો અને તેનાં સાધનો છે.

વળી પાછલથી દહમાનને એક દોઆગીર ગુરૂ તરીકે ઉપમા આપવામાં આવે છે, તેની **આફ્રીને મ્યજદના** પાજંદ ભણતરમાં ક્રિયા કરનાર એક આગેવાન જોતી તરીકે લાયક પીછાણ થાય છે અને જશનની મજલસોમાં પોતાની માનભરેલી શામેલ-ગીરી આપનારાં મજલસીઓ માટે તે નીચલી દોઆ ગુજારે છે.

**"ચી અજ અવસ્તા પએદા કુ આફ્રીને દહમાન.**
**જમીન પહાના રૂદ દરાના ખુરશેદ બાલા.**
**પ હુમા એ વેહાંન બેરસાદ."**

**દહમાન બોલે છે**—અવસ્તાથી જાહેર છે કે, જમીન જેટલી ઓહોળી, નદી જેટલી દરાજ અને ખુરશેદ મીસાલ બુલંદ (અમો) **દહમાનની** દોઆ તમામ મલી અંજુમનને આમીન થાઓ!

અવસ્તાના **દહમનું** એક પહલવી રૂપ **દાહુમાન** મલે છે. એમાંના પાછલા અક્ષરોનો લોપ થઇ દાહુનું અધુરૂં રૂપ થયું છે, તે ઇરાની બેહેદીનો માટે ઉપયોગમાં આવતું ઉપર આપણે જોયું છે અને ઇરાની રેવાજ મુજબ એક લાયકાત પામેલા બેહદીનને **દાહુ મોબેદ** ના માન ભરેલા ઇલ્કાબથી ઓળખવામાં આવે છે. આ ઉપરથી પારદર્શક જોઇ શકાયછે કે લાયકાત મેળવી ઉતરતે દરજ્જેથી દહમાન ધર્મગુરૂને ચહડતો દરજ્જો મેળવવાને દરેક દીનદાર જરથોસ્તી હક ધરાવેછે. વળી આ દહમાનો અમણુ મો-બેદો કરતાં ઘણી ચહડતી પંકતીના ભણેલા ગુરૂઓ હતા અને બીનલાયકાતે તેઓથી ઉંચો દરજ્જો ધરાવવાનું હાલનું આપણું અભિમાન તદન મિથ્યા છે.

ત્યારે દહમાન એક માનસુચક વિશેષણ છે અને તે સાધારણ ઓળખ તરીકે ભલાં બેહદીનો માટે ઘણું માન ભરેલું અને આવકારદાયક છે.



## ૩૬—મેહેર યશ્ત.

### એક તપાસ કરવા લાયક વાકય.

**મેહેર યશ્તમાં** પ્રથમ એવો સવાલ થયો છે કે મેહેર ઇજદની આરાધના માટે કેવી તરતીબ કરવી કે જેથી તેની ખુશ્નુદી થાય? એનાં જવાબમાં કહેછે કે, **ત્રણ દહાડા અને ત્રણ રાત** તનને સ્નાન આપવું જોઇએ અને ત્રીસ ઉપાજનોની* તાજેશ કરવી જોઇએ. ત્યાર પછી કહેછે કે, મેહેર ઇજદની આરાધનામાં ક્રિયાથી તૈયાર કીધેલી મ્યજદની ચાસ્નીમાં ભાગ લેવાની સર્વને એકસરખી છુટ નહી હતી, પણ જેઓ દીનનાં ચોકસ ભણતરો સમજીને ભણતાં હોય તેઓનેજ તેમાં ભાગ લેવાનો હક હતો. આ માટે એક અગત્યનું વાકય મલેછે અને તે તપાસ કરવા લાયક છે. ત્યાં આ યશ્નના કર્તા મેહેર ઇજદના મોઢામાં ગોયા નીચલા શબ્દો મુકેછે.

**"મા ચિશ મે આઓઇહામ જઓથ્રનામ ફ્રહુહરાત**
**યા નોઇત સ્તઓતનામ યસ્નનાંમ આમાતો વીસ્પે રતવો."**

મેહેર ઇજદ બોલેછે:—જેણે 'સ્તઓત યસ્ન'ના તમામ રતુઓ (બંદગીના ફકરાઓ)ને યાદ નહી કીધા હોય તે કોઇ આ મારી ક્રિયાની ભેટ ખાએ નહી (ફ૦ ૧૨૧-૧૨૨).

આપણી બાબદ માટે મજકુર ફકરામાં આવેલાં **સ્તઓત યસ્ન** (સતુદ યસ્ત।) અને **વીસ્પે રતવો** (વીસ્પરદ।) એ બંન્ને ઘણાં અગત્યનાં નામો છે. આ પાછલા નામને **દાર્મેસ્ટેટે, કાવસજી, હાર્લે** વગેરે વિદ્વાનો **વીસ્પરદ**નાં જાણીતાં ભણતરનું વિશેષનામ સમજેછે. પણ આપણે જોઇશું કે આ તેનું વિશેષનામ નથી અને ત્યાં સામાન્ય નામના અર્થે આ શબ્દો વંપરાયાછે. અસલ વાકયમાં **પ્રધાનપદ** 'વીસ્પરદના **ભણતરને** નહી પણ 'સ્તોઓત યસ્ન'ને અપાયુંછે. પેહેલાંમાં કર્મનું ૨-૩ અને બીજાંમાં ૬-૩નાં વિભકિતનાં પ્રત્યયો મલેછે. ત્યારે. **સ્તોઓતનાંમ યસ્નનાંમ૦૦૦વીસ્પે રતવો"** નો અર્થ "રતઓત યસ્નના તમામ રતુઓને" યાને સ્તઓત યસ્નનાં ભણતરો અથવા ભણતરના તમામ સરદારોને થાયછે. એની મતલબ **વિ૦ કાંગા** એવી ઉઠાડેછે

---

* આ ઉપાજન શબ્દ ઉપર **વિ૦ શેહેરયારજી**એ જે વિદ્વતા ભરેલું વિવેચન કીધું છે અને તેની જે અચુક દલીલ દેખાડી છે તે વાંચવા અને મનન કરવા લાયક છે (રીસ્તિસ્તાન વધારો. સ૦ ૨૨-૩૫).

કે ક્રિયા સાથે ઇજશ્નને અને વીસ્પરદ ભણી નહી જાણનાર શખ્સ મેહેર ઇજદને અર્પણ કીધેલી ભેટની ચાસ્ની કરી શકે નહી." પ્રો૦ હાર્લે કહેછે કે, "જો તેણે સ્તુત યસ્ન (જે) વીસ્પે રતવ (વીસ્પરદથી) શરૂ થાયછે તેનો અભ્યાસ કર્યો ન હોય તો નહી ખાય" (ખુ૦ અ૦ ગુ૦ તરજુમો કર્તા અએર્પત મે૦ પા૦ માદન). હાં આ અને બીજા વિદ્વાનોએ 'સ્તઓત યસ્ન' તથા 'વીસ્પરદ'ની ઉઠાડેલી મતલબ દરોબસ્ત નથી.

**કારણો.** મજકુર ભણતરો અગર ઇજશ્નેના હા ૭૨ અને વીસ્પરદના કર્દો ૨૩ હોય તો આ ફરમાન એક જરથોસ્તી માટે, અકસર બેહેદીન વર્ગ અને બાનુઓ માટે અતિ મુશકેલ થઇ પડેછે. મજકુર ખુલાસો કબુલ રાખ્યે તો તેનો અર્થ એવો થાય કે ઇજશ્ને અને વીસ્પરદ ભણેલા મોબેદો મેહેર દરૂજી યાને કોલ તોડવા કે સચ્ચાઇ છુપાવવાનો ગુનાહ કરે અને તેની તાજેશ કરે તો તેઓનો ગુનાહ માફ થાય અને તેઓજ એકલા ક્રિયાની ચાસ્નીમાં ભાગ લેવાને હકદાર ગણાય. પણ એક બેહેદીન કે બાનુ મજકુર ભણતરો ભણેલાં નહી હોય તો તેઓને કોલ તોડવાની ગુનાહની માફી મલે નહી અને ધાર્મિક મજલસ તથા તેની ક્રિયાની ચાસ્નામાં ભાગ લેવાંમાંથી તેઓ સદાના રદ બાતલ થાય. દીનના ચોકસ ભણતરો સમજનાર અને સમજીને ભણનાર એક સાચાં જરથોસ્તી તરીકે, તેઓનાં દીનઇમાનની કસોટી કરવાનો તથા તેઓની બારીક તપાસ લેવાનો ધર્મમાં આ એક ધાર્મિક મંડળીનો આંકોશ મુકવામાં આવ્યો છે એ ખરૂં, પણ હાં તો એક નિર્દોષ બેહેદીન તથા બાનુને તકસીરવાર ઠરાવવાનો નાહક બેઇનસાફ થાય છે. દીનનાં સામાન્ય ફરમાનો ગુરૂ કે જજમાન એ સર્વ માટે સમાન હોવાં જોઇએ અને આ ફરમાનમાં એવીજ ઉંચી નેમ અને મુળ મકસદ જલવાયલી છે, તોપણ અસલ અવસ્તા વાકયને તેનાં ખરાં સ્વરૂપમાં નહીં સમજી શકાવાથીજ હાં અનર્થ થાય છે.

**ખુલાસો.** હાં 'સ્તઓત યસ્ન' નું જે વિશેષ નામ મલે છે તે પહલવી 'સતુદ યસ્ત' ના ૩૩ કર્દા કે ઇજશ્નેના હા ૭૨ એ બંન્ને નથી. પણ તેની બાતેન મતલબ માત્ર અહુનવર, અષેમ અને યેઙ્હેહાતામના ગાથાના ટુકા અસરકારક કલામોની છે. ત્યારે અવસ્તાના આખાં સાહિત્યમાં પેહેલે દરજ્જેની સર્વને મયસર આવે એવા આ ત્રણ ટુંકા માંત્રવાણી છે અને તેને સમજીને ભણનાર ગુરૂ કે જજમાન કોઇબી જરથોશ્તીને ધાર્મિક મજલસમાં ભાગ લેવાના તેની માનભરેલી શામેલગીરીનો પવિત્ર હક જરથોસ્તી ધર્મે સ્વિકારેલો મલે છે.

બીજું, અસલ વાકયમાં વળી **વીસ્પરદ** નામ મલે છે અને તે જા ગીતાં ભણતરોના ૨૩ કર્દાના વિશેષનામ તરીકે વપરાયું નથી પણ **તમામ રતુઓ** એટલે ભણતરોના સરદારો (યથા, અષેમ યેન્હેહાંતાંમ) ના સામાન્ય નામ તરીકે વપરાયું **છે** અને તેઓ 'સ્તઓતયશ્ન' ના ગાથાના એજ ત્રણ નામીચા કલામો છે.

ખરૂં છે કે જરથોસ્તીઓ ધર્મના ફરજીઆત ભણતરો સમજીને ભણનાર હોવા જોઇએ, પણ અકસર એક બેહદીન કે બાનુ ઉપર હાલના યોજદાત્રેગરીના મોબેદી પેશાનાં ઇજસ્ને અને વીસ્પરદનાં લાંબાં ભણતરો ભણવાની અને સમજીને શિખવાની જે ફરજ ખાસ કરી મોબેદોએ અદા કરવાની છે તે ફરજ બેહદીનો ઉપર નાખવામાં આવે તો તેમને માંથે તે અસ્થાને, વગર અર્થના, અને અગ્યહતાર એક અસહ્ય બોજા સમાન થઇ પડે છે. પણ આ ખુલાસા પછી કોઇબી જરથોસ્તી દીનના સૌથી મોતેબર મજકુર ટુકા કલામો તેની ખુબીઓ સમજીને ભણેલાં હોય તો તેઓ ધાર્મિક મજલસોમાં માન ભરેલો ભાગ લેવાને હકદાર છે.

**સ્તઓત યશ્ન** કેવળજ મજકુર નામીચા ત્રણ કલામોનું એક સમુદાય સુચક નામ છે, એમ સાબેત કરવાની બીજે ઠેકાણે કીવેલી મારી અહના કોશેષ માટે હયાં આ દાખલામાં **મેહેર યસ્ત** નું ઉપર દર્શાવેલું વાકય એક વજનદાર અચુક દલીલ થઇ પડે છે.*

આ મુજબ પહલવી લખાણોમાં ભણતરનાં વિશેષ નામો કેટલીક વેળા સામાન્ય નામના અર્થમાં મલે છે અને આગલા એક લેખમાં તે વિષે નીચે મુજબ ખુલાસો કીધેલો છે. **દાદસ્તાને દીની** ની નામીચી પહલવી કેતાબમાં ચહારૂમને દહાડે **અર્દા ફરવશની વીસ્પરદ** અને ચહારૂમ પછી **દવાઝદેહ હોમાસ્તની અર્દા ફરવશ** કરવા જણાવી છે। (પુ૦ ૮૦) એમાં દર્શાવેલા "**વીસ્પરદ**" **અને** "**હુમાયશ્ત**" ને ક્રિયાના વિશેષ નામો તરીકે લઇએ તો તેઓ અસ્થાને થઇ પડેછે. પણ હ્યાં તેઓ સામાન્ય નામો તરીકે આ અર્થમાં વપરાયા છે. અર્દાફરવશની વીસ્પરદનો અર્થ અશોના ફરોહરોના તમામ સરદારોની આરાધના કરવાનો અને "દવાઝદેહ હોમાસ્તની અર્દાફરવશ" નો અર્થ અશોના ફરોહરોના બાર માસના રોજગારોની સંપુર્ણ આરાધના કરવાનો છે. અગર તેઓને વિશેષ નામો તરીકે કબુલ રાખ્યે તો ચહારૂમને દહાડે વીસ્પરદની અને ચહારૂમ પછી હમાયસ્તની ક્રિયાઓ કરવાનો અનર્થ થાય છે. અગર ચાહરૂમ પછી હમાયસ્તની ક્રિયા ની મકસદ હોય તો, ચહારૂમને દહાડે વીસ્પરદની ક્રિયા ફરજીઆત કરવી જોઇએ અને તે રવા ગણાવી જોઇએ પણ તેને કોઇબી દીની કેતાબોનો ટેકો નથી.

---

*જુઓ મારો સ્તઓત યશ્ન, ના લેખ૦ રસાલકે ખુરશેદ, સને ૧-૪૧.

## ૩૭—કુશ્તી અને ક્રિયા.

## ફરેમેહેરોમાં થતી ઇજશ્નેની ક્રિયા સાથ તેની સરખામણી.

### ઐવ્યાઓઙ્હનેમ વા ઐવ્યાઓઙ્હ્યય્ને

### ઐવ્યાઓઙ્હનેમવા બુજયમ્નો.

અર્થ-ઐવ્યાંગન ( બંધ, કુશ્તી ) બાંધતા અને ઐવ્યાંગન છોડતાં ( અહુરમજદનાં નામો જબાન ઉપર ધરવાં ૫૦ હો૦ )

આપણી કુસ્તી એક ધાર્મીક ચિન્હ છે. તેનું મહત્વ પુરાતન જમાનાથી કબુલાતું આવ્યું છે. તેની મહત્તાને લીધે પહલવી અને ફારસી લખાણોમાં તેની ઉત્પત્તિ અને હસ્તી સાથે **જમસેદ, ફરેદુન, મનોચેહેર, અશોજરથોસ્ત** વગેરે નામીચા પુરૂષોના નામો જોડાયલાં છે. એના સંબંધમાં પહલવી જરથોસ્ત નામેહમાં તાજુબી ઉપજાવનારૂં લખાણ મલે છે. તેમાં કહેછે કે **શાહ મનોચેહર** ના રાજ્યમાં બનેલા એક ચોકસ બનાવમાં **સપંદારમદ અમેશાસ્પંદે** બાંધેલી કુસ્તી સાથે દેખાવ દીધો હતો। એમાં તેના લખનારે કુસ્તીને જીબાદે વજુદ અને વજન આપવાનું છે. આ મુજબ કુશ્તી તરફ પુરાતન જમાનાથી જો કે ઘણું માનની નજરે જોવામાં આવ્યું છે, તોપણ તેની બનાવટ અને વણાવટ તથા તેના ભણતર અને કીયા અગરજો ઇજશ્નેની મોતેબર કીયા તથા તેનાં ચોકસ સાધન સાથે નિકટ સંબંધ ધરાવતા દેખાડવામાં આવે તો, તે બીના કુશ્તી તરફના આપણા માન અને આસ્થામાં બેશક બેવડો વધારો કરનારૂં સબળ કારણ થઇ પડે છે. તે ઇજશનેની કીયાની "**ઐવ્યાઓઘ્હુન**" નામની એક અલામત સાથે ખાસ સબંધ ધરાવે છે અને આ બેઉ અલામતોની સરખાંમણીમાં જે નવીનપણું સમાયલું છે તે ખચીતજ તાજુબી પમાડે એવું છે. વળી કુશ્તીની ક્રિયાના એક ભાગ ઇજશ્નેના **૧૨માં** અને **૧૩ માહાની** સેવટની ક્રિયાની ચોકસ તરતીબ સાથે સંબંધ ધરાવે છે. આ બન્ને હાનો કુશ્તી સાથનો અચુક સંબંધ જે અર્થસુચક છે તે આગલ આપણે જોઇશું અને હાલ તુર્ત હવાં આ અલામતોનું મલતાપણું દેખાડીશું અને તેમાં અવ્યાઓઘ્હન ને પેહેલી અને કુસ્તી ને બીજીની સંખ્યાથી ઓળખીશું.

આ બેમાં પેહેલી દેરેમેહેરેશમાં થતી પાવમેહેલની અંદરની ક્રિયાની અને બીજી જો કે પાવમેહેલની બાહારની અલામત છે, તોપણ બંન્નેની ક્રિયાની તરતીબની નીચલી અજાયબ સરખામણી જાણવા અને મનન કરવા જોગછે.

| **એંગ્યાઓહ્હન.** | **કુસ્તી.** |
| --- | --- |
| (૧) ઐવ્યાંગનનો એક અર્થ જેમ **બંધ** થાય છે. | તેમજ કુસ્તીનો દીનનો **કમરબંધ** અર્થ થાય છે. |
| (૨) યજશ્નેમાં પેહેલીની ક્રિયા જેમ **'બરસંમ'** ઉપર થાય છે. | તેમ બીજીની **કમર** ઉપર ચાલે છે. |
| (૩) 'બરસંમ' ઉપર પેહેલીના જેમ **ત્રણ આંટા** ફેરવવામાં આવે છે, | તેમ બીજીના **ત્રણ આંટા** કમર ઉપર વીંટાળવામાં આવે છે. |
| (૪) પેહેલીના ત્રણ આંટા ફેરવતાં જેમ **અહુરમજદની ખુશનુદી** ભણાય છે. | તેમજ બીજીના ત્રણ આંટા વીંટાળવાની શરૂઆતમાં **અહુરમજદની ખુશનુદી** દર્શાવવામાં આવે છે. |
| (૫) જેમ બે અહુનવરનું **'શ્યઓથનનામ'** પદ ભણતાં 'બરસંમ' ઉપર પેહેલીનો **આગલો ગાંઠ** વાલે છે, | તેમ **એજ** બે કલામો અને **એજ** પદો ભણતાં બીજીનોબી **આગલો ગાંઠ** વાલવામાં આવે છે, |
| (૬) જેમ યજશ્નેના **૧૩ માહા** ની સેવટની ક્રિયામાં પેહેલીનો **પાછલો ગાંઠ** વાલે છે. | તેમજ બીજીનોબી **પાછલો ગાંઠ** વાલવામાં આવે છે. |

આ એકજ દાખલામાં જે થોડા અપવાદ મલે છે તે પેલા ગાંઠો વાલતાં પેહેલીમાં બે અહુનવર અને બીજીમાં એક અષેમ વોહુ ભણાય છે, તોપણ તેઓ બેઉ મોતેબર કલામો છે. વળી આ દાખલામાં એજ ૧૩ **માહા નો 'મજદયશ્નો અહ્મિ'**થી શરૂ થતો દીનના કલ્માનો જે ભાગ ભણી કુસ્તીની ક્રિયા ખતમ થાય છે તે બીના થોડી અર્થસુચક નથી.

| | |
| --- | --- |
| (૭) પેહેલી માટે ખજુરીના ઝાડની પાંદડી કાપતાં જેમ **ભણતર ક્રિયા** થાય છે, | તેમ બીજીને કાપવાનું બી **નીરંગનું** ક્રિયા સાથનું **ભણતર હોય છે.** |

| | |
|---|---|
| (૮) પેહેલી માટે જેમ પેલી પાંદડીને ચીરીને તેની ચીપો કાઢવામાં આવેછે, | તેમ બીજીના ઉનના તાર હોય છે. |
| (૯) જેમ પેહેલીની પાંદડીની ચીપોના છેડા ફેર કરવામાં આવે છે, | તેમ બીજીને ઉકલાવવામાં આવે છે. |
| (૧૦) જેમ પેહેલીને બેઉ છેડે ગાંઠ વાલવાના હોય છે, | તેમ બીજીના બેઉ નર ગુંઠી તેને છેડે ગાંઠ વાલે છે. |
| (૧૧) જેમ પેહેલીની છ ચીપોને વળ દેઇ બ્યાંગન તૈયાર કરવામાં આવે છે, | તેમ બીજીને બાર બારના છ ભાગમાં વેહેંચી બોતેર તારની કુસ્તી વણાય છે. |
| (૧૨) પેહેલીને છેડે ગાંઠો વાલવા પછી જેમ બે છેડા હોય છે. | તેમ બીજીને બેનર હોય છે. |
| (૧૩) જેમ પેહેલીના બેઉ ગાંઠો પછી ત્રણ ત્રણના છ છુટા છેડા હોય છે, | તેમ બીજીના ગુંઠેલા નરની ત્રણ ત્રણની છ નરી હોય છે. |

આ ૧૩ દાખલામાં કુસ્તીની ક્રિયા સાથે યજસ્નેની ક્રિયાની એક અલામત બ્યાંગનની ક્રિયાનું થોડુ દુરનું અને ઘણું નજદીકનું મલતાપણું આપણે જોઇએ છીએ અને તે કુસ્તી તરફના આપણા અપુર્વ ભાવ અને ભક્તિમાં વધારોજ કરે છે આ અચુક સરખામણી કુસ્તી તથા તેની ક્રિયાનું પુરાતનપણું સાબેત કરે છે તથા તેની તરબીઅની અગત અને અસરને ઘણું વજન આપે છે. હવાંથી આપણે આગળ વધીશું, આ સરખામણી ઉપરથી ઉપજતા અર્થસુચક વિચારો દરશાવીશું અને જોઈશું કે તે આપણને કેટલાક નવાજ વિચારોનો સંગીન ખોરાક પુરો પાડેછે.

**કુસ્તીની ઉત્પત્તિનું માન કોણને ઘટે છે?**

સ્વભાવિક સવાલ આ છે કે બંન્ને અલામતોની ઉત્પત્ત એકજ વખતે અને કોઇ એકજ મહાપુરૂષથી હસ્તીમાં આવી છે, કે બે જુદે વખતે અને બે જુદા પુરૂષોની કોશેષનું આ બેનમુન ફળ છે? તેઓની ઉત્પતિ એકજ હાથે અને એકી વેળા થઈ નહી હોયતો આમની કઇ અને પાછલી કઇ? તેઓ બે જુદા વખત અને બે જુદા પુરૂષોના કાબેલ હાથોનું પરીણામ હોયતો એક ઉપરથી શું બીજીની નકલ થઇ છે? યજશ્નેના ૯ માહામાં બ્યાંગનની ઉત્પત્તિનો ઇશારો મલેછે અને તેની ઉતપતિ હોમ ફ્રાબમી નામના પ્રાચિન કાલમાં થઇ ગયલા એક નામીચા પુરૂષના નામ સાથે જોડાયલી છે (ફ. ૨૬) અવસ્તા મુજબ એનું અલ્બોર્જ પર્વતની એક

શાખા ઉપર મુકામ હતું, જ્યાંથી તેણે કોઇ અસરકારક પાલાની શોધ કીધી હતી અને તેને તેના આ શોધકના નામ ઉપરથીજ **હોમ** (અ૦ હઓમ જાઇરિ=તાજા પાલા) નું નામ મલ્યું હતું. આ પાલો તેમાં સમાયલા ઉંચા ગુણોને લીધે તે કુદરતની અજાયબીનો એક નમુનો હતો. તેની શારીરિક, માનસિક અને આત્મિક ઉંચી એજમત અને અસરને લીધે તેને '**હાવન**ની પત્થરની ખાડણીમાં છુંટી, ઘુંટી અને ગાળીને તેનો અમૃતરસ તેણે મર્થી ગેહેલાં પીવાના ઉપયોગમાં લીધો હતો ( મે૦ યસ્ત ) અને પાછળથી તેનું પાન **વીવંગહ્વાન આથ્વ્યાન, અસ્ત ત** અને **પોરૂશસ્પે** કીધું હતું. તેના પ્રતાપે તેઓને પેટે **જમશેદ, ફરેદુન, ઉર્વાક્ષ,** તથા **કેરસાસ્પ** અને **અશો જરથોશ્ત** જેવા નામીઆ વીરલાઓ પેદા પડયા હતા ( ય૦ હા ૯ ) વળી તેણે ગાથાના કેટલાક શ્લોક, ફકરો, માંથ્ર (મંત્રો) અને નસ્કો રચ્યાં હતાં (ય૦ હા ૫૭) ત્યારે એવા એક મહાપુરૂષે પ્રાચીન કાલમાં પોતાની શોધક બુધ્ધિથી ચોકસ અલામતોની શોધ કીધી હોય, તેનાં ઉંચાં પરીણામો નીપજ્યાં હોય અને તેઓને ધાર્મિક રૂપ મલ્યું હોય, તો એવ્યાંગનની ઉત્પત્તિનું માન એજ પુરૂષને ઘટે છે અને આ અલામતનો અર્થ તથા તેની ક્રિયાની તરતીબો સાથે અજાયબ સંબંધ ધરાવનાર કુશ્તીની ઉત્પત્તિ અને હસ્તીબી એજ પુરૂષને આભારી હોવી જોઇએ.

**ઉંચી પિછાણ.**

આ સાદી અલામતો માટેની આપણી સમજ ઘણી અધુરી છે અને અવસ્તામાં તેની જે પિછાણ થઇ છે તે ઘણી ઉમદા છે. તેઓની ઉત્પત્તિનું જયાં વર્ણન મલે છે ત્યાંજ તેઓને ઘણી ઉંચી ઉપમાઓથી ઓળખાવી છે. તેઓને પ્રાચિન, સેતારા મીસાલ જડાવદાર અને મીનો ( અથવા વિચાર શક્તિ, બુધ્ધિબળ)થી બનાવેલી કહી છે. એટલુંજ પણ તેઓને માજદયસ્ની દીનની અલામત (symbol) તરીકે વાજબી ઓલખાવી છે (ય૦ હા ૯) તેને સેતારાથી સંગારેલી અને મીનો બનાવટની અનુપમ ઉપમા આપવામાં આકાશી ગોળાઓની ગર્દેશનો તથા સેતારેશનાસી ( ખંગોળ ) નો સુંદર ખ્યાલ આપવાનો શું ઉંડો ભેદ સમાયલો નહી હશે ? પેલા મહાપુરૂષે **હોમ**ના તાજા પાલાને જે ખાંડણીમાં છુંદીને તેનો અરક કાઢયો હતો, તે ગોળાકાર **હાવન**ની એજ બે ઉંચાં વિશેષણો મલવાનું થોડું વજનદાર કારણ નહી હોવું જોઇએ (ય૦ ૧૦, ૯). એટલુંજ નહીં પણ સેતારાઓથી છવાયલાં અને તુરમંદ ગોળાઓની ગર્દેશવાલાં ખુદ **આકાશને** અને વળી **આકાશી ગાહી** (વાશ) ને અવસ્તામાં જયારે એજ બે વિશેષણોથી ઓલખાવ્યાં છે (હુ. યસ્ત) ત્યારે આ સઘલી શાહદતો ખંગોળનો ખ્યાલ આપવાનાં મારાં મજકુર અનુમાનને

મજબુત ટેકો આપે છે. પ્રહલવી દાદસ્તાનેદીનીમાં કુસ્તી ઉપર તેના કાબેલ લખનાર દસતુર માનુશચેહેરે લંબાણુશરેહ કીધી છે, તેમાં આ અલામતને અવસ્તામાં આપેલી મજકુર ઉપમાની એવી સમજ આપે છે કે, આકાશને ફરતો મીનોઇ હદનો જે બંધ છે તેની નીશાની તરીકે કમર ઉપર કુસ્તી વીટાલી તેનો બંધ બાંધવામાં આવેછે। (બાબ ૩૮) દીનની અલામતોને અપાયલી મજકુર ઉપમાનો મનમાનતો સીધો જવાબ આપવા આ કમજોર કલમમાં તાકટ નથી.

**કુસ્તી, દીનનો કમરબંધ.**

આ બેમાંની પેહેલીને અવસ્તામાં દીનની અલામત જાહેર કીધી છે અને બીજી આપણી કુસ્તી એક ખરા જરથોસ્તીની પિછાણ કરાવનાર જાહેર નીશાનીની વાજબી ઉપમા ધરાવે છે, તોપણ પેહેલી અમુક ઝાડની પાંદડીની તથા બીજી મેંઢાનાં ઉન જેવી નાચીજ વસ્તુ ઓનીકાંય છે? તેઓને અપાયલી ધાર્મિક ઉપમાને લઇને તેઓ રેશમી કે સોનેરી રૂપેરી કસબ જેવી કીમતી વસ્તુઓની કાંય નથી? ખરૂં છે એક ઠેકાણે આ અલામતને જરન્યો-ઐવ્યાઓંઘ્હન એટલે, સોનેરી ઐવ્યાંગનની ઉપમા આપેલી મલે છે (યo ૧૫, ૫૭) તોપણ તે એવા પાછલા વખતમાં અપાઇ હતી કે જે વેળા ખનીજ પદાર્થની શોધ થઇ ચુકી હતી અને તેમાંથી ઉંચી ધાતુઓ પેદા થઇ હતી, તેથી ત્હયાં પેલી અલામતને ઉંચી કીમતની વસ્તુ તરીકે શોનાની કીમતી ધાતુનો અલંકાર આપેલો મલે છે. ત્યારે મજકુર સ્વભાવીક સવાલોના ખુલાસા માટે હાલના હુનરચંદ અને કળાકૌશલ્યની શોધખોલના આગળ વધેલા જમાના તરફ જોવું જોઇએ નહીં પણ એ વસ્તુઓની ઉપ્તતિના જમાના તરફ આપણે જોવું ઘટે છે. તે ઘણો પુરાતન જમાનો હતો. તે જમાનાની ભરવાડો અને રખાડી હાલતમાંથી તુરતની બાહાર આવેલી થોડી સુધરેલી આર્ય પ્રજાની સાદી જીંદગી, તેનો સાદો વ્યહવાર, તેની થોડી હાજત અને જીંદગી ભોગવવાના તે સાદા સાધનો ધરાવતી હોવાની તવારીખની શાહાદતોના મોજુદ દાખલા નોંધાયલા મલે છે. તે સઘલા દાખલાઓને આપણે પડતાં મુકીશું અને ઘાં .આપણી હાથ ધરેલી બાબદને વળગીનેજ બોલીશું એક વેળા આર્ય પ્રજાનો બાપીકો પેશો ખેતીવાડી હતો, તેને લઇને પશુઓ તેઓનાં ગુજરાણના સાધનો હતાં અને તેજ તેઓનો જીવનગારો હતો. તેજતેઓની અસકયાંમત હતી અને આપ લેનો સઘલો વ્યહવાર આજના ધાતુંના ચલણી સિક્કાઓના ચલણનો નહી પણ માત્ર અનાજ અને પશુઓનો હતો. જે વેળા નાનાં પશુઓ અને મોટા ઢોરઢાંક તેઓના નિર્વાહનાં એક પુરા સાધનો હતાં, જે વેળાં તેઓની ખોરાકી

પોશાકીનો એકલો આધાર પશુઓ ઉપર હતો, જે વેળા પશુઓના ચામડાંનો તથા તેઓનાજ બાલોનો પોશાક તરીકે ઉપયોગ થતો હતો, તે અને તેજ વેળા આ જુના અને સાદા જમાનામાં દીનની મજકુર અલામતોની ઉત્પતિ બેશક થઇ હતી. તેથી કુસ્તી ગમે એવી ઉમદા અલામત હતી, તોપણ તેને માટે નિર્દોષ મેંઢાંના બાળો ( ઉન ) પુરાતન અર્યોના જુના જમાનાના સાદા પોશાકની ઇંધાણી આપનાર દીનના કમરબંધનું તે એક અર્થસુચક સાધન હતું. આપણી કુસ્તી જો કે પાવમેહેલની બાહારની અલામત છે, તોપણ ખુદ ઇજશ્નેની મોતેબર ક્રિયામાં પશુઓના એજ વાળનો ક્રિયાના આલાત તરીકે આગલા જમાનાંમાં ઉપયોગ થતો હોવાની નોંધ અવસ્તામાં જળવાયલી મલે છે તે પશુઓના વાળની ગુંઠેલી ચાળની હતી અને તેની મારફતે હોમના છુંડેલા તાજા પાલાને ગાળવા અને ગાળીને પાલાનો કુચો જુદો પાડી તેનો નીતરો રસ પુરાતન માજીઓ (મોબેદો)ના પીવાના ઉપયોગમાં આવતો હતો. પાવ મેહલની ક્રિયામાં પશુઓના વાળની ચાળણીના ઉપયોગનો આ દાખલો કુસ્તીની મજકુર દલીલને સીધો ટેકો આપેછે.

**નીરંગ.**

મજકુર વર્ણન ચોકસ દાખલામાં ગાવગોસ્પંદોના **ગોમેજ** ( ગૌમુત્ર ) નો ઉપયોગ અને તેનાં કારણ તરફ આપણું લક્ષ ખેંચેછે. એનું સ્વભાવિક કારણ આપણે દુર શોધવા જવું પડે એવું મુશ્કેલ નથી. **વંદીદાદમાં** મુવેલાની લાશના બેકાયદે સીધા સંબંધમાં આવનાર કેવળજ રીમન ( અપવીત્ર ) થયલાં જરથોસ્તી ( મર્દ-ઓરત ) ની તથા અપવિત્ર વસ્તુઓની આલુદગી દુર કરવાના ઉપાય તરીકે પશુઓના ગોમેજનો ઉપયોગ કરવાના ફરમાનો મલેછે તેનું કારણ શું ? એનો જવાબ સેહેલો છે. એનું એકનું એક કારણ પેલાજ થોડા અને સાદાં સાધનો વાલા જુના જમાનાનું છે. એક વેળા પશુઓ પુરાતન આર્યોના ઘરઘટુ અને ચલાવી લઇ નહી શકાય એવાં હાજત સમાન ઉપયોગી સાધનો હતાં, અને તેઓ તરફથી તથા તેઓથી નીપજતી પોતાની બની શકે એટલી હાજતો પુરી પાડવા તેનો તેઓએ પુરતો લાભ લીધો હતો. દાખલા તરીકે માત્ર જવ અને ઘઉંના અનાજ માટે જમીન ખેડવા, જમીનને માતબર બનાવવાં તેઓનુજ ખાતર, ખોરાક માટે તેઓનું દુધ અને તે અમૃતમાંથી નીપજતાં જાતજાતનાં પકવાનો, તેઓ ઉપરથી ઉતારેલા બાળોના પોશાકો ( પેહેરનો ), તેઓનાંજ ચાંમડાંના પાયજામેહ અને અપવિત્ર માણસો વગેરેની આલુદગી દુર કરવા, બીજાં કોઇ નહી જણાયલાં સાધનોની ગેરહાજરીમાં તેઓનો **ગોમેજ** વગેરે સાદાં અને સેહેલાઇથી મેલવી શકાય એવાં જે સાધનો હતાં તેનો તેઓએ

વાજબી ઉપયોગ કીધો હતો અને આ સિવાય તેઓ માટે કોઇ બીજો ઇલાજ નહી હતો.*

**પાક આલાત.**

ધાર્મિક ક્રિયાના સાધનોની સાદાઇના એટલાજ દાખલા નથી, પણ એવાંજ બીજાં અનેક સાધનો મલે છે. દાખલા તરીકે પત્થર તથા લોહોડાંની **હાવન** ને ખળઅત્તો, ઝાડની ડાંખલીઓનું હાથમાં ધરવાનું **બર્સમ**નું બંડળ, નરમ ઘાંસની ગુંઠેલી સાદરીના **ઓદગાહ** તથા **આલાતગાહ** નાં બે જાતનાં **આસનો** ( સરખાવો, બ્રાહ્મણોનું અસલ દર્ભાસન), ચોકસ ઝાડનાં **હધાએપત**નાં મુળ્યાં તથા તેનાંજ સુકાં લાકડાંનું ખુશબોદાર બળતણ, **વરેસ હઓમો—અઇહરેજાન** એટલે હોમને ગાળવાની બાલની ચાળણી વગેરે અસલ સાધનો જુના અને સાદા જમાનાની સાદાઇનો આપણને સુંદર ખ્યાલ આપે છે, હાલમાં દરેમેહેરોની પાવમેહેલની **ઇજશ્ને**, **વીસ્પરદ** અને **વંદીદાદ**ની ક્રિયાઓમાં આ સઘલાં અસલ આલાતોની અસલ્યાત તથા તેનો સીધો સીલો જલવાઇ રહ્યાં નથી, તેની જગા ઘણા દાખલામાં ઉંચી ધાતુના ઓજારો વગેરેએ લીધી છે અને આપણા દુર અંદીશ ન્યાગાનો ફેરવાયલા વખત તથા સંજોગોને આધીન રહી તથા તેને બંધ બેસ્તા થવાનું ડાહપણ ખરચી તેઓમાં ફેરફારો કીધા છે.

---

* વંદીદાદમાં ગોમેજનો ઉપયોગ ચોકસ દાખલામાંજ કરવાનું ફરમાન મલેછે. તે મુવેલાની લાસ ઉપર કોહોવાતની કુદરતી ક્રિયા ચાલુ થાયછે, તેથી તેની સાથે ઘટતી સંભાળ વગર સીધા કે આડકતરા સંબંધમાં આવનાર માણુસ કે વસ્તુને સાફ઼ાં અને બીન ખર્ચાલુ કુદરતી સાધનોથી ચોખાઈ આપવાનું ફરમાન મલે છે અને તેઓમાંનું એક સાધન ગોમેજ બેશક છે. આ ફરમાનનો પાછલા વખતમાં અસ્થાને ગેર ઉપયોગ ચાલુ થયો છે. અવસ્તાના ફરમાન મુજબ તેનો તેની ઘટતી હદમાં રહીને લાયક ઉપયોગ થાય તો તે ગેરવાજબી નથી, પણ નહી ઘટે એવે અસ્થાને તેનો ચોપડવા અને વળી પીવાનો ( ! ) જે ગેરઉપયોગ જારી રહયો છે તે દીનના ફરમાનથી બેશક ઉલટો અને નારવા છે. પાછલા વખતમાં આ સાધનને ઘણી ઉકમાઇથી ઓલખવામાં આવ્યું છે અને તે એને મલેલાં અરધા ડજન નામો ઉપરથી જણાય છે. અવસ્તામાં તેનું એકલું અસલ નામ ગઓમએજ એટલે ગોરુપંદનું મુત્ર અથવા ગોરુપંદનો પિશાબ મલે છે અને તેનું પહલવી ગોમેજ રૂપ થયું છે. તેને પાછલા વખતમાં અપાયલાં ઉકમાઈના નામો આબેજર (સોનેરી પાણી), દસ્તશુ (હાથ ધોવાનું સાધન), નીરંગ (ભણુતર સાથનું સાધન) તરો (ગુ૦ ભાષાના મુત્રનું અપભ્રંશ) વગેરે મલે છે. અસલ અવસ્તા નામ 'ગઓમએજ' એ શબ્દનો બનેલો છે, તેના પાછલા શબ્દના ધાતુ મિઝ સાથે સરખાવો સં. મિહ, ૫૦ તથા ફા૦ મીઝીદન એટલે છાંટવું, મુતરવું, પિશાબ કરવી વગેરે મતાબાર અર્થો નીકલે છે.

**નવજોત ક્રિયા અને એકરારનામું**

આ બે અલામતોની મજકુર સરખાંમણી એક અગત્યની બાબદ તરફ આપણું લક્ષ ખેંચે છે અને તે જમાનાની ગર્દેશથી ભુલાઇ ગયલી એક ધાર્મિક ફરજ તરફ આપણુને બિદાર કરે છે. તે દીની પાક ફરજ નવજોત ક્રિયા છે તેમાં એક ઉમેદવારે નવી દીન ધારણ કરતાં તે ઉપર દિલોજાન ઇમાન લાવવાની કબુલાત આપવાનો તથા તેને સરો ચશમથી પાલવાનો એકરાર કરવાનો છે. એવું એક અસરકારક એ કરારનામુ (દીનનો કલમો) ખુદ ગાથાની સાદી ભાષામાં રચાયલું છે. તે ફ્રઓરેતી હાઇ-તીની સંજ્ઞાથી ઓલખાયું છે, તેનો અર્થ દીન ઉપર ઇમાન લાવવાનો હા થાય છે અને તે બે ભાગે વેંહેચાયલો ઇજશ્નેનો **૧૨ મો** અને ૧૩ મો હા છે તે જરથોસ્તી દીનના ઉમેદવારો માટે રચાવાનું સબળ કારણ મજકુર અલામતોની સુંદર સરખામણીમાં મલે છે આ એકરારના મેહની સેવટે ઇજશ્ને વગેરેની ક્રિયામાં ઐવ્યાંગન ઉપર જે ક્રિયા થાય છે તેજ ક્રિયા કુસ્તી ઉપર થાય છે અને એકરારનામેહનો એક અગત્યનો સેવટનો ભાગ ભણુવા પછીજ કુસ્તીની ક્રિયા ખતમ થાય છે. ત્યારે બેઉ અલામતો ઉપર ચાલતી એક સરખી ક્રિયાનું આ મલતાપણું મજકુર એકરારનામેહને નવજોતના અવસર માટે વધારે વજનદાર ઠરાવેછે. આ એકરાર નામાની ભાષા તથા તેની એબારતની અંદરની ગવાહી ઉપરથી જણાયછે કે, તે જરથોસ્તના નજદીકના જમાનાનું અને તે અશો રાહબરના નજદીકના જાયનશીનના હાથનું પરીણામ છે, તોપણ તે દરેક જમાના, સ્થળ અને સ્થીતિને પેશપડતું હોવાનાં મુસ્તકીમ કારણો મલે છે. તેમાં નવી દીનના એક ઉમેદવાર પાસે જરથો સ્તી મજહબને સદા સાચાં નીવડવા, તેનેજ વફાદારીથી વળગી રેહેવા, અહુરમજદ તરફ જાનેનેશાર કરવા, પેગાંમ્બર સાહેબને પગલે ચાલી દેવપરસ્તીને ધિકકારવા અને એકજ ખુદાપરસ્તી હોવાનો, તેમજ **અશો જરથોશ્ત, ગુરતાસ્પ ફરશોસ્તર, અને જામાસ્પ** જેવા બીજા હોકમાં **સઓષ્યંતોનો** તરીકો તથા મજહબ અખત્યાર કરવાનો એકરાર કરાવવામાં આવે છે. વળી તેમાં જીવ જવાના જોખમેબી દીન અને દેશના દુશમનોથી તથા લુટારા અને રાહજનોથી હમદીનોના જાનમાલનો બચાવ કરવાની ગંભિર કબુલાતો લેવામાં આવે છે. ત્યારે આ સઘળાં સામટાં કારણોને લીધે આ ટુકું અગત્યનું અસ-રકારક એકરારનામું જરથોસ્તીઓએ નવજોત ક્રિયામાં આમેજ કરવું જોઇએ, તેને આ મહાન અવસર માટે બિન અનુકુલ **પતેતે પશેમાનીની** જગા મલવી જોઇએ અને તેને તેનું લાયક સ્થાન આપી ફરજીઆત ભણતર તરીકે તેનો ઉપયોગ થવો જોઇએ.

# ૩૮—તોખ્મે જરથોશ્ત અને કેરસાસ્પ.

## ફ્રવરદીન યશ્તમાં નીચલાં બે સુંદર વાકયો મલે છે.

**"યાઓ અવાંમ ક્ષુદ્રેમ અઇવ્યાક્ષયેઇન્તિ,**
**યાંમ સ્પિતામહે અષઓનો જરથુશ્ત્રહે."**
**"યાઓ અવાંમ કેહરપેમ અઇવ્યાક્ષયેઇન્તિ,**
**યાંમ સામહે કેરેસાસ્પહે."**

તર્જુમો—જેઓ ( ફ્રવશીઓ ) અશોસપેતમાન જરથોસ્તના આ તોખ્મને તપાસે છે ( ફ. ૬૨ )

" " કેરસાસ્પ સામીના આ શરીરને સંભાલેછે (ફ. ૬૧.)

મારે પ્રથમ પ્રમાણિકપણે કહેવું જોઇએ કે આ બિકટ બાબદ મારી એક યત્ન-કૃત કોશેષ છે. મજકુર વાકયો મુજબ ગુજર પામેલા બે નામવરોનાં 'તોખ્મ' અને 'તન' ની ફ્રરોહરો પાસબાની કરેછે. આ બે શારીરીક પદાર્થો છે, તેઓ કુદરતી કાયદે ખુશ્ક અને ખાક થવાં જોઇએ અને કોઇ અનુકુલ જગાએ તેઓ આમેજ થવાં જોઇએ. પણ હયાં તો તેઓને ફ્રરોહરોની પનાહ હેઠળ મુકાયલાં જણાવ્યાં છે અને આ બીનાં તેઓની થતી પાસબાની તથા પાયદારીનો આપણને ખરો ખ્યાલ આપેછે. ત્યારે આ બનાવોનું કોઇ વજનદાર કારણ બેશક હોવું જોઇએ.

ખરૂં છે કે હ્યાં 'તોખ્મે જરથોસ્ત' અને 'તને કેરસાસ્પ' નું ફ્રરોહરોથી રક્ષણ થતું જણાવ્યું છે, પણ તેને બોલેબોલ (Letters) માં એમ સમજવાનું નથી કે તેમાં મુવેલાંની અખંડ્રૂલાસનું રક્ષણ થવા કહ્યું છે. આ શિક્ષણ મુજબ તનના પદાર્થ ( Matter ) નો તદન નાશ થતો નથી અને તેનો એક પછી એક ફેરફાર થવા છતા તેઓ જુદા રૂપમાં કોઇ ઠેકાણે હોયછે. માણુસના મરણ બાદ તેની લાશનો નાશ થનો આપણે અનુભવ્યે છીએ તે તેનો ખરો નાશ નથી પણ તેના પ્રવાહી તથા નકકર પદાર્થો જુદે રૂપે અંદીઠ હસ્તીમાં હોય છે તેથી ફ્રરોહરોની તેઓ ઉપર નેગેહબાની દેખાડી છે. અગર લાશના પદાર્થો તદન નીસ્તીમાં જતા હોય અને તેઓનું રૂપાંતર થઇ તેઓ કોઇ અનુકુલ જગાએ હસ્તી ધરાવતા નહીં હોય તો તેઓ માટે ધર્મમાં દર્શાવેલી પાસબાનીની જરૂર નહી હતી. **શેકસપીઅરના હેમ્લેટમાં** કહે છે તેમ જાણું આપણા ઘરોની ભીંતોનાં પદાર્થોમાં કદાચ આપણા કોઇ વડીલના તનનો પદાર્થ હશે.

બીજું, હયાં 'તોખ્મે જરથોસ્ત' અને 'તને કેરસારપ' ની પાસબાની અને પાયદારી માટે બેજ નામવરોનાં નામ દર્શાવેલાં આપણે જોઇએ છીએ, તેનેમી બોલે બોલ સાંકડા અર્થમાં સમજવાનાં નથી, પણ તે તમામ ગુજર પામેલાંના શારીરીક પદાર્થોની પાસબાની અને પાયદારીનોબોહોલો અર્થ ધરાવેછે. માણસો વચ્ચેથી આ બેજ નામવરોની ચુંટણીની પસંદગી કરવાનું મઆકુલ કારણ તેઓ બંને ઇરાની આલમ વચ્ચે સરખાંમણી કરી નહી શકાય એવા મહાવીર હતા (ય. જ. ફ. ૩૬ તથા ૩૮) તેથી તેઓના બેનમૂન દાખલાથી આ કુદરતી બનાવ દેખાડવામાં આવ્યો છે અને તેને બે નામીચાં નામો સાથે જોડી આપ્યો છે. ત્યારે મુવેલાંની લાસોની પ્રવાહીના નમુના તરીકે એક સૌથી નામીચું તથા ઉમદા 'તોખમ' અને નકકર પદાર્થોના નમુના તરીકે તેવુંજ ઉમદા 'તન' આપણી સનમુખ ધર્યું છે. આ મુજબ જાલેજ પેદા પડે એવા આ બે નામીચા પેગાંમ્બર અને પેહેલવાનના દાખલાથી મુંવેલાંની લાસોના હસ્તી ધરાવતા પદાર્થો ઉપર ચાલતી કુદરતી ક્રિયાનો આપણને ઉંચો ખ્યાલ આપવામાં આવ્યો છે. એક ઉંમદા વસ્તુ, એક ઉમદા પ્રાણી કે એકજ નામીચા પુરૂષથી તેઓના આખા વર્ગની અને એક ઉપરથી અનેકની પિછાણ કરવાની રૂઢીનાં એવાં માર્મિક લખાણોની ઘણી શાહદનો અવસ્તા તથા બીજા સમકાલીક સાહિત્યમા મલે છે.

**બેજ નામવરો કાંય ?**

અવસ્તાના આ ભાવાર્થને પહલવી લખાંણથી આડકટરો ટેકો મલે છે. તેમાં રીસ્તાખીજ કેમ થશે? અને મુવેલાં પાછાં કેમ ઉભાં થશે? એવા સવાલના ખુલાસાવાર જવાબની સેવટે કહે છે કે—

**બુન્દેહેશન.**

**"ચીગુન ઉલમનશાંન અએત૦૦૦યેહવુનેત મોન યેહવુન્ત."** એટલે, કારણકે તેઓ (શારીરીક પદાર્થો) હૈયાત છે૦૦૦ હોયલાં (હૈયાત) માંથી બનશે (બા૦ ૩૦ ફ૦ ૪).

ત્યારે આ કેતાબ મુજબ મુવેલાંના પદાર્થો તદન નીસ્તીમાં જતા નથી, પણ તેઓ અમુક જગાએ હૈયાત હોય છે.

**રીસ્તાખીજ વ તનેપસીન.**

મથાલે ટાંકેલાં બે સુંદર વાકયોનું આ માર્મિક શિક્ષણ વળી રીસ્તાખીજના ભવિષ્યના બનાવ સાથ જોડી આપે છે, તે બરવકતે એજ ધર્મનાં શિક્ષણ મુજબ મુવેલાંને ઉઠવાના બનાવની અજાયબીનાં કારણને નિર્મુળ કરે છે અને આ બનાવ વરફના આપણા ઇમાનને મજબુતી આપેછે. આ શિક્ષણ મુવેલાંને ઘટતે વખતે ઉભાં થવાનો જે બોહોળો અર્થ ધરાવેછે તેને પાછલાં પહલવીલખાણોમાં ઘણી સાંકડી હદમાં સંકોચવામાં આવ્યોછે અને તેમાં આ 'તોખમ' અને 'વન' ને માત્ર અશો જરથોસ્ત અને કેરસાસ્પના સંબંધમાંજ બનવાના ભવિષ્યના બનાવો તરીકે દેખાડવામાં આવ્યા છે. એમાં તેના લખનાર મહાન દસ્તુરોનો આપણે દોષ કાઢવાનો નથી, કારણકે તેઓ અવસ્તાનાં લખાણને બોલેબોલ વળગીને બોલવાથી તેના ખુલાસામાં નીચલા અનુમાનો ખેંચવાનું તેઓને કારણ મલ્યું છે. તેઓ કહે છે કે, અશો જરથોસ્ત પોતાની બાહદી હવોવી આગલ ત્રણ મરતબે ગયા અને ત્રણ મરતબે તેમનુ તોખમ જમીનપર પડયું. નઇર્યો સંગે (ગરમી તત્વનો મીનો) તેને અમાહીત (પાણી તત્વનો મીનો) ને સપુરદ કીધુ અને તેની સંભાલ ૯૯૯૯ ફરોહરો કરે છે. તે તોખમ ઘટતે વખતે એક માતાના ગર્ભમાં પ્રફુલ્લીત થશે અને તેમાંથી હુશેદર, હુશેદર માહ અને સોસ્યોશ જન્મ લેશે (બુન્દેહેશ બાબ ૩૨). વળી બીજે ઠેકાણે કહેછે કે, કાંસુ દર્યામાં અંગોળી કરતાં અર્દબદ (અ.એરેદત-ફેદ્રી) કન્યાને પેટે અનાહીતને સોંપેલાં તોખમથી સોસ્યોશ, સરૂદ (બદ) (અ. સુતત-ફેદ્રી) ને પેટે હુશેદર અને વેદબદ (અ. વડ. હુ-ફેદ્રી) ને પેટે હુશેદર માહ પેદા પડશે (સદર બુનદેહેશ). આ વર્ણનો અસલ અવસ્તાનાં નથી એ ખરૂં, પણ બીજા કોઈબી લાયક ખુલાસાની ગેરહાજરીમાં દસતુર સાહેબોની આવી કોશેષો વખાણવા જોગજ ગણાવી જોઇએ. બીજુ, કહે છે કે, કેરસાસ્પના કાલબુદની અગણીત ફરોહરો પાસબાની કરે છે (બુ० બા० ૨૯ વગેરે.) એનાઆકારણમાં બીજે ઠેકાણે કહે છે કે, રીસ્તાખીજ વખતે કેરસાસ્પ ઉઠશે અને ઝોહાકને મારશે (યશ્ત બ. બા. ૩ વગેરે). આપણે કેહેવું જોઇએ કે કેરસાસ્પના કાલબુદની ફરોહરો પુંસ્તપનાહી કરે છે તે દરો બસ્ત છે પણ તેનું જે કારણ દર્શાવવામાં આવે છે તે અસલ અવસ્તાના લખાણની વિરૂધ જાયછે કારણ કે અવસ્તામાં અનેક ઠેકાણે શાહાદત મલેછે કે "**થ્રએતઓનો યોજનત અઝીમ દહાકેમ**" એટલે, ફરેદુને ઝોહાકને મારી નાખ્યો હતો, વળી આ કેહેવાતા બનાવને પાછલાં લખાણોમાં એવું રંગીન રૂપ આપવામાં આવ્યું છે કે જ્યારે ફતેહમંદ ફરેદુને જાલીમ ઝોહાકને શીકસ્તગી આપી તેને મારવા હથિયાર સાથે

હાથ ઉગામ્યો, ત્યારે તેને સરોશ ઇજદથી બશારત થઇ કે, એને ના માર, કારણકે એની સવા પોહોરની પાદશાહી બાકી છે તે રીસ્તાખીજ વખતે એણે ભોગવવાની છે. તેથી તેને દેમાવંદ કોહના ઊંડા ગારમાં લોખંદની જાડી જંજીરથી ઉધો ટાંગવામાં આવ્યો છે. આ સાંકળને તે પોતાની જીભથી ચાટી ચાટી ને તુટી જવાની અણી પર આવે એટલી દર દીવસ બારીક કરેછે કે તે તુટી જાય અને પોતાનો છુટકારો થાય. પણ તેવામાં બામદાદ થાયછે અને આપણો મરઘો "એકરે તું" નો બાગે બુલંદ પોકાર કરે છે તેથી પેલી કંટાઇ ગયલી સાંકળ પાછી અસલ હાલતમાં જાડી થઇ જાય છે અને ઝોહાક ના ઉમેદ થાય છે. જ્યારે રીસ્તા ખીજ થશે ત્યારે કેરસાસ્પ લાંબી સમાધીની હાલતમાંથી ઉઠીને તેને છોડવશે અને તેની સવા પોહરની પાદશાહી પુરી થવા પછી તેને તે મારશે. આ એક કલ્પિત કથા છે અને તે કેરસારપના તનની પાસબાની તથા પાયદારીના અવસ્તાનાં મર્મિક લખાણોના ખરા ખુલાસાની ગેરહાજરીનું પરીણામ છે.



## ૩૯—રીસ્તાખીજ અથવા ફરશોગર્દ.
## જરથોશ્તી ધર્મનું રહસ્ય.

**જમ્યાદ યશતમાં** નીચલાં વાકયો મલે છે.

"યત ઈરિસ્ત પયતિ ઉસેહિસ્તાંન"
"જસાત જ્વયો અમેરેખ્તિશ."
"દથયતે ફ્રષેમ વરૂન અહુસ."

એટલે, જ્યારે મુવેલાં પાછાં ઉભાં થશે, ત્યારે જીંદગી તથા અમર્ગી આવશે અને ખલકત ખાહેશ મુજબ તાજેગી ભરેલી થશે (ફ૦ ૧૧).

**ફરવરદીન યશતમાં** નીચલાં વાકયો મલે છે.

**યો અહુત સઓષ્યાંસ વેરેથ્રજ-નામ. અવથ સઓષ્યાંશ, યથ વીસ્પેમ અહુમ અસ્તવન્તેમ સાવયાત.**

**શરેહ.**

જે ફતેહમંદ સોશ્યોસ નામવાલો છે. સોસ્યોશ નામ એટલામાટે છે કે, હવે પછી તે તમામ હાડમંદ દુનિયાને ફાયદો કરશે.

**અસ્તવત-એરેતસ્ય નામ. અવથ અસ્તવત-એરેતો, યથ અસ્તવાઓ હાં ઉશ્તનવાઓ અસ્તવત-ઈથ્યેજ-હ્હેમ પઈતિશતાત.**

**શરેહ.**

તે **અસ્તવત-એરતમી** નામ ધરાવે છે. આ નામ એટલા માટે કે, ફાની દુનિયાને તે જાનદાર તરીકે પાછી ઉભી કરશે (ફ૦ ૧૨૯.)

જરથોસ્તી ધર્મે કેઆમતના બનાવની આગાહી કીધી છે અને તેનાં જે સુંદર વર્ણનો થયાં છે તે અજાયબી ઉપજાવે એવાં છે. આ જોકે એકજ મહાન બનાવ છે, તોપણ તે બે જુદે નામે ઓળખાયો છે. એક રીસ્તાખીજ અને બીજો ફરશોગર્દ છે. વળી કેઆમત બનાવનાર જોકે એકજ મહાગુરૂ છે, તોપણ તેને બી બે નામો મલ્યાં છે. એક સોસ્યોશ અને તેનું બીજું નામ "અસ્તવત-એરેત" છે. એટલુંજ નહી પણ આ ભવિષ્યના રાહબરની માદર બી એકજ છે તોપણ તેને બે જુદે નામે ઓલખાવી છે. એક "એરેદત-ફેદ્રી" અને બીજું નામ "વીસ્પ-તઉર્વઈરી" મલે છે! ત્યારે એકજ બનાવ, તેના એકજ યોજક અને તેની એકજ માદરને બે જુદે નામે ઓલખાવવામાં અસાધારણપણું બેશક સમાયલું છે, તોપણ તેનાં વજનદાર કારણોની ખરી પીછાંણને પામવા આપણે થોડી કોશેષ કરીશું. આ જુદાપણાનું

પેહેલું સ્વભાવિક કારણ કેઆમતનાં અવસરને મલેલાં નીચલાં બે જુદાં નામોમાં મલે છે.

પેહેલું **રીસ્તાખીજ** નામ અવસ્તાના "ઇરીસ્ત ૦ ૦ ૦ ઉસેહીસ્ત" નું ઇરાની ભાષાનું રૂપ થયું છે અને તેનો ભાવાર્થ મુવેલાંનું પાછું ઉઠવું અથવા ઉભું થવું થાયછે।

એનું બીજું નામ **ફ્રશોગર્દ** અવસ્તાના "ફ્રષો-કેરેતી" ના સમાસ નામનું ફારસી રૂપ છે અને તેનો બોહોલો અર્થ તાજું કરવું અને નવું કરવું તથા આગલ વધવું અને સુધારો વધારો કરવો થાયછે.

ત્યારે આ બે નામોને આપણે કેઆમતના બે ખાસ બનાવો સાથ સંબંધ ધરાવતા જોઇએ છીએ અને તેમાં સમાયલું વજુદ કેઆમત બનાવનારાઓના બે જુદાં નામોમાં આ મુજબ મલેછે.

પેહેલુ "**અસ્તવત-એરેત**" એ ગાનું નામ છે, તે અવસ્તા ભાષામાંજ મલેછે અને બીજી ઇરાની ભાષાઓમાં અપભ્રંશ થયલું મલતું નથી. તેનો ભાવાર્થ હાડમંદ કાયા અથવા શરીર ઉભું કરનાર અથવા જીંદગી સજીવન કરનાર થાય છે.

એનું બીજું **સોશયોશ** નામ અવસ્તાના "સઓષ્યન્ત" નું પહલવી અસલ રૂપ છે અને તેનો ભાવાર્થ જગતને ભવિષ્યનો ફાયદો કરનાર અથવા જગતનું ભવિષ્ય સુધારનાર થાય છે.

હાં ભવિષ્યની પેલી ભાગ્યશાલી માદરનાં બે જુદાં નામોનાં કારણો દરશાવી આગલ વધીશું

**શરેહ.**

પેહેલું નામ "**એરેદત-ફેદ્રી**" નો અર્થ ઉંચું તોખમ અથવા ઉંચી બુનીઆદ ધરાવનાર છે, કારણ કે તેણી પેલા મહાગુરૂ સોશ્યોશને જન્મ આપનાર

**શરેહ.**

બીજાં નામ "**વીસ્પ-તઉર્વી**" નો અર્થ સઘલાં દુઃખોને દુર કરનારી છે, કારણ કે તેણીને પેટે જન્મ લેનાર અસ્તવત-એરેત જનાકારીની બદીની સામે થવા માટે તે દેવ ખસલતના માણસોથી ઉત્પન થયલી ખરાબીઓને તોડશી (૫૦ ફ૦ ફ૦ ૧૪૨)

ત્યારે કેઆમતના એકજ અવસરના બે નામો, તે નામો સાથ જોડાયલા બે ખાસ બનાવો અને તેના એકજ બનાવનારાઓના બે નામોના જુદાપણામાં સમાયલું અસાધારણપણું હયાં આપણે તેઓના અર્થસુચકમલતાપણામાં ફેરવાઇ જતું જોઇ શકીશું. પેહેલું રીસ્તાખીજ નામ "અસ્તવત-એરેત" એટલે મુવેલાંને પાછું ઉભું થવાના બનાવના તથા બીજું ફ્રશોગર્દ નામ સોસ્યોસ એટલે આલમને સુધારવા સમારવાનાં સમાન અર્થોમાં મલે છે. આ મુજબ રીસ્તાખીજનો બનાવ અસ્તવત-એરેત નામ સાથે અને ફ્રશોગર્દનો બનાવ સોસ્યોશના નામ સાથે જોડવામાં આવ્યો છે. ( સરખાવો:–ફ્રષો-ચેરેથ્રાંમ સઓષ્યંતાંમ૦ એટલે, દુનિયાને આગલ વધારનારા સોસ્યંતો ). હવે આ ખાસ બેબનાવો જુદા દેખાડવામાં જે રહસ્ય સમાયલુ છે તે, રીસ્તાખીજનો મુવેલાંને ઉઠાડવાનો બનાવ કેવલ ભવિષ્ય કાલના બનાવ સાથ સંબંધ ધરાવે છે. અને ફ્રશોગર્દનો દુનિયાના સુધારા વધારાનો બનાવ ભવિષ્ય માટે એકલો નથી, પણ વર્ત્તમાન તથા ભુતકાલના બનાવો સાથેબી ખાસ સંબંધ ધરાવે છે. આ અજાયબ બનાવોના સંબંધમાં પુરાતન આર્ય અને અનાર્ય પ્રજાઓ કેવા કેવા ખ્યાલો ધરાવતી હતી અને તેઓની માન્યતામાં કેટલું વજુદ હતું તે હવે આપણે જોઇશું.

**મુવેલાં મુરદાં પાછાં કેમ ઉભાં થઇ શકે ?**

કેઆમતના મુખ્ય બનાવોમાંનો જે સૌથી વધારે તાજુબી ઉપજાવનારો છે તે રીસ્તાખીજ એટલે મુવેલાંને પાછાં ઉઠવાનો છે. આ સવાલ જાતેજ મુશકેલ છે અને તેને તેનાં સાચાં સ્વરૂપમાં સમજવા તે આપણે માટેજ મુશકેલ નથી, પણ એક વેળા આપણા આગળા ભણેલા ન્યાગાનોને બી તે એટલોજ મુશકેલ જણાયો હતો. છેલ્લા સાસાની રાજઅમલમાં તથા તે અમલ ખતમ થવા પછી ઇરાની દસતુરોએ આ સવાલ ઉપર કેટલીક જુસ્તેજુ ચલાવી હતી. એનું બાતેન સમજવા અવસ્તાના હોકમાઓ માટે જોકે મુશકેલ નહી હતું, તોપણ પાછલી ઇરાની પ્રજામાં તે માટે વાજબી અજાયબી ઉપજી હતી. જેથી બુનદેહેશ, દીનકર્દ વગેરે પહલવી કેતાબોમાં તે વેળાના કામેલ દસતુરોએ હમદીનોને કેટલીક દલીલોથી સમજ આપવાની જરૂર જોઇ હતી. કેઆમત ખુદ જરથોસ્તી ધર્મમત છે અને તે ઉપર યાહુદી, ખ્રિસ્તી, ઇસ્લામી વગેરે જુના અને નવા મજહબોએ આ પુરાતન તમ ઉછુકુ લીધેલું પુર્વ અને પશ્ચિમના વિદ્વાનો કબુલ કરે છે. તેથી આ મત અંગીકાર કરનારી પરધર્મી પ્રજાઓએ આ મુશકેલ સવાલમાં જુદા જુદા દાખલાઓથી સ્વધર્મીઓના મનનું સમાધાન કરવાની કોશેષો કીધેલી આગલ આપણે જોઇશું.

**મુવેલાં ઉભાં થશે કે હાડકાં ઉભાં થશે ?**

જરથોશ્તી મજહબે મત ઉચ્ચાર્યું છે કે ભવિષ્યમાં એક યાદગાર અવસર એવો આવનાર છે કે, મુવેલાં પાછાં ઉભાં થશે અને કુલ્લે ખલકત તાજેગી મેલવશે. ધર્મનાં આ ફીલસુફી મતની તલ્યેની મકસદ ઉલટાઇ જઇ એક વેળા અકસર હખામનીશ શાહનશાહતમાં ગુજર પામેલા શાહો **કુરૂશ** ( ખુશરો ), **જર્કસીસ** ( અર્દ શીરપેહેલો ), **દારાંયશ** ( દારાબ પેહેલો ) તથા બીજા રાજવંશીએનાં હાડકાં પર્વતો ઉપર ઉભાં કીધેલાં **અસ્તોદાન** નામનાં બાંધકામોમાં જાલવી રાખવાની રસમ જારી થઇ હતી, તેણે પાછળથી કેટલાંક પાછલાં લખાણોમાં જગા લીધી હતી ( બુ. બા. ૩૦, ફ૦ ૪ ) અને તેઓમાં કેઆમત વખતે "હાડકાં ઉભાં થશે" તેથી તેઓને જાલવવાં જોઇએ એવા કુદરતથી ઉલટા ફતવા અપાયા હતા, એવું અકુદરેતી ફરમાન અવસ્તામાં કદી મલતું નથી. આ કંઇજ નહી પણ **વંદીદાદની ૬ ઠી** પરગદનાં એક અસલ ફરમાનને તેના મુળ અર્થમાં સમજી નહી શકાવાનું ભુલભરેલું અને ભુલાવો ખવાડનારૂં કેવળ પરીણામ છે ( ફ. ૫ ). મુવેલાંના હાડકાં ઉઠવાનો આ ખ્યાલ વજનદાર હતોજ નહી, તેથી મુખ્ય સવાલ ઉભો ને ઉભો રહ્યો કે, શું મુવેલાં મુરદાં પાછાં ઉભાં થતાં હશે? આ સવાલની મુશકેલી ઓછી કરવા ઉમ્મા દસતુરોએ પહલવી કેતાબોમાં હમદીનોને સમજ આપવાની આ મુજબ કોશેષો કીધી છે.

## અહુરમજદ અને જરથોશત વચ્ચે પુસેંશ પાસોખ.

જરથોશ્ત ગોયા સવાલ કરે છે કે, રીસ્તાખીજ કેમ થશે? તેનો ગોયા અહુરમજદ જવાબ આપે છે કે, જયારે આકાશને હું વગર ટેકાએ રાખુંછું, જાનદારો સાથે જમીનને હું અધર રાખું છું, આફતાબ, માહાતાબ અને સેતારા મારાથી ગર્દશ કરે છે વગેરે કુદરતની તમામ કરામતો જ્યારે મારી કીધેલી છે, ત્યારે રીસ્તાખીજ કરતાં મુશકેલ કામ તો હું કરી ચુકો છું. રીસ્તાખીજમાં તો મને બીજાઓની મદદ છે, જે મદદ શરૂઆતની હસ્તી વેળા મને મલી નહી હતી.

## બીજા દસતુરજી આ બનાવને બીજી રીતે ઉકેલે છે.

જાણવું કે, ગેબી પેદાયશને હૈયાતી આપનાર ખુદા પોતે ગેબથી દરએક વસ્તુને તોખમના વસીલાથી કૌવતમંદ કાયા બખશનાર છે. જેમ ઉનનો તાર કાંતવા અને વણવાથી ઘણી જાતનાં કપડાં બને છે, તેમ ખુદા પાક સઘલી અંદીઠ વસ્તુઓને હૈયાતી આપનાર તથા તોખમની મારફતે આ દુનિયાની કાયા બખશનાર છે. જેમ ઉંચી જાતની ઉનથી તેને લાયકના પોશાકો બને છે, તેમ આ હસ્તીની કાયા ગણાયલી છે.

( દીનકર્દ ).

હવે જ્યારે હસ્તી હતીજ નહી ત્યારે કુદરતની તમામ રચના મેં રચી હતી, ત્યારે જે પેદાયશ એક વખત પેદા થઇ ચુકી છે તેને પાછી સજીવન શું હું નહી કરી શકીશ. પેદાયશની શરૂઆતમાં જેમ કબુલ રાખવામાં આવ્યું હતું તેમ રીસ્તાખીજ વખતે જમીનની મીનોઇ શકતી પાસે હાડકાં ( ત્યારે મુવેલાંના કુદરતી કાયદે સળી જતાં બાકી હાડકાં કેઆમત વેળા ઉભાં થવાની અને તેથી તેઓને જાલવવાની વાત ત્યાં ખોટી પડે છે), પાણીના મીનો પાસે લોહી, ઝાડના મીનો પાસે બાલ, આતશના મીનો પાસે જાન અથવા પવનના મીનો પાસે હૈયાતી માગવામાં આવશે ( બુનદેહશ ).

ત્યારે આ દસતુર સાહેબ રીસ્તાખેજ માટે હાડકાં જાલવવા કેહેતા નથી, પણ તોખમ ( ખુન ) ના વસીલાથી ગુજર પામેલાંની કાયા તેને બરવખ્તે સજીવન થવા કહે છે. ત્યાં જે તોખમ વિષે કેહેવામાં આવે છે તે અશો જરથોસ્તનાં તોખમ વિષે અવસ્તાને ઓલેઓલ ( letters માં ) વળગીને કેહેવામાં આવ્યું છે કે દરેક ગુજરેલાં માટે છે તે ખુલ્લું જણાતું નથી. એના ખુલાસામાં "તોખ્મે જરથોશ્ત અને તને ફેરસાસ્પ" ના પાછલા લેખમાં એક યત્નકૃત કોશેષ થયલી આપણે જોઇ આવ્યા છીએ.

## ઇસુખ્રિસ્ત શું કહે છે?

"પણ કોઇ માણસ કેહેશે કે, મુવેલાં કેમ ઉભાં થશે? અને કયાં શરીરથી તેઓ આવશે? ઓ મુર્ખા જે તુ વાવે છે તે મરયા વગર ઉગતું નથી, અને જે તું વાવે છે તેનું શરીર બને છે તે હોતું નથી, પણ ખાલી દાણો હોય છે અને ખુદા તેને શરીર આપે છે. એજ મુજબ મુવેલાંની કેઆમત સમજવી. તેણે આ કાયા સાથે વાવેલું તે આકાશી કાયાથી ઉભું થવાતું"

( બાઇબલ)

## ખુદા હજરત મહમદને શું કહે છે?

"ખરૂં છે કે અમે મુવેલાંને પાછા સજીવન કરીશું. કેઆમતની નીશાની તેઓ માટે એ છે કે, મુવેલી ધરતીને અમો વરસાદથી જીવતી કરીને તેમાંથી કેટલીક જાતનો દાણો જે તેઓ ખાય છે તે પેદા કર્યે છીએ. તેઓ કહે છે કે, હાડકાં સળી ગયા પછી તેને પાછાં કેમ જીવતાં કરશે? જે લીલાં ઝાડમાંથી તમુને આતશ આપે છે તે કરશે ( કુરાને શરીફ ).

ઉપલા દાખલાઓમાં મુવેલાં ઉભાં થવાના સવાલમાં પાછલા ઇરાની તથા બીજી પરધર્મી પ્રજાઓમાં ઉપજેલી અજાયબીનો તેમજ નીસ્તીમાંથી હસ્તીમાં લાવવાના ખુદાની સર્વશક્તિનો પ્રજાવર્ગને ખ્યાલ આપવામાં આવ્યો છે. એમાં બુનદેહેશ

લખનાર દસતુરે શરૂઆતના ભાગમાં આપેલી સમજ અર્થસુચક છે અને બીજા ભાગમાં માણસનાં મરણ પછી તેની લાસનું કુદરતી કાયદે પૃથક્કરણ થઇ તથા તેનું રૂપાંતર થઇ અને તેનાં અણુઓ છુટાં પડીને તેઓ આતશ, આબ, બાદ અને ખાક વગેરે જેજે કુદરતી અનાસરોમાં તેઓને મલી જતાં માનવામાં આવ્યાં છે, તેતે અનાસરો પાસેથી પેલા શારીરીક પદાર્થો પાછા મેલવવાની જુની માન્યતાને આં પેશ કીધી છે. ખુદ અવસ્તાના બાતેનમાં તેના મહાન હોકમાઓમાંથી એજ ખ્યાલ હસ્તી ધરાવતો મલે છે. તેમાં પેલાં માની લીધેલાં અનાસરોના મુવક્કેલ ઇજદો આદર, આવાં, વયુ, સપંદાર ( પૃથ્વિ ) વગેરે પાસે ફરજંદોના માગણીઓ કરવામાં આવે છે.

હવે કુદરતી સવાલ ઉભો થાય છે કે મુવેલાં ઉભા થવાના સંબંધમાં અવસ્તામાં કોઇ શાહાદત મલે છે કે ? એનો અક્કલપસંદ જવાબ જમ્યાદ

**ધર્મની દલીલ.** **યશ્તમાં** આ મુજબ મલે છે.

ત્યાં કહે છે કેઃ—જેમ અહુરમજદે પુષ્કળ ભલી, સુંદર, આગલ વધનારી અને ( આકાશી ) રોશની વાલી પેદાયશ બનાવી હતી ( અપુર્ણ ભૂ. ૩-૧ ), તેમ ખલકતને તાજી, જુની નહી થતી, નાશ નહી થતી, ખરાબ નહી થતી, સદા સજીવન ( હદવાલી લાંબી સજીવનના ), સદા ફાયદેમંદ અને સ્વતંત્રતા ભોગવનારી તેઓ ( સોશ્યોશ તથા તેના હમશરીકો ) કરશે ( અ. ભૂ. સંસ્યાર્થ ૩-૩). *

જ્યારે **મુવેલાં ઉભાં થશે,** ત્યારે જીંદગી તથા અમર્ગી ( હદવાલી લાંબી અને ભલી જીંદગી ) આવશે અને દુનિયા મરજી મુજબ તાજેગી ભરેલી થશે ( ક. ૧૦-૧૧ ).

ત્યારે આ વજનદાર શાહદતથી અને જગત ઉત્પત્તિના ભુતકાલના મોજુદ દાખલાથી ભવિષ્યના બનાવની ત્યાં સચ્ચાઇ દેખાડવામાં આવી છે. તેમાં કહે છે કે, સર્વશક્તિવાન અહુરમજદે જેમ પ્રથમ જગત ઉત્પન્ન કીધી હતી તેમ ભવિષ્યમાં તેને સંપુર્ણતા અને અમર્ગી બખશવામાં આવશે અને એજ સત્તાદાર શાહાદત ભવિષ્યના બનાવના આપણાં ઇમાનને મજબુતી આપે છે. આ બનાવના સંબંધમાં કેટલાક નામીચા ન્યાગઃનોથી ભુતકાલમાં બનેલા એવાજ અસાધારણ બનાવોના નામ બ નામ અવસ્તામાં મલતા અસરકારક દાખલા આવતા લેખમાં આપણે જોઇ શકીશું.

* સરખાવો, એજ યશ્તનો ફકરો ૮૯.

અવસ્તામાં દર્શાવેલા **રીસ્તાખીજ અને મરણ પછીની હાલત** એ બે બનાવોની ખરી સમજ મેલવવાનું આગલા જમાનામાં મુશકેલ જણાયું હતું, તેથી આ મુશકેલી ઓછી કરવા પાજંદ બણુતરોમાં આ બાબદો ઉપર શકસુબેહ નહી રાખવાના એક જરથોસ્તી પાસે એકરારો કરાવવાનાં લખાણો થયલાં મલેછે.

**એ મુશકેલ બનાવો.**

સાસાન્યાન બાદશાહ **શાપુરશાહ હોરમજ** ના અમલમાં તેના વડા વજીર દીનઆગાહ દસતુર આદરબાદે રચેલી પતેતે પશીમાની વગેરેમાં આ મુજબના એકરારો કરવાના મલેછેકેઃ—" **ઉમેદે રીસ્તાખીજરા પહશ ખુરસંદ હમદાસ્તાંન હોમ.** " એટલે રીસ્તાખીજની ઉમેદને માટે હું ખુશી અને એકમતછુ (ક૦ ૧લો).

**ઈસ્વી સન ૩૦૯.**

" **પુલ પાદ-ફ્રેશાહ, બંદ દરોશ, ૦૦૦ પાદ-ફ્રેશાહેસે શબ, પંજાહ હફ્તે સાલ પહશ ખુરસંદ હમદાસ્તાંન હોમ.** "

એટલે, ચીનવદ પુલ આગલ થતી સજા, સખ્ત બેડી, ત્રણ રાતની સજા, જે દરેક રાત વરસ ૫૭ જેટલી લાંબી થશે, તે ઉપર હું, રાજી અને એકમત છું (ક૦ ૧૨ મો.)

" **બર બુદને રીસ્તાખીજ વ તનેપસીન બીગુમાનમ.** " એટલે, રીસ્તાખીજ અને તને પસીન (પાછલા તન) થવા ઉપર હું બેશક છું (નીરંગે હો૦ ૫૦).

આ એકરારો ઉપરથી જણાય છે કે, રીસ્તાખીજ અને મરણ પછીની જીંદગીના બનાવોને વગર શકે માન્ય રાખવા અને તે ઉપર શકમંદ સવાલ નહી ઉઠાવવાના પાછલા વખતમાં એકરારો કરાવવાના ઇલાજો લેવાની ફરજ પડી હતી.



## ૪૦—ફ્રશોગર્દ.

### ભવિષ્યની જીંદગી—ધર્મનું રહસ્ય.

ફ્રરવરદીન યશ્તમાં નીચલુ વાક્ય મલે છે.

**"આઅત તે નૂરાંમ ફ્રવજેન્તિ દૂર એ ઉર્વએસેમ અધ્વનો, ઉર્વએસેમ નાષેમ્ન યિમ ફ્રષો-કેરેતોઇત વંગહુયાઓ."**

અર્થ—ત્યારે હમણા તેઓ ( આકાશી ગોળાઓ ) **ભલા ફ્રશોં ગર્દનું** સેવટ લાવવાની ખાહેશ રાખતાં દુર છેડાવાળા માર્ગો તરફ ગર્દેશ કરે છે. (ફ૦ ૫૮).

કેઆમતના મુખ્ય બે બનાવોમાંનો એક રૂઝે રીસ્તાખીજ એટલે, મુવેલાંને ઉઠાડવાના બનાવ વિષે ગયા લેખમાં કેટલુંક આપણે બોલ્યા અને આજ બીજે નામે ઓલખાતા એજ ફ્રશોંગર્દના ભવિષ્યની ભલી જીંદગીના બનાવ વિષે થોડું બોલીશું.

જરથોસ્તી મજહબમાં કેઆમત વખતે એક મહાગુરૂ પેદા પડવા અને આલમને તાજેગી બખશવાના બનાવની જે આગાહી થઇ છે તે બેશક એક મોજેજો છે. આ મજહબ ફ્રશોંગર્દના બનાવમાં જ્ઞાન અથવા બુધીને ખાસ અગત આપે છે અને એજ રોશન જ્ઞાનના બળે દુનિયાને સુધારા અને વધારાના રસ્તા ઉપર મુકી આપી આબાદી લાવવાના ઘણા બનાવો ભુતકાલમાં કેટલાક નામીચા પુરૂષો, જેઓ **"સઓષ્યંતો દખ્યુનાંમ"** એટલે દેશોનું ભલુ કરનારા સોશ્યંતો હતા, તેઓથી કેટલેક દરજ્જે અમલમાં આવતા રહીઆ હતા. અને વર્તમાનમાં એવા બુધીચાતુર્ય તથા કાર્યકુશળતાના બનાવો અધુરાં રૂપમાં અમલમાં મુકાતા રહયા છે. જ્યારે રોશન જ્ઞાનના બળે આત્મિક શુધી પ્રફુલ્લીત થશે અને જગતમાંથી બદીનુ વાતાવરણ વીખરાઇ જશે; નેકી અને ભલાઇનો બળવંત પ્રવાહો વેહેતા થશે અને માણસ જાત વારસામાં ઉતરતા આવેલા સુધારા-વધારાની અશોઇની સંપુર્ણતાએ પહોંચશે, ત્યારે ફ્રશોંગર્દ સંપુર્ણ થવાની તથા શારીરીક અને આત્મિક, અમર્ગી અને વૃદ્ધીની ભલી જીંદગીની ઉંચ હાલતે પેહોંચવાની ધર્મમાં જો કે આશા આપવામાં આવી છે, તોપણ આ સંપુર્ણ સુખી પરીણામ વેહેલું આગલ લાવવા કે તેને વધારે પાછલ લઇ જવાનું દુનિયાના ડહાપણ તથા તેની સર્જત ઉપર છોડવામાં આવ્યું છે.

ત્યારે એવા આશ્ચાર્ંત સુખી બનાવની સચ્ચાઇના વજનદાર દાખલા શું ધર્મમાં મલે છે ? એનો સંતોષકારક જવાબ જમ્યાદ યશ્તમાં

**અર્થ સુચક દલીલ.** મલે છે. તેમાં આ આલમ વચે ફ્રશોગિર્દનો સુધારો કરવા અને તેને નવાં સ્વરૂપમાં ફેરવવાની સચ્ચાઇ ભુતકાલમાં બનેલા થોડાક ખાસ દાખલાથી દેખાડે છે. તેઓ ખુદ આ બનાવના સંબંધમાંજ નામ બનામ નોંધાયલા છે તેથી તેઓ વધારે અસરકારક થઇ પડે છે. ત્યાં કહે છે કેઃ—

જે કયાની ખુરેહ બહાદુર **ફ્રેદુન** રાખતો હતો, જેથી **ઝોહાક** માર્યો ગયો હતો.

જે તેજ (અ૦ ખ્વરેનડ્હ=સં૦ વર્ચસ) તુરાની **અફ્રાસ્યાબ** રાખતો હતો, જેથી **ઝઇનીગાઓ** માર્યો ગયો હતો,

જે કયાની ખુરેહ **કએખુશરો** ધરાવતો હતો જેથી **અફ્રાસ્યાબ** માર્યો ગયો હતો,

જે ખુરેહ **કએગુશ્તાસ્પ** ધરાવતો હતો જેથી લડવૈયાઓમાં તેણે નવી દીનની સચ્ચાઇનું શિક્ષણ આપ્યું હતું,

તેમજ **સોશ્યોસ** કયાની ખુરેહની એલ્મની કુદરતી રોશ્નીની બરકતથી અશોઇની આલમમાંથી દરૂજની સઘલી બદીઓ, જુઠાંણું, દગાઇઓ વગેરેને દુર અને દફે કરશે (ફ૦ ૯૨–૯૩ ).

અવસ્તાના આ દાખલાઓમાં ઇરાની આલમ ઉપર દીન અને દેશના અજ્ઞાન, જંગલી અને ઝનુની દુશમન તાયફાઓથી વારંવાર જુલ્મ જાસ્તી અને જબરદસ્તીની આફતો ઉતરવાના અને તેઓને શીકસ્તની આપી દેશને બચાવી લેવાના ભુતકાલની તવારીખના જે દાખલા દેખાડવામાં આવ્યા છે, તે આર્ય પ્રજામાં બનેલા ઘણા અસાધારણ બનાવો હતા, તેથી ભુતકાલના આ અસરકારક દાખલાઓથી ભવિષ્યના બનાવોને તેના સાચાં સ્વરૂપમાં દેખાડવાની નેમ રાખવામાં આવી છે. ત્યારે તવારીખની સચ્ચાઇના આ મોજુદ દાખલા મુજબ ભવિષ્યનો પેગાંમ્બર સોસ્યોસ પોતાનાં હમશરીકો સાથે કયાની ખુરેહના પ્રબળ પ્રતાપે બદકારોની તન અને મનને લગતી બદીઓ સામે બળતવારીથી ફતેહમંદ લડતો ચલાવી તેઓને મુનો બિખથી ઉખેડી નાખશે અને આલમને જાયુકની તાજેની બખશશે એવી આપણને જાવેદાન ખુશાલીની ઉમેદ આપવામાં આવી છે. ( ફ૦ ૯૪–૯૬ ).

**ત્યારે કયાની ખુરેહ શું છે ?**

આ ખુરેહ ખુદાઇ ખુરેહ છે, તે ખુદાઇ અંશ છે, તે ઇશ્વરી બળ છે. તે રોશ્ની, ગ્નાનની રોશ્ની, એહ્મનો પ્રકાશ, પ્રતાપ કિર્તિ વગેરે અર્થો ધરાવે છે. અહુમજદની એજ બળવંત શકિતને જમ્યાદ યશ્તમાં શરૂઆતની જગત ઉત્પત્તિમાં તેમજ તેની સેવટની વ્યવસ્થામાંબી આગેવાંન ભાગ લેતી દેખાડી છે. (ફ૦ ૧૦–૧૨) વળી ભુતકાલની તવારીખના હમ મજહબ અને હમવતન ઇરાનની કીર્ત્તિની જાલ-વણીના રાજદવારી બનાવોમાં પેલા મહા પુરૂષોએ જે સાધનની બરકતથી દીન અને દેશને બચાવી લેઇ તેને સુધારા–વધારામાં આગલ પાડવાની કોશેષો કીધી હતી તે જોરાવર સાધનબી કયાની ખુરેહ છે ( એજ ફ. ૪૬–૫૨ ), અને એજ કુદરતી સાધનની ખુદાઇ બખશેશ તેના બરવખ્તે સોસ્યોસ તથા તેના હમશરીકો ઉપર નાઝીલ થતી જણાવી છે ( એજ ફ. ૮૯ ). એજ બળવાન શકિત કુદરત અને માણુસ એ બંને દિશામાં, બલકે તમામ વિશ્વમંડળમાં જે મહાન કાર્ય કરી રહ્યું છે, તેમાં ઇશ્વરી ગ્નાન અથવા એહ્મની રોશ્નીનુંજ તે એક સાચુ સ્વરૂપ છે અને તેનાજ પ્રતાપે ફ્રશોગર્દનો આ બરવખ્ત આલમમાંથી અગ્નાનપણાનાં અંધકારને પોતાની પ્રબળ અસર હેઠળ દાબી દેશે અને ગ્નાનની રોશ્નીના મહાન ફેરફારો પોતાની પાછ્લ લેતો આવશે. એની ધરખમ શાહાદત ખુદ આ બનાવના બયાનમાં તથા તેના વ્યવ-સ્થાપક પેગાંમ્બરની ભવિષ્યની રાહબરીમાંજ મલેછે. ત્યાં કહેછે કે, સોસ્યોશ તમામ ખલકતને “ખ્રતેઉશ દોઇથ્રાબ્ય” એટલે, અક્કલ અથવા બુધિની બેઉ આંખોથી જોશે ( એજ ફ૦ ૯૪). ત્યારે ભવિષ્યની આ ભલી રાહબરીમાં રોશન બુધ્ધિબળનો ઉપયોગ થશે, અગ્નાનપણુ ઉપર ગ્નાનની રોશની ગાલેબ આવશે અને રોશન અક્કલ આગેવાન જગા લેશે. વળી એજ બયાનની સેવટે આ મજહબે કોલ આપ્યો છે કે, અંધકાર ઉપર અંતેબી રોશ્નીનીજ ફતેહ છે ( એજ ફ. ૯૬ ).

**એક અસરકારક દલીલ.**

આ ઇશ્વરી શક્તિએ જેમ શરૂઆતની જગત ઉત્પત્તિમાં આપેલા તેમજ તેને નવેસરથી સમારવાના આખર વખતે બી આપવાના બળવાન હિસ્સાની આં બીજી અર્થસુચક દલીલ કરીશું. અહુરમજદ યસ્તમાં છ અમેશાસ્પંદોનું વર્ણન મલે છે અને તેમાં આ પેહેલે દરજ્જેની પેદાયશ પેદા કરવાની શાહાદત તરીકે શરૂ-આતની જગત ઉત્પત્તિમાં એક બળવાન શક્તિના થયલા તથા સેવટે જગતને સુધાર-

વાના હવે પછી થનારા તેના ઉપયોગથી અશો જરથોસ્તને વાકેફ કરતાં અહુરમજદ કહે છે કેઃ—

"હ્વ હુઉર્વત અમેરેતાત યા સ્તો બીજદેમ
પરો-અસ્તી જસેન્તાંમ મન દામ જરથુશ્ત્ર."
"વએથાચ તત્ચ કથચ આઈ અષાઉમ જરથુશ્ત્ર
મન ખ્રથ્વાચ ચીસ્તીચ યાહ્રશ આ અહ્રુશ."
પઓઉરૂયો બવત યથાચ અહ્હત અપેમેમ અહ્હુશ."

એટલે, અએ જરથોસ્ત! હાં સંપુર્ણતા (ખોરદાદ) અને અમર્ગા (અમરદાદ) જે બીજી હૈયાતી (અ. પરો–અસ્તી=સં. પરા–ભવ) માં જનારા અશો માણસોનો બદલો છે, તે મારી પેદાયશ (મન દામ) છે.

અએ અશો જરથોસ્ત! તું જાણ, તે કેમ? મારી **ખ્રથ્વ** (અક્કલ) અને **ચીસ્તી** (ડાહાપણ) થી જેમ દુનિયા શરૂ થઈ હતી, તેમ દુનિયા સૌથી આખરે થશે (ફ. ૨૫).

મજકુર વાકયમાં **ડાહાપણ** અને **અક્કલ** એ શબ્દો ઘણા અગત્યના છે. તેઓ આપણને ખુદાની સર્વજ્ઞ શકિતનો ઉંચો ખ્યાલ આપે છે. ત્યાંથી આપણને બે બાબદનું જ્ઞાન થાય છે. પેહેલું જગત ઉત્પતિમાં જેમ અહુરમજદનું મહામનોબળ કામે લાગુ હતું, તેમજ કેઆમતના આખર બનાવમાંબી એજ મહાબળ કામે લાગનાર છે. આ શિક્ષણ મુજબ જગત ઉત્પતિ ખુદાની ખુદાવંદી અને મીનો તથા ગેતી એ બેઉ હસ્તીની પાયદારીનો ઇનકાર કરનારા નાસ્તીક મતવાદીઓ કહે છે તેમ, અનિયમીત સંજોગો કે કોઇ ફાંટાબાજ કુદરતનું પરીણામ નથી, પણ તેમાં અવ્વલ અને આખર દાદાર હોરમજદનું ડાહ્યપણ નિયમીત કાર્ય કરે છે. દુનિયાની શરૂઆત જેમ તેના ડાહાપણનું પરીણામ હતું, તેમજ તેને આખરે અખંદ સ્વરૂપમાં સુધાર-વાના બનાવમાંબી એજ ઇશ્વરી શક્તિના ઉપયોગ તરફ મજકુર કલામ આપણું ધેઆન ખેંચે છે. ધર્મના મઆકુલ શિક્ષણમાં સમાયલું રહસ્ય કોઇનેબી માનવા અને બે ઘડી મનન કરવાજોગ છે. ત્યારે જરથોસ્તી મજહબે જે જે સચ્ચાઇઓ શિખવી છે તેઓમાંની આ એક મહાન સચ્ચાઈ છે.

**ફરશોગર્દ શું શિખવે છે?**

ફરશોગર્દના બનાવને ખુદ અવસ્તાની સત્તા સાથે તેના ખરાં સ્વરૂપમાં દેખાડવાની જે કોશેષ થઇ છે તે અધુરી છે. તેની પુરણી માટે આ મહાન બનાવનું સુખી સેવટ લાવવામાં દરેક જરથોસ્તીને ચપળ જીંદગી ગુજારી પોતાનો લાયક ફાલો આપવાની અને દુનિયાને ઉપયોગી થઇ પડવાની પવિત્ર ફરજનું તે આપણને

ભાન કરાવે છે. ધર્મે આજ્ઞા આપી છે કે રોશન જ્ઞાનની ખુદાઇ બખશેશને લાયક થયલાં ભાગ્યશાલી માણસો ઉપર **આસ્ન ખ્રેદ** (જાતી અક્કલ) નું ખુદાઇ ખુરેહ વારેદ થાય છે. ત્યારે એવાં જ્ઞાની અને બુધિશાલી જે માણસો વારસામાં ઉતરતા આવેલા ભુતકાલના અનુભવોને લઇને દુનિયાને સુધારવા અને સમારવાના કામમાં પોતાનો હિસ્સો આપે છે, તેઓ ફ્રશોગર્દ બનાવવામાં તથા તેને નજદીક લાવવામાં કીમતી મદદ આપે છે અને આવતી ઔલાદને ઉમદા વારસો આપી જવાનું પુણ્ય હાસેલ કરે છે. ફ્રશોગર્દ શિખવે છે કે, એક ખરા જરથોસ્તીએ કદમ બ કદમ આગલ વધવું જોઇએ અને પોતાની હાલત હાલના કરતાં વધારે બેહેતર કરવાના પ્રબળ પ્રયાસો કરવા જોઇએ. માનવી માત્રની એવી ઔલાદ દર ઔલાદ ચાલુ ને ચાલું કોશેષોના પરીણામને લઇને દુનિયા વધારે ભલી અને વધારે નિર્દોષ, વધારે ખાલેસ અને વધારે અશો હોઇને ભલી અને સુખી જીંદગીની સંપુર્ણતાએ પોહોચવામાંજ ફ્રશોગર્દનું સુંદર રહસ્ય સમાયલું છે.

ત્યારે આપણે જોયું અને તપાસ્યું કે, ફ્રશોગર્દ જરથોસ્તી હયાત જીંદગીનું એક ધાર્મિક સ્વરૂપ છે અને તે સુંદર સ્વરૂપ આપણી જીંદગીને ભલી અને સુખી, વૃધિ અને અમર્ગીના સલામત માર્ગ તરફ દોરવે છે. તે હયાત જીંદગીને બવિષ્યની જીંદગીના એક યાદગાર બનાવતી જાવેદાન ખુશાલી માટે આશાવંત બનાવે છે અને જરથોસ્તી ઉંચ ચારિત્ર ઘડવામાં આગેવાન હિસ્સો આપે છે. **ફ્રશોગર્દ** એટલે, આ ત્રણ પાંચ દહાડાની ટુકી જીંદગીની સફર સફળ કરવા માટે ભવિષ્યની ભલી ઉમેદો સાથે કાંઇ **નવું** અને **તાજું** કરવું, બીજા બોલોમાં સુધારા અને વધારા સાથે આગલને આગલ વધવું, Progress કરવો, એ અશો રાહબર જરથોસ્તનો મુદ્રાલેખ છે, તે આ મજહબનું સોનેરી શિક્ષણ છે.

ફ્રશોગર્દના બનાવ સાથે જગા અને વખતનો સંબંધ કાંય હોવો જોઇએ ?

**જગા અને વખત.**

અવસ્તામાં તેનો જોકે કોઇ મુકરર વખત દર્શાવેલો મલતો નથી, તોપણ તેની ચોકસ જગા સર્વથા પેહેલાં **વંદીદાદમાં** અને તેના આધારે પાછલથી **જમ્યાદ યશ્ત**માં દેખાડેલી મલે છે. તે પુર્વ ઇરાનમાં હેરાતની પાસે **સિસ્તાન**માં આવેલી **કાંસવ** નામની નદીવાલો પ્રદેશ છે ( ફ. ૫ તથા ફ. ૬૬ ). **પ્રૉ. ડાર્મેસ્ટેટર** તેને સિસ્તાનના હામુન અથવા ઝેરેહ દર્યા સાથ સરખાવે છે. વળી મજકુર યશ્તમાં **સોશ્યોશ**ની જન્મભુમિ તરીકે દરશાવેલી 'કાંસવ' નદીના સંબંધમાં 'હએતુમત' મુલકનું નામ

મલે છે, જે નામ તેને એજ મુલકમાં આવેલી 'હીલમંદ' નદી ઉપરથી મલ્યું છે (ફ. ૬૬-૬૭). જે સિસ્તાનમાં વેહેતી નદી છે અને હાલના હામુન સરોવરમાં ખાલી થાય છે. અવસ્તામાં મુલક અને નદીનું એકજ નામ 'હએતુમંત' છે અને ડૉ. સ્ટાઇન તેને નદીનુંજ નામ ગણીને કહે છે કે, હીલમંદ નદીના સંબંધમાં ઝેરેહ કાંસુ દર્યાનું જે નામ મલે છે તે સિસ્તાનની વચમાં આવેલો અને હાલમાં ઝેરેહ નામે ઓલખાતો સરોવર છે.

**સિસ્તાન પ્રાંત.**

સોસ્યોસની જન્મભુમિ તરીકે ચોકસ જગા દેખાડવાનું કારણ તેને હમવતન ઇરાનનું મધ્યબિંદુ ગણવાનું જણાય છે, કારણ કે ખુદ અવસ્તા મુજબ આ ભાગ્યશાલી જગા સાથ કેટલાક અગત્યના બનાવો અને કેટલીક નવાઇઓ જોડાયલી છે. જમ્યાદ યશ્ત મુજબ કાંસવ સરોવર તરફના ભાગમાં કયાની બાદશાહોએ જાહોજલાલ અમલ ભોગવ્યો હતો. તેના અતરાફમાં હુશદાસ્તાર (હાલનો સાવેલન) પર્વત, જ્યાથી અશો જરથોસ્તે કુદરતની લીલાનું અવલોકન કીધુ હતું, ખુદાઇ બેશારત મેલવી હતી અને આર્ય પ્રજાને નવા મજહબની નવાજેશ કીધી હતી. વળી ત્યાં કયાની ખુરેહ અખુટ હતું અનેહાંથીજ જરથોસ્તે ખુદાની ખુદાવંદીની પીછાણ કરી રોશન જ્ઞાન મેલવ્યું હતું. ત્યાંથી પુષ્કળ નદીઓ વેહેતી થઇને દેશને આબાદ કરતી હતી અને ત્યાં દીન અને દેશના બચાવનાં બીજાં અખુટ સાધનો હસ્તી ધરાવતાં હતાં (ફ૦ ૬૬—૬૯).

"સિસ્તાનની અજાયબી અને ખુબંદી" નામનો એક પહલવી રેસાલાનો ટુક ઇન્તેખાબ મલેછે * અને તે અવસ્તાના મજકુર વર્ણનનાજ આધારે લખાયલો જણાયછે. તેમાં કહેછે કે, હેતમંદ નદી (હાલની હીલમંદ), ફરજદાનુ સરોવર (હાલનો આબ-ઇસ્તાદે), કીઆંસે દર્યો (હાલનો ઝેરેહ) અને હુશ દાસ્તાર પાહાડ સિસ્તાનમાં આવેલાંછે. કહેછે કે, સપેતમાન જરથોસ્તના હુશેદર, હુશેદરમાહ અને સોસ્યોશનુ જનમવું, પરવરશ થવું અને રીસ્તાખીજ કરવું એજ મુલકને આભારી છે. વળી કેટલાક કયાની પાદશાહોની નસલ અને તોખમ એજ મુલકમાં સુખે દુખે પુગાં હતાં. ત્યારે આ પ્રાંત અને તેમાં આવેલાં સરોવરો, નદીઓ અને પર્વતો વગેરે દીન અને દેશની, ભુત અને ભવિષ્યની તવારીખના ઘણા અગત્યના બનાવો સાથ સંબંધ ધરાવેછે અને તેથી તેઓ ઇરાની પ્રજામા ઘણા પવીત્ર અને માનને લાયક ગણાયાંછે. ખરૂ છે કે સિસ્તાન પ્રાંત સાથે આપણો સંબંધ પુરાતન છે, પણ એજ

---

* તરજુમો કરનાર ડૉ. જી. જ. મોદી, સી. આઇ. ઈ.

ભાગ્યશાળી સ્થલ સાથે શું ખરેજ આપણી ભવિષ્યની સર્જત જોડાયલી હશે ! **પ્રો૦ સ્ટાઇન** કહેછે કે, હાલખી ાસસ્તાનના અતરાફમાં એક પુરાનો તાયફો વસેછે, જેઓ પોતાને 'કયાંનીઅન' તરીકે ઓળખાવે છે.

**વખત.**

અવસ્તામાં ફ્રશેગિર્દનો કોઇ એકજ મુકરર વખત દરશાવેલો મલતો નથી અને આ બનાવની તલ્યેની મકસદ તપાસતાં જોકે મલવો જોઇએખી નહી, તોપણ પાછલાં લખાણોમાં કેઆમત થવાનો અને કેઆમત બનાવનાર સોસ્યોશને જન્મ લેવાનો દિવસ **ખોરદાદ સાલ** જણાવ્યો છે. આં કંઇજ નહી પણ તારીખના આધાર વગરના ભુતકાલની તવારીખના જે બનાવોના અનેક દાખલા વખતના આ મુત્રકકેલ ખોરદાદ અમેશાસ્પંદના નામ સાથે જોડી આપેલા મલે છે, તેઓમાંનો આ એક ભવિષ્યના બનાવ સાથે માત્ર જોડી આપવાનો છે.

**પહલવી લખાણો.**

ફ્રશેગિર્દની ભવિષ્યની હાલતનું પહલવી લખાણોમાં જે ચિત્ર દોરવામાં આવ્યું છે તે જાણવા જોગ છે અને આ તેનો ટુક સાર છે.

જ્યારે સોસ્યોશ આવશે ત્યારે માણસ જાત દશ વરસ અગાઉથી ખોરાક-પાણી તદન છોડી દેશે અને વગર ખોરાકે જીવશે. જ્યારે મુવેલાં ઉઠશે ત્યારે આફતાબની અરધી રોશ્ની તેઓપર પડશે અને અરધી ગયેમર્દ ઉપર પડશે. જેથી તેઓ પોતાનાં માબાપ, ભાઇબેહેન, બાઇડી છોકરાં અને સગાંવહાલાંઓને ઓલખશે. દરેકને એક ઓરત અને તેની સાથે ફ્રરજંદો જાહેર કરવામાં આવશે પણ દુનિયામાં ફ્રરજંદ જણવાનું થાય છે તેથી જુદીજ રીતે થશે. આ વેળા આકાશપરથી એક પુછડીઓ તારો ખરશે... અને જવાળા મુખી પર્વતો ફાટશે, તેની 'લાવા' થી નદી વેહેતી થશે અને તે પીગલેલી ધાતુંની નદીમાં બેહેસ્તી અને દોજખી માણસોને ચલાવવામાં આવશે. બેહેસ્તીઓને ઉકાળેલાં સુમરાં દુધમાંથી આસાન પસાર થતાં હોય તેમ લાગશે પણ દોજખીઓને ભારે દુખ ભોગવવું પડશે. સોસ્યોશ પોતાના મદદગારો સાથે ગુજરેલાંઓને ઉભાં કરવા ઇજસ્નેની ક્રિયા કરશે અને ક્રિયા માટે '**હધઓશ**' નામની એક ગાયને કાપશે ! અને દુધનું જીવાંમ તથા હોમે સફેદનો અમૃતરસ પાઇને તમામ ગુજરેલાંઓને અમર્ગી અપાવશે. જેઓ મોટી ઉમરે મરણ પામેલાં હશે તેઓની ઉમર ૪૦ વરસની અને નાના બાળકોની ઉમર વરસ ૧૫ ની થશે (બુ. બા. ૩૦).

ફ્રર્શીગર્દના યાદગાર બનાવમાં અવસ્તા અને પહલવી લખાણનો મુકાબલો કરતાં તેઓ વચે આપણે અસાધારણ તફાવત જોઇએ છીએ. વળી તેમાંથી આપણા જ્ઞાનમાં વધારો કરે એવું કોઇ ઉમદા શિક્ષણ મલતું નથી. અવસ્તામાં તે જ્યારે ટુકો અને ભવિષ્યની સ્વભાવિક સ્થિતિ દરશાવનારો છે, ત્યારે પહલવી લખાણમાં તે અતિ લાંબો અને ઘણો અસ્વભાવિક મલે છે. તેમાં તેના લખનારે પોતાની કલ્પણાનો હદબાહાર છુટથી ઉપયોગ કીધો છે અને તેમાં આશા તથા ભય એ બંન્ને એકી-વેળા સાથે સાથે આપવાની કોશેષ કીધી છે. આ તાજુબી ઉપજાવનારૂં વર્ણન પાછલી ધરાની પ્રજાની ધાર્મિક સ્થિતિનો આપણને ખરો ખ્યાલ આપે છે અને તેમાં અવસ્તામાં નહી વર્ણવેલાં જે બયાનો થયાં છે તે માત્ર ધાર્મિક ધાક બેસાડવા તે જમાનાની પ્રજા માટે જરૂરનાં હતાં. એમાં એક નહી ઇચ્છવાજોગ જે બાબદ મલે છે, તે ભવિષ્યના પેગાંમ્બરના હાથે ગાય કપાવવાની છે! એક અશો રાહબરના નામ સાથે ગાયની કુરબાનીનું આ જોડાણ અસ્થાને મલે છે.



## OPINION.

"But as a specific example of 1st class research, I think I can do worse than lay my finger on the brief paper contributed to the latest Journal of the Iranian Association by a scholar with whom I have not the pleasure of a personal acquaintance. It is my humble opinion that the paper contributed to the conjectural emendations in some of our Pazend texts by Mr. Khurshedji Erachji Pavry entitles him to rank among the foremost Avesta exegetes of our day. Speaking from memory, I find it hard to recollect a like piece of original research by any scholar within the last five years. The Parsi public may rest assured that the ingenious critical suggestions made by Mr. Pavry only if they had emanated from a Westerner would have earned him what is known as "European reputation." And I repeat I can indulge conscientiously in whole-hearted appreciation of the erudition of this scholar—and the like of him I expect we have struggling in obscurity sacrificing studies to a wrangle with a land-lord—because not knowing them I have neither to fear to lose norto hope to gain anything from them. I submit to the community that with workers of this calibre, and I rest content with mentioning only one who is not a solitary exception, we should not despair of prosecuting our studies and throwing light on our past with our own independent efforts." G. K. N.

JOURNAL OF THE IRANIAN ASSOCIATION,
*October, 1919.*

---

### બાપીકા મજહુબની સાચી રાહબરીની ખુટ
### અને
### ખરી લાયકાતની કદરશનાસી નહી કરવાની તરંગર
### પારસીઓની બેદરકારી.

"જ્યારે પણ નહી ઇચ્છવા જોગ દલગીરી ઉપજાવનારો સંસારી બનાવ પોતાના આત્મા અને હૃદયને ઠમકમાત પમાડનારો થઇ પડે છે, ત્યારે આપણામાંના જુના વિચારવાળાઓ શું ધાર્મિક સબક આપનારાઓની ખુટના સંબંધમાં લાગણી ભરેલી

ફરીઆદ કરતા નથી? પણ જે બનાવો માટે નાસેપાસ થઇને ખેદ દર્શાવે છે, તે ફરીથી બનતા અટકાવવા માટે તેઓ શું પગલાં લે છે? જોઇતું લખાણ કોણ પાસેથી મેલવવું તેની સમજ નહી પડતાં મી. ખુરશેદજી પાવરી, જેઓ અદેખાઇ ઉપજાવે એવાં એઃહોળાં લખાણો કરવા માટે જાણીતા છે, તેઓને 'જર્નલ'ના દીલસોજ પણ ગુચવાડામાં પડેલા અધિપતિ તેમનો ફાલો આપવાની આગ્રહ ભરેલી અપીલ વારંવાર કરે છે..."

"વળી આ વાત યાદ રાખવાની છે કે આપણા સ્વમાન ધરાવનારા ધર્મગુરૂ ભાઇબંધો પાસેથી આપણે એવી વકી રાખી શકીએ નહી કે પૈસાની રેલછેલ તીજોવાળાં સખાવતી ખાતાંના ટ્રસ્ટીઓને ફુરસદ મલે અને તેઓ આનંદી સ્વભાવમાં હોય, તે વેળા હાથમાં અરજ લઇને તેઓ પાસે મદદ માંગવા જાય. હું પુછીશ કે આપણા સાહિત્યના અભ્યાસિ આગેવાનો, જરથોસ્તી દંતકથા વગેરે સાહિત્ય તરફની એક પાવરી, એક ફીસ્તેનરાગ કે કારા-દી-વુ ની જાનફેશાનીની લાયક કદર બુજવા માટે બાહાર પડવા વગર કયાં સુધી તેઓની શોધખોળનો ઉમદા લાભ ભોગવનાર છે? પશ્ચિમના વિદ્વાનો પોતાના કામ પછવાડે જે દિવસો ગાળે છે અને મેહેનત લે છે તે માટે તેઓ ઓછો વધતો બદલો મેલવે છે. કોઇપણ રીતે તેઓ પોતાની મેહેનતના પરીણામમાં પ્રતિષ્ઠા મેલવે છે, પણ જે પારસી ધર્મગુરૂ કે બેહેદીન અભ્યાસિ આભારની લાગણી ધરાવવા અને કદર બુજવા માટે, મશહુર થયલી પારસી કોમ ઉપર આધાર રાખીને ધાર્મિક સાહિત્યનો કોઇ મુરબ્બી દ્રષ્ટી મર્યાદાથી બાહાર નીકળવા વગર વર્ષોનાં વર્ષો વહી જતાં જુએ છે તેનું શું?..."

પ્રજામિત્ર, તા. ૬-૫-૧૯૨૦.

---

## એક સમશુલ ઉલ્મા કહે છે.

"તોપણ મોબેદોને કેળવણી આપો, કેળવણી આપો, એમ બેહેદીનો ફોકટ પોકાર કરતા રહીઆ છે અને કરતા રેહેશે. જે જોઇએ છે તે પોતાની મેલે શિખેલાઓની કદરશનાસી છે." (૭૦)

પ્રજામિત્ર તા. ૨૪-૧૦ ૧૯૧૯.

---

"Do not the orthodox among us feelingly complain of the lack of religious preceptors among us whenever an undesirable social occurrence shocks their soul and conscience? What steps do they

take to prevent the repetition of what they ruefully deplore? I make no apology to refer to the enviable profundity of Mr. Khursedji Erachji Pavry whom the sympathetic, but embarrassed editor of the Journal probably appeals urgently for "copy" not knowing which way to turn?

× × × × ×

And it has to be remembered that our self-respecting priesthood cannot be expected to wait, petitions in hand, the leisure and the cheerful mood of a heptade of plutocratic Trustees. How long, are our intellectual leaders to enjoy the rich benefit of the researches of a Pavri, a Christensen or a Carra de Vaux, without bestirring themselves worthily to appraise their passionate devotion to Zoroastrian lore? And be it observed, that the accidental workers acquire compensation for their days spent or energy employed to a great or less degree. Any way, they earn a name commensurate to their toil. But where stands the Parsi Mobed or lay student who, depending on a community reputed for gratitude and appreciation of merit, sees year after year roll by without a patron of religious learning emerging above the horizon?"

*Advocate of India,*
29th April 1920.

---

## એક ભણેલા એરવદની સ્તુતીમાં

**મી૦** સ્પીકર.

મને પુછવાની રજા આપશો કે પારસી કોમના આજે કોઇ ભણેલાગણેલા એવા સ્કોલરો છે કે જેઓએ પોતાની જાતિ અકકલને જોરે અઘરતા ભણતરોના સંબંધમાં કોઇ નહી સમજ પડે એવાં લોગનોની અકકલ પસંદ સમજણ આપવાની કોશેશ કીધી હોય? તેવા સ્કોલરો મરહુમ મી૦ ખ. રૂ. કામા અને એરવદ શે. દા. ભરૂચા હતાં, જેમની બરાબરી હજી કોઇથી થઇ શકી નથી. તેમનાથી ઉતરતા દરજ્જામાં બે ત્રણ એરવદ સાહેબોને મુકી શકાશે. થોડા દીવસની વાત ઉપર આ બાબતમાં તમારાં પત્રની ઇંગ્રેજી કટારોમાં મેં એક લેખ વાંચ્યો ત્યારે તેમાં એક ભણેલા એરવદ

જેઓને જવાન તો કહી શકાયજ નહીં તેમના સંબંધમાં નીચલો ફકરો જોઇને મને બહુ ખુશી ઉપજી હતી. ત્યાર બાદ તેજ લેખ ઇરાનયન એસોસીયેસનના અકટોબર માસનાં જરનલમાં ઉતારી લીધેલો મેં ફરીથી વાંચ્યો ત્યારે મને લાગ્યું કે મારે ઉપલા એરવદના સંબંધમાં બે સખુન કેહવા જોઇએ. ઉપલા લેખમાં તેમને માટે વપરાયલા સખુનો આ પ્રમાણેના છે,

* * * * * •

ઉપલા સાદા સખુનોમાં હું ઘણી સચાઈ સમજું છું. ઉપલા લેખક એરવદ ખુરશેદજી એચરજી પાવરીનો એક લેખ વાંચીને તેઓ આટલા બધા ખુશ ખુશ થઇ ગયા છે, તો ઇરાનયન જનરલના છેલ્લાં થોડાંક અંકોમાં એજ કીસમના જાતી ખોલ અને તપાસથી લખાયલા લેખો તેમની કેટલી મોટી ખુશીનું કારણ થઇ પડવા જોઇએ. ઉપલા લેખકને એરવદ પાવરી સાથ ઓળખાણ નથી તો હવે તે જલદીથી પડશેજ, કારણ કે એક વીદ્વાનની પ્રસંસા કરનાર બીજો વીદ્વાન તેનું ઓળખાણ પાડયા વીના રહી શકતો નથી. પણ આ અદના લખનાર તો એરવદ પાવરીને સારી પેઠે ઓળખે છે. અને એક દાયકાથી તેમના સ્વતંત્ર અને હીમત ભરેલાં સંસારી અને ધરમ સંબંધી રાહ રસમો અને માન્યતાઓના સુધારાને લગતા લખાણો છાપામાં વાંચતો અને વખાણતો આવ્યો છું. પાંચ સાત વરસોની વાત ઉપર એરવદ પાવરીએ રાસ્ત ગોફ્તાર પત્રમાં પોતાના આ લખાણો દાખલ કરાવવા માંડયાં ત્યારે તે બહુ વખાણાયા હતાં અને અધીપતીએ તેમની સારા સખુનોથી સ્તુતી ગાઇ હતી. ત્યાર બાદ આ પ્રજામીત્ર અને પારસી પત્રમાં એરવદ ખુ૦ પાવરીએ પોતાના ઉપલીજ કીસમના સ્વતંત્ર અને સાચાં લખાણો ચાલુ રાખ્યાં હતાં. અને હાલ એજ એરવદ ઇરાનીયન જરનલમાં તેવાંજ બીજા લખાણો ચાલુ રાખીને પોતાની નામના કાયમ રાખી છે.

* • * • •

પણ એટલુંજ નથી. ઉપલા ઈંગ્રેજી લેખના લખનારને ખબર હોય છેકે નહી હોય કે એરવદ પાવરીએ પોતાના નામ સાથ તાલુકો ધરાવતા "રેસાલહે ખુરશેદ" નામના ગ્રંથમાં અનેક નીબંધો જાતી શોધખોળને આધારે લખેલ છે, જેઓ મધેનો એક "યથા અહુ વઇરયો" ની બહુ પુરાણી બંદગીનો જુદીજ અને નવીન ઢબથી કરેલા તરજુમાને લગતો છે. હાલ એરવદ પાવરી ઉપલા જરનલમાં "જરથોસ્તે સાહીત્યના ચુંટેલાં લખાણો" એ મથાળે જે જાણવાજોગ વીવેચન કરે છે. અને

પેહલવીવાળાઓએ કરેલી શરેહોની કાંઇક ભુલો બતાવી આપવાની તજવીજ કરેછે તે ખરેજ સ્તુતી પાત્ર છે. ચાલતા અક્ટોબર માસનાં જરનલમાં અવસ્તા 'તેક્ષ્ત'નાં બે મોગમ અને બે બેગાના વાકયો જેમના ખાતરી ભરેલા અરથ કરવા મુશ્કેલ છે તેમના અરથ અને તે માટેની સમજણ પોતાની તરફથી આપવાની તારીફલાયક કોશેશ આ ભણેલા સ્કોલરે ચાલુ રાખી છે. અફસોસની વાત છે કે આવા વીદ્વાન અભ્યાસીઓના પોષક આપણામા કોઇ નથી. મરહુમ મી૦ ખ. રૂ. કામાને પોતાના વીદ્વતા ભરેલા કામોને માટે કોઇ માતબર આસામીની મુરબ્બીગીરીની અગત ન હતી. મરહુમ એરવદ શેહરીયારજી ભરૂચાને માથે રાહનુમા સભાનો સાયો હતો માટે તેઓ પોતાની રાસ્ત વીદ્વતાને હીમતથી વીસ્તાર આપી શકયા હતા. પણ એરવદ પાવરી જેઓ હાલ નજદીક ૬૦ વરસની ઉમરે પુગેલા છે. તેમને માથે કોઇ પણ મુરબ્બીનો સાયો નથી. તેઓ મુંબઇના જાથુકના રહીશ નથી. પણ નવશારીનાં એક ખુણામાં નાકદર લોકો વચ્ચે એકમાર્ગીપણે વસી પોતાનો અવસ્તાઇ અભ્યાસ ચાલુ રાખી રહયા છે.

પ્રજા મિત્ર તથા પારસી.
નવેમ્બર, ૧૯૧૯.

